

# અ...ર્પ...ણ

સહૃદયતા, સંનિષ્ઠા અને સ્વાધ્યાયપ્રિયતા જેવા
ઉત્તમ ગુણોથી જેમનું વ્યક્તિત્વ પ્રભાવક બન્યું
છે અને જેમનાં પ્રેરણા, માર્ગદર્શન અને પરિશ્રમે
મારામાં સંશોધન અને લેખનની આત્મશ્રદ્ધા
પ્રગટાવી છે એવા પરમ આદરણીય વિદ્યાગુરુ
**ડૉ. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રીનાં ચરણોમાં**
મારી ભક્તિનો આ નમ્ર ઉપહાર રજૂ કરતાં
આનંદ અને કૃતકૃત્યતા અનુભવું છું.

# આમુખ

પ્રા. ડૉ. નીલાંજનાબ્હેન સુબોધચંદ્ર શાહના પુસ્તકનું આમુખ લખતાં હર્ષની લાગણી અનુભવું છું. કૉલેજમાં અધ્યાપન-કાર્ય અને ગૃહિણી તરીકેની જવાબદારી વચ્ચેથી તેઓ અભ્યાસ અને સંશોધન માટે સમય કાઢી શકે છે તેનું મુખ્ય કારણ તેમનો વિદ્યાપ્રેમ અને સંસ્કૃત-વિદ્યાના ક્ષેત્રે કામ કરવાની ધગશ છે.

ગુજરાતમાં પ્રાચીન કાલથી સાહિત્યિક પ્રવૃત્તિઓ થતી રહી છે. ધાર્મિક વૃત્તિ કે પરમાર્થની જિજ્ઞાસા કે વિદ્યાવ્યાસંગ કે રાજ્યાશ્રય પ્રેરિત ઉત્સાહ કે પોતાના સંપ્રદાયને સર્વશ્રેષ્ઠ બનાવવાની ધગશે કે સ્વાન્તઃસુખાય—આવા કોઈ કારણે ગુજરાતમાં કાવ્યગ્રંથો અને શાસ્ત્રગ્રંથોની રચના થતી જ આવી છે. ભટ્ટિનું વલભીનગર તો મોટું વિદ્યાધામ હતું, જ્યાં બૌદ્ધ, જૈન, બ્રાહ્મણ સર્વ પ્રવાહોના વિદ્વાનો, કવિઓ અને આચાર્યો પોતપોતાનું વિદ્યાકીય કાર્ય કરતા રહેતા. તેવું જ મહત્ત્વ બીજા કેટલાક નગરોનું જુદા જુદા સમયે રહ્યું છે. આમ, પ્રાચીનકાલથી ગુજરાતમાં સંસ્કૃત ગ્રંથો વિપુલ પ્રમાણમાં લખાયા છે, જેમાંથી કેટલાકની હસ્તપ્રતો ભંડારોમાં સુરક્ષિત રહી શકી. સદ્‌ભાગ્યે હવે વિદ્વાનો અને અભ્યાસીઓનું ધ્યાન આ તરફ વળ્યું છે અને તેઓ તેમને અંગે સંશોધનાત્મક લેખો અને પુસ્તકો લખવા લાગ્યા છે.

શ્રીમતી નીલાંજનાબ્હેને પોતાના મહાનિબંધ માટે ભટ્ટિકૃત 'રાવણવધ' કે 'ભટ્ટિકાવ્ય'નું વિવેચનાત્મક અધ્યયન કરવાનું નક્કી કર્યું તે ખરેખર અભિનંદનીય છે. વધારે આનંદ તો એથી થાય છે કે તેમણે આ કાવ્યના અધ્યયન પાછળ ખૂબ મહેનત કરી છે અને કાવ્ય તરીકે તેમજ શાસ્ત્ર-ગ્રંથ તરીકે તેની ઝીણવટપૂર્વક સમીક્ષા કરી છે. ભટ્ટિકાવ્ય પરની વિદ્વત્તાપૂર્ણ ટીકાઓને પણ વિગતોમાં ઉતરીને ખૂબ કાળજીપૂર્વક તપાસી છે. અલંકારો કે અન્ય કોઈ મુદ્દો સમજાવતાં જુદો મત દેખાય તો તે કયા કારણને લઈને દોઈ શકે તે સમજવાનો પ્રયત્ન કર્યો છે. વ્યાકરણ અને સાહિત્યશાસ્ત્રના ગ્રંથોમાં ભટ્ટિકાવ્યનાં ઉદાહરણો મળે છે (—ગુણ કે દોષ દર્શાવવા માટે-) તેની પણ ગંભીરતાપૂર્વક વિચારણા કરી છે. અદ્યતન વિદ્વાનો આ શાસ્ત્ર-કાવ્યનું કેવું મૂલ્ય આંકે છે તેનીય નોંધ લીધી છે અને ભટ્ટિકાવ્ય વિષે જે કંઈ લખાયું છે તેનો અભ્યાસ કરીને બરાબર સમીક્ષા કરી છે, આમ એક ગુજરાતી બહેન પાસેથી ગુજરાતના જ એક સારા કવિ અને

શાસ્ત્ર વિષે આ ઉચ્ચ કોટિનું સંશોધનાત્મક પુસ્તક પ્રાપ્ત થયું છે, એ હકીકત આનંદદાયક છે અને બીજાઓને માટે પ્રેરણાદાયક બનશે એવો વિશ્વાસ છે.

ધ્યાનચૂકને કારણે ભૂલ રહી ગઈ છે તે તરફ ધ્યાન દોરું. પૃ. ૨૯ ઉપર પાદટીપ ૩માં વાલ્મીકિ રામાયણની સમીક્ષિત આવૃત્તિ ભાંડારકર ઓરિયન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટે તૈયાર કરેલી છે એમ લખ્યું છે, પણ આ સમીક્ષિત આવૃત્તિ ઓરિયન્ટલ ઇન્સ્ટીટ્યૂટ, વડોદરાએ તૈયાર કરેલી છે. (નીલાંજનાબેને એજ પાન પર પાદટીપ ૫માં વડોદરાનો ઉલ્લેખ કર્યો છે) સમીક્ષિત આવૃત્તિ માટે મહાભારત અંગે ભાંડારકર ઓરિયન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટનું નામ એટલું પ્રખ્યાત થઈ ગયું કે એ જ જલદી ધ્યાનમાં આવે એ સ્વાભાવિક છે. તેને લીધે આ ભૂલ રહી ગઈ છે એમ લાગે છે.

કેટલાક મુદ્રણદોષ રહી ગયા છે પણ ઘણીવાર એ નિવારવા મુશ્કેલ હોય છે એવો સૌ લેખકોનો અનુભવ છે.

આ અભ્યાસપૂર્ણ પુસ્તક સંસ્કૃત-પ્રેમીઓને આપવા બદલ ડૉ. નીલાંજના-બેનને શતશઃ અભિનંદન! આવી બીજી કૃતિઓ તેમની પાસેથી પ્રાપ્ત થાય એ જ અભ્યર્થના!

તા. ૨૮-૭-૮૭

**એસ્તેર સોલોમન**
(નિવૃત્ત અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ,
ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ)

# પ્રસ્તાવના

ભટ્ટિરચિત 'રાવણવધ' મહાકાવ્ય કર્તાના નામ પરથી 'ભટ્ટિકાવ્ય' તરીકે વધુ પ્રસિદ્ધ છે 'કુમારસંભવ', 'રઘુવંશ' ઇત્યાદિ પાંચ પ્રશિષ્ટ સંસ્કૃત મહાકાવ્યો પર ટીકા લખનાર મલ્લિનાથે વધારામા આ મહાકાવ્ય પર પણ ટીકા લખી છે. વળી, ભટ્ટિકાવ્ય પર બીજી પણ અનેક ટીકાઓ લખાઈ છે. આનુ મુખ્ય કારણ એ છે કે આ મહાકાવ્ય દુર્બોધ હોઈ વ્યાખ્યાગમ્ય છે એમા એક બાજુ રામચરિતના કથાનકના પ્રસંગોનુ નિરૂપણ અને બીજી બાજુ શબ્દશાસ્ત્ર તથા કાવ્યશાસ્ત્રના અમુક નિયમોના ઉદાહરણો–એ બે તંતુઓને તાણાવાણાની જેમ એવી ખૂબીથી વણી લેવામા આવ્યા છે કે એ શાસ્ત્રોના વિદ્યાર્થીઓને એના ઘણા નિયમો વગર ગોખ્યે, કથાપ્રસંગોને લગતા રુચિર ઉદાહરણો દ્વારા રસભેર યાદ રહી જાય

સંસ્કૃત સાહિત્યમા આ પ્રકારના દ્વિસંધાન મહાકાવ્યો ત્યાર પછી બીજા અનેક કવિઓએ રચવા ચાલુ રાખ્યા પરંતુ ભટ્ટિકાવ્ય એનો સૌથી પ્રથમ જ્ઞાત નમૂનો હોઈ આ અવનવો કાવ્યપ્રકાર શરૂ કરવાનો યશ હાલ વલભીના કવિ ભટ્ટિને જ આપવામા આવે છે ભટ્ટિએ શાસ્ત્રકાવ્યનો આ અવનવો પ્રકાર શૈક્ષણિક દૃષ્ટિએ પ્રયોજ્યો હોય કે અતિભાસંપન્ન પ્રયોગશીલતાની દૃષ્ટિએ, પરંતુ એમણે કરેલુ એ નવતર કાવ્યસ્વરૂપનુ પ્રવર્તન એ ભારતના સંસ્કૃત સાહિત્યમા ગુજરાતના એક કવિના હાથે થયેલુ ગૌરવાસ્પદ પ્રદાન છે

મે પીએચ. ડી. ડિગ્રી માટેના મારા શોધપ્રબંધ માટે સંશોધનનો વિષય વિચારવ માંડયો, ત્યારે મારા માર્ગદર્શક અને ભો જે. વિદ્યાભવનના અધ્યક્ષ (હાલ નિવૃત્ત) ડૉ હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રીએ મને ભટ્ટિકાવ્યના વિવેચનાત્મક અધ્યયનનો વિષય સૂચવ્યો અને મહાકાવ્ય ઉપરાંત કાવ્યશાસ્ત્ર તથા વ્યાકરણમા પણ અભિરુચિ હોવાથી એ વિષય મને અતિશય પસંદ પડયો એમના માર્ગદર્શન નીચે મે ૧૯૬૫ થી ૧૯૬૯ના વર્ષો દરમિયાન ભટ્ટિકાવ્યનો મહાકાવ્ય તરીકે તેમ જ શાસ્ત્રકાવ્ય તરીકે સર્વસ્પર્શી અભ્યાસ કરવાનો પ્રયત્ન કર્યો ને આ અધ્યયનના ફલસ્વરૂપ તૈયાર થયેલ શોધપ્રબંધને ગુજરાત યુનિવર્સિટીએ માન્ય કરી, ૧૯૭૦ના વર્ષમા મને પીએચ ડી ની ડિગ્રી એનાયત કરી આમ એ વિષયના અધ્યયને મને આવા વિષયોના સંશોધન કરવાની તાલીમ આપી

આ તાલીમને અનુસરીને, હુ તે પછી પણ કેટલાક સંશોધનલેખો લખતી રહી, પણ એ પ્રવૃત્તિમા મારો આ શોધપ્રબંધ અપ્રકાશિત રહ્યો.

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીનાં પ્રેરણા અને પ્રોત્સાહનથી, મેં આખરે મારા એ શોધપ્રબંધમાં જરૂરી સુધારાવધારા કરી, એની સંસ્કારિત મુદ્રણપ્રત તૈયાર કરી. ગુજરાત રાજ્યની સાહિત્ય અકાદમીએ મને એના પ્રકાશન અનુદાનની નિયત રકમ આપી, આ માટે હું એ અકાદમીના સંચાલકોનો હૃદયપૂર્વક આભાર માનું છું.

ગુજરાત યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના નિવૃત્ત અધ્યક્ષ ડૉ. એસ્તેરબહેન સોલોમને નાદુરસ્ત તબિયત હોવા છતાં, મારા પ્રત્યેની મમતાને કારણે ખૂબજ ઓછા સમયમાં આ ગ્રંથનો આમુખ લખવાનું સ્વીકાર્યું તે માટે તેમજ મને સંશોધનમાં પ્રોત્સાહન આપવા માટે તેમની હું અત્યંત ઋણી છું.

વ્યાકરણશાસ્ત્રને લગતી બાબતોમાં જરૂરી માર્ગદર્શન અને પ્રોત્સાહન આપવા માટે ડૉ. જયદેવભાઈ મો. શુક્લનો પણ હું આભાર માનું છું.

ભો. જે. વિદ્યાભવનના અધ્યક્ષ ડૉ. પ્રવીણચંદ્ર ચિ. પરીખે મારા ગ્રંથનું પ્રકાશન સમયસર અને વ્યવસ્થિત થાય તે માટે જે પરિશ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. મારી લેખનપ્રવૃત્તિમાં રસ લઈને, મને સદાયે વાત્સલ્યપૂર્વક પ્રોત્સાહન આપનાર ભો. જે. પરિવારના વડીલ સભ્ય, પ્રા. રસિકલાલ ચિ. ત્રિપાઠીનો હું અત્યંત આભાર માનું છું. એ પરિવારનાં રીડર ડૉ. ભારતીબહેન શેલતે મારા ગ્રંથપ્રકાશનનું કાર્ય સવેળા પૂરું થાય તે માટે દર્શાવેલી કાળજી માટે તેમના પ્રત્યે આભાર વ્યક્ત કરું છું. એ જ પરિવારના અધ્યા. કમલેશભાઈ ચોકસીએ વ્યાકરણવિષયક પ્રશ્નોનું સમાધાન કરી આપીને, આ બાબતમાં જે સક્રિય સહકાર આપ્યો છે, તે માટે હું એમની ઋણી છું. અત્રેની 'પ્રેમલ જ્યોતિ' સંસ્થાના રેક્ટર ફાધર ઈસુદાસ અને તેના પ્રાધ્યાપક ફાધર ડેરલે એક ઇટાલિયન ગ્રંથના કેટલાક ફકરાઓનો અનુવાદ કરી આપ્યો તે માટે એમની પણ હું આભારી છું.

મારા પતિ ડૉ. સુબોધ જ. શાહે આ ગ્રંથના પ્રકાશન કાર્યમાં આરંભથી અંત સુધી ઊંડો રસ લઈને, સળંગ સહકાર આપ્યો છે તે માટે એમનો પણ આભાર માનું છું.

સંસ્કૃત સાહિત્યના, વ્યાકરણના અને અલંકારશાસ્ત્રના અભ્યાસીઓને મારા આ શોધપ્રબંધનું પ્રકાશન ઉપયોગી નીવડશે એવી હું આશા રાખું છું.

નીલાંજના સુ. શાહ

૧૮, સ્વૈરવિહાર સોસાયટી,
ડૉ. વિક્રમ સારાભાઈ રોડ,
પોલીટેક્નીક પાસે, અમદાવાદ-૩૮ ૦૦૧૫
૨૩-૭-૮૭

# સંક્ષેપસૂચિ

| | |
|---|---|
| अ स. | अलकारसर्वस्व |
| का.अ. | काव्यालकार |
| का.अनु. | काव्यानुशासन |
| का.आ. | काव्यादर्श |
| का.नी. | कामन्दकीयनीतिसार |
| का.प्र. | काव्यप्रकाश |
| कि.अ. | किरातार्जुनीय |
| कौ.अ. | कौटिलीय अर्थशास्त्र |
| जा.ह. | जानकीहरण |
| दु.वृ. | दुर्घटवृत्ति |
| ना.शा. | भरतनाट्यशास्त्र |
| पा.अ. | पाणिनीय अष्टाध्यायी |
| प्र.रु. | प्रतापरुद्रीय |
| भ.का. | भट्टिकाव्य |
| भ.का.(ज). | भट्टिकाव्य-जयमंगलकृता टीका |
| भ.का (भ) | भट्टिकाव्य-भरतमल्लिककृता टीका |
| भ.का (म) | भट्टिकाव्य-मल्लिनाथकृता टीका |
| वा.रा. | वाल्मीकिरामायण |
| वि.ध.पु | विष्णुधर्मोत्तरपुराण |
| शि.व | शिशुपालवध |
| शृ.प्र | शृंगारप्रकाश |
| स.क. | सरस्वतीकण्ठाभरण |
| सा.द. | साहित्यदर्पण |
| से.ब. | सेतुबन्ध |

| | |
|---|---|
| પ્રા.જા.રા. | પ્રાચીન-જાવાઈ રામાયણ |
| AIOC | All-India Oriental Conference |
| BK | Bhaṭṭikavya |
| BSOAS | Bulletin of School of Oriental and African Studies, London |
| EI | Epigraphica Indica |
| IA | Indian Antiquary |
| JOI | Journal of Oriental Institute, Baroda |
| JRAS | Journal of the Royal Asiatic Society, Great Britain |
| OJR | Old-Javanese Rāmāyaṇa |
| ZDMG | Zeitschrift der Deutschen Morgenlandischen Gese-llschaft |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૫ | મંડલીદંગા | મંડલીદંગ |
| ૧૨ | ૧૭ | ञ्चकार | चकार |
| ૨૬ | ૭ | निरुपाई | निरूपाई |
| ૩૨ | ૨૯ | यायजूक | यायावर |
| ૩૫ | ૪ | निरुप्या | निरूप्या |
| ૪૩ | ૮ | यँज्ञपात्रैश्च | यज्ञपात्रैश्च |
| ૫૦ | ૧૯ | मघुसाद्भ्‌त० | मघुसाद्भूत० |
| ૫૫ | ૭ | मुञ्व मैथिलीम्‌ (६.११४) | मुञ्च मैथिलीम्‌ (९.११४) |
| ૫૯ | ૨૪ | निहनुतहिया | निह्नुतह्रिया |
| ૬૦ | ૧ | निहनुततया | निह्नुततया |
| ૬૦ | ૨ | निहनुतभिया | निह्नुतभिया |
| ૬૦ | ૬ | प्रहेवा | प्रह्वेवा |
| ૬૧ | ૫ | સર્ગે | सर्गे |
| ૬૨ | ૯ | ऋद्धिमत्‌ | ऋद्धिमत्‌ |
| ૬૪ | ૧૮ | वह्ने | वह्ते |
| ૬૮ | ૧૬ | अमुडित्वा | अमृडित्वा |
| ૯૩ | ૧૨ | अनवक्लृप्त०... | अनवक्लृप्त्य०... |
| ૯૬ | ૧૫ | પૃષ્ઠિકામાં | પુષ્પિકામાં |
| ૯૬ | ૨૧ | અદ્યતન | અનદ્યતન |
| ૧૦૨ | ૧૨ | सुवृत्ततिलक, पृ. ३.४ | सुवृत्ततिलक, ३.४ |
| ૧૦૫ | ૭ | कश्चिद्विशेषो | कश्चिद्विशेषो |
| ૧૧૩ | ૭ | અપહ્નુતિ | અપહ્નુતિ |
| ૧૨૦ | ૧૪ | कपितोयनिधी | कपितोयनिधीन्‌ |
|  | ૧૪ | प्लवङगमेन्दुः | प्लवङ्‌गमेन्दु. |
| ૧૨૪ | ૮ | उपगयत्व... | उपमेयत्व .. |
| ૧૨૮ | ૨૩, ૨૪ | ઉદ્ઘદન | ઉદ્ઘર્દન |
| ૧૩૮ | ૯ | 'ભાવિકત્વ'ની | 'ભાવિકત્વ' |
| ૨૨૧ | ૧ | સંદેભસૂચિ | સંદર્ભસૂચિ |
| ૨૨૬ | ૧૧ | Haudiqui | Handiqui |

# અનુક્રમણી

## પ્રકરણ ૧

# કૃતિ અને કર્તા

### વિષયપ્રવેશ

*મહાકવિ ભટ્ટિએ ગુજરાતમાં આવેલ વલભીપુરમાં 'ભટ્ટિકાવ્ય' અથવા 'રાવણવધ'* નામનું મહાકાવ્ય ઈ.સ.ની છઠ્ઠી સદીના અંતભાગમાં કે સાતમી સદીના પ્રારંભમાં રચ્યું. તેના આ વિશિષ્ટ કાવ્યને યોગ્ય રીતે મૂલવવા માટે એમના સમયની, ભારતની અને ગુજરાતની સાહિત્યિક પાર્શ્વભૂમિકા સમજવી જરૂરી છે, તેથી ભટ્ટિના સમય પૂર્વેની ભારતની મહાકાવ્ય અંગેની તથા ગુજરાતની વિદ્યાકીય પરંપરાનો ટૂંકો ઉલ્લેખ અહીં આપવો આવશ્યક લાગ્યો છે.

ઈ.સ.ની પહેલી સદીની આસપાસ થઈ ગયેલા બૌદ્ધકવિ અશ્વઘોષે બુદ્ધના જીવન અને તેમનો ઉપદેશ આલેખતાં બે મહાકાવ્યો 'બુદ્ધચરિત' અને 'સૌન્દરનંદ' રચ્યાં છે. આશરે ઈ.સ.ની ચોથી સદીની આજુબાજુ થઈ ગયેલા કવિવર કાલિદાસે પૌરાણિક કથાને આધારે 'કુમારસંભવ' અને રામાયણકથાને આધારે 'રઘુવંશ' એમ બે ઉચ્ચ કક્ષાનાં મહાકાવ્યો રચ્યાં. લગભગ ઈ.સ.ની છઠ્ઠી સદીમાં થયેલા મહાકવિ કુમારદાસે રામાયણ પર આધારિત 'જાનકીહરણ' નામના મહાકાવ્યની રચના કરી.

એ વખતે સંસ્કૃત મહાકાવ્યોની જેમ પ્રાકૃત મહાકાવ્યો રચવાની પણ એક પરંપરા હતી. તેનો ખ્યાલ આશરે ઈ.સ.ની પાંચમી સદીની આસપાસ થઈ ગયેલા પ્રવરસેને રામાયણકથાને આધારે રચેલા પ્રાકૃત મહાકાવ્ય 'સેતુબન્ધ' પરથી આવે છે. આ બધાં મહાકાવ્યોમાં કથાનક મુખ્યત્વે રામાયણમાંથી અને ક્યારેક પુરાણોમાંથી લીધેલું છે.

ગુજરાતમાં પણ ઈસવીસનની પ્રથમ સદીની શરૂઆતથી, સંસ્કૃત ગદ્ય અને પદ્ય રચાવા માંડ્યાં હતાં, તેના પૂરતા પુરાવા મળી રહે છે. જૂનાગઢ પાસે આવેલા ગિરનાર પર્વતની તળેટીમાં, ઈ.સ. ૧૫૦નો ગદ્યમાં કોતરાયેલો રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧લાનો એક અલંકૃત શિલાલેખ મળી આવે છે. તે ગુજરાતમાં રચાયેલ પ્રશિષ્ટ સંસ્કૃત ગદ્યસાહિત્યના પ્રાચીનતમ નમૂનાઓમાંનો એક છે. ત્યારબાદ,

ઈ.સ.ની ૪૫૮ની સાલનો ગુપ્તસમ્રાટ સ્કંદગુપ્તનો શૈલલેખ પણ તે જ સ્થળે મળી આવે છે. આ અભિલેખની રચના મહાકાવ્યના સર્ગની જેમ વૈદર્ભી શૈલીમાં થયેલી છે અને તેમાં વિવિધ છંદો પ્રયોજાયા છે, તેથી આ લેખ શિષ્ટ સંસ્કૃત સાહિત્યની દષ્ટિએ મહત્વનો છે. આ બંને લેખ સંસ્કૃત સાહિત્યરચનાની પરંપરાના વિકાસના અસંદિગ્ધ પ્રતિનિધિઓ છે.

ગિરિનગર (જૂનાગઢ)ની જેમ, વલભીનગર પણ મૈત્રકકાલ (ઈ.સ. ૪૭૦ થી ઈ.સ. ૭૮૮) પહેલાંથી બ્રાહ્મણો, જૈનો અને બૌદ્ધોની વિદ્યાકીય પ્રવૃત્તિનું એ સમયનું મોટું કેન્દ્ર હતું. જૈન શ્રમણો પ્રાકૃતમાં રચાયેલા પોતાના આગમગ્રંથોની વાચના તૈયાર કરવામાં અને એને લગતું વિવરણાત્મક સાહિત્ય રચવામાં, અને બૌદ્ધ ભિક્ષુઓ ત્રિપિટક આદિ ગ્રંથોનો ઉદ્ધાર કરવામાં વ્યસ્ત હતા. વલભી વિદ્યાપીઠમાં બૌદ્ધ ધર્મ તથા દર્શનનું ઉચ્ચ શિક્ષણ અપાતું હતું, એ બાબત પણ નોંધપાત્ર છે. બ્રાહ્મણ વિદ્વાનો પણ વેદવિદ્યા તથા સંસ્કૃત સાહિત્યને સમૃદ્ધ કરવામાં તથા વિદ્યાવિતરણમાં પાછા પડે તેમ ન હતા.

તે વખતે વલભીની વિદ્યાપીઠોમાં વેદવિદ્યા તેમજ વેદાંગનો પણ ઊંડો અભ્યાસ થતો હતો, તેના કેટલાક પુરાવા મળી રહે છે. મૈત્રકરાજા ધ્રુવસેન રજો (ઈ.સ. ૬૨૫–૬૪૩) શાલાતુરીય (પાણિનીય) તંત્રમાં નિષ્ણાત હતો, એવું વિધાન એના એક તામ્રશાસનમાં મળી આવે છે.[૧]

વલભીના મહાકવિ ભટ્ટિએ, વલભીમાં ચાલતી વિદ્યાકીય પ્રવૃત્તિઓનો પૂરેપૂરો લાભ લીધો હતો અને એકબાજુ અલંકારશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે શાસ્ત્રો ઉપરાંત ખાસ કરીને વ્યાકરણશાસ્ત્રનો ખૂબ તલસ્પર્શી અભ્યાસ કર્યો હતો, તો બીજી બાજુ કાલિદાસ, કુમારદાસ, પ્રવરસેન વગેરેનાં મહાકાવ્યોનું પણ અધ્યયન કર્યું હતું. તેમણે એ બંનેનો સુભગ સમન્વય 'ભટ્ટિકાવ્ય'માં સાધ્યો અને સંસ્કૃત સાહિત્યને સમૃદ્ધ કરતું અને વલભીના બ્રાહ્મણ સાહિત્યની પ્રવૃત્તિના એકમાત્ર અવશેષસમું આ વિલક્ષણ કાવ્ય રચ્યું.

## કૃતિનું શીર્ષક

સંસ્કૃત સાહિત્યમાં આ મહાકાવ્ય તેના કર્તા ભટ્ટિ ઉપરથી 'ભટ્ટિકાવ્ય' તરીકે વધારે પ્રસિદ્ધ છે. તેની એક પ્રાચીન હસ્તપ્રતને બાદ કરતાં બધી જ ઉપલબ્ધ હસ્તપ્રતો અને બધાજ ટીકાકારો પણ તેને 'ભટ્ટિકાવ્ય' તરીકે ઓળખે છે.[૨]

પરંતુ આ કાવ્યનું મૂળ નામ 'રાવણવધ' છે, જે કાવ્યની વસ્તુ સાથે સંકળાયેલું છે, તેથી એમ લાગે છે કે કર્તાને મૂળમાં આ નામ ઉદ્દિષ્ટ હશે. કલકત્તાથી મળેલી ભટ્ટિકાવ્યની સૌથી પ્રાચીન હસ્તપ્રતના આરંભ અને અંતમાં 'રાવણવધ' નામ મળે છે,[3] તેમજ સૌથી જૂનો ટીકાકાર જયમંગલ પણ કાવ્યના અંતમાં તેનો નિર્દેશ 'રાવણવધ' તરીકે કરે છે.[4] પ્રવરસેનનું 'સેતુબન્ધ' મહાકાવ્ય જે પ્રાકૃતમાં રચાયેલું છે, તેનું પણ બીજું નામ 'રાવણવધ' છે. મહાકવિ ભટ્ટિના આ કાવ્ય પર કેટલાંક સ્થળોએ 'સેતુબન્ધ'ની અસર છે, તો આ શીર્ષક પણ એ રીતે અપાયું હોય તેમ બને.

ટીકાકાર જયમંગલ કાવ્યના આરંભમાં તેમજ ઘણાખરા સર્ગોની પુષ્પિકાઓમાં આનો નિર્દેશ 'રામચરિત' તરીકે પણ કરે છે,[5] તેથી તે નામે પણ કાવ્ય ઓળખાતું હશે એમ લાગે છે, પરંતુ જેમ 'શિશુપાલવધ' કવિના નામ પરથી 'માઘકાવ્ય' તરીકે વધુ જાણીતું છે, તેમ કવિએ આ મહાકાવ્યનું નામ 'રાવણવધ' રાખ્યું હોવા છતાં એ 'ભટ્ટિકાવ્ય' નામે લોકપ્રિય બન્યું છે.

## કર્તાનું નામ

વ્યાકરણશાસ્ત્રમાં, અલંકારશાસ્ત્રમાં, છંદઃશાસ્ત્રમાં, સુભાષિતસંગ્રહોમાં તેમજ અન્ય પ્રબંધોમાં આ કાવ્યના કર્તાનો ઉલ્લેખ ભટ્ટિ તરીકે જ થયો છે. એ જ નામ પ્રાચીનતમ હસ્તપ્રતમાં, 'જયમંગલ' ટીકામાં, તેમજ મલ્લિનાથકૃત 'સર્વપથીના' વ્યાખ્યામાં મળે છે.[6] ડેકકન કૉલેજ અને એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી મળેલી હસ્તપ્રતોના અંતમા, કાવ્યના કર્તાનું નામ 'ભટ્ટબ્રાહ્મણ' આપ્યુ છે.[7]

વલ્લભદેવની 'સુભાષિતાવલિ'માં ભટ્ટિકાવ્યના પાંચ શ્લોકો મળે છે, તેમાંથી ત્રણ શ્લોકોમાં કર્તા તરીકે ભટ્ટિનું નામ મળે છે. બાકીના એકમાં ભટ્ટસ્વામીનો અને બીજામાં ભર્તૃસ્વામીનો કર્તા તરીકે ઉલ્લેખ મળે છે, 'શાર્ઙ્ગધરપદ્ધતિ'માં મળતાં ભટ્ટિકાવ્યના બે શ્લોકોના કર્તા તરીકે ભર્તૃસ્વામીનું નામ મળે છે. જલ્હણની 'સૂક્તિમુક્તાવલી'માં પણ ભટ્ટિકાવ્યનો એક શ્લોક ભટ્ટસ્વામીના નામે મળે છે.[8]

શ્રી ઑફ્રેટ એમના કેટલોગમાં આ કવિના ભટ્ટિ ઉપરાંત ભર્તૃસ્વામી, ભટ્ટસ્વામી અને સ્વામીભટ્ટ એ ત્રણ બીજાં નામો નોંધેલાં છે,[9] તેમાંથી ભર્તૃસ્વામી અને ભટ્ટસ્વામી આ બધાને આધારે જ નોંધ્યાં હશે, પણ સ્વામિભટ્ટ શા પરથી નોંધ્યું છે, એ ખ્યાલ આવતો નથી.

આ કાવ્યના કર્તા ભટ્ટિનો ભર્તૃહરિ તરીકે પણ કેટલીક જગ્યાએ ઉલ્લેખ

થયો છે, એ હકીકત છે, જેમ કે વારાણસીથી મળેલી એક હસ્તપ્રતમાં બારમા સર્ગની પુષ્પિકામાં કર્તાનું નામ 'ભર્તૃહરિ' મળે છે.[૧૦]

ટીકાકારોમાં નારાયણ વિદ્યાવિનોદ, વિદ્યાવિનોદ[૧૧] કંદર્પચક્રવર્તી[૧૨] અને ભરતમલ્લિક કર્તાનો 'ભર્તૃહરિ' તરીકે ઉલ્લેખ કરે છે.[૧૩] કદાચ ટીકાકારોના આ ઉલ્લેખોથી દોરવાઈને જ ઓગણીસમી સદીના કેટલાક પાશ્ચાત્ય અને ભારતીય-વિદ્વાનો ભટ્ટિકાવ્યના કર્તાને અને ભર્તૃહરિને એક માને છે, અગર તેને ભર્તૃહરિ સાથે સાંકળે છે.

શ્રી એચ. ટી. કોલબ્રુક શતકત્રયના કર્તા અને વૈયાકરણ ભર્તૃહરિને એક માનો તેમને ભટ્ટિકાવ્યના કર્તા ગણે છે.[૧૪] શ્રી પી. એ. બોહલેન અને શાસ્ત્રી શેષાગિરિ એક પ્રાચીન પરંપરાને આધારે ભટ્ટિને ભર્તૃહરિનો ભાઈ ગણે છે.[૧૫] શ્રી બોટલીંગ અને રોથ પણ તેમના કોશમાં 'વાક્યપદીય'ના કર્તા ભર્તૃહરિ તેમજ ભટ્ટિને એક માને છે.[૧૬]

ખરેખર ભટ્ટિ અને ભર્તૃહરિ સાવ જુદા છે, એટલું જ નહીં, સમકાલીન પણ નથી, એ હકીકત હવે સિદ્ધ થઈ ચૂકી છે. આવો ગોટાળો થવાના એક કારણ તરીકે ભટ્ટિના નામ 'ભર્તૃસ્વામી' અને 'ભર્તૃહરિ' વચ્ચેનું સામ્ય જણાય છે. 'સૂભાષિતાવલિ' અને 'શાર્ઙ્ગધરપદ્ધતિ'માં ભટ્ટિના શ્લોક ભર્તૃસ્વામીના નામે આપેલા છે. બીજું કારણ એ પણ હોઈ શકે કે બંને વ્યાકરણશાસ્ત્ર સાથે સંકળાયેલા છે. ભટ્ટિકાવ્યના કર્તાના નામ વિશે તેના સંપાદક શ્રી ક. પ્રા. ત્રિવેદીએ, પ્રસ્તાવનામાં આપેલો નીચેનો મત નોંધવા જેવો લાગે છે : 'ભર્તૃ આ કવિનું મૂળ નામ હશે. 'ભટ્ટિ' એનું પ્રાકૃતરૂપ છે. એમના પિતાનું નામ શ્રીસ્વામી કે શ્રીધર-સ્વામી હતું, તેથી એ ભર્તૃસ્વામી તરીકે ઓળખાતા હશે. ભટ્ટ એ તેમની અટક હશે તેની પાછળ 'સ્વામી' કુલનામાન્ત લાગ્યું હશે. આમ ભટ્ટિ, ભટ્ટસ્વામી અને ભર્તૃસ્વામી એ એક જ નામનાં ત્રણ જુદાં જુદાં રૂપો છે, તેમાંથી 'ભટ્ટિ' જે કદાચ એમનું લાડનું નામ હશે તે વધારે જાણીતું થયું હોય, એમ લાગે છે.[૧૭]

## કર્તાના પિતા

ભટ્ટિના પિતાના નામ વિશે ટીકાકારોમાં સહેજ મતભેદ છે. જયમંગલ અને કુમુદાનંદ કવિને શ્રીસ્વામીના પુત્ર કહે છે.[૧૮] જ્યારે નારાયણ વિદ્યાવિનોદ અને વિદ્યાવિનોદ એમને શ્રીધરસ્વામીના પુત્ર કહે છે.[૧૯] આમ, શ્રીસ્વામી કે શ્રીધરસ્વામી એમના પિતાનું નામ હતું અને એ કુટુંબની વંશપરંપરાથી ચાલી આવતી અટક 'સ્વામી' હશે એમ લાગે છે.

### કર્તાનુ વતન

કવિએ પોતે જણાવ્યા પ્રમાણે આ કાવ્ય તેમણે શ્રીધરસેન વડે શાસિત વલભીમા રચ્યુ છે.[૨૦] આ ઉપરથી લાગે છે કે ભટ્ટિ વલભીના (હાલના વલભી પુરના) રહેવાસી હતા આ વલભીપુર હાલના ગુજરાત રાજ્યના ભાવનગર જિલ્લામા આવેલુ છે આ સિવાયની પોતાના વિશેની કોઈ માહિતી લેખકે કાવ્યમા આપણને આપી નથી

### કર્તાનો સમય

મહાકવિએ પોતે આપેલા આ નિર્દેશ પરથી આપણે એટલુ કહી શકીએ કે તેઓ વલભીમા રાજ્ય કરતા મૈત્રકવંશના ધરસેન રાજાના વખતમા થઈ ગયા, પરંતુ વલભીમા એ વંશના ધરસેન નામના ચાર રાજાઓ થઈ ગયા, તેથી કયા ધરસેનના સમયમા એ થઈ ગયા તે નક્કી કરવુ પડે

મૈત્રકવંશમા જે ચાર ધરસેન રાજાઓ થઈ ગયા, તેમાથી પહેલા રાજાનો શાસનકાળ લગભગ ઈસ ૪૮૦થી ઈસ ૫૦૦ સુધીનો, ધરસેન બીજાનો શાસનકાળ ઈસ ૫૭૦થી ઈસ ૫૯૫ સુધીનો, ધરસેન ત્રીજાનો શાસનકાળ ઈસ. ૬૨૦થી ઈસ ૬૨૫ સુધીનો છે અને ધરસેન ચોથો ઈસ. ૬૪૩થી ઈસ ૬૫૦ સુધીમા હતો તેમ જણાય છે[૨૧] આમ, કવિ ભટ્ટિ ઈસ ૪૮૦થી ઈસ ૬૫૦ સુધીના વચગાળામા થઈ ગયા, તેટલુ તો નક્કી જ છે, પણ કયા ધરસેનના સમયમા થયા, એ નક્કી કરી શકાય તો એમના સમયનો ચોક્કસ ખ્યાલ આવે

ભટ્ટિ નામની ઘણી વ્યક્તિઓનો ઉલ્લેખ વલભીના રાજાઓએ બહાર પાડેલા દાનપત્રોમા નીચે પ્રમાણે મળે છે ધ્રુવસેન પહેલાએ ઈસ ૫૨૬મા બહાર પાડેલ દાનપત્રમા હસ્તવપ્રના રહેવાસી એક ભટ્ટિનો ઉલ્લેખ છે[૨૨] રાજા શિલાદિત્ય પ્રથમે ઈસ ૬૦૫મા આપેલા દાનપત્રમા વલભીના રહેવાસી ભગુદના પુત્ર ભટ્ટિનો ઉલ્લેખ છે[૨૩] ખરેગ્રહ બીજાએ ઈસ ૬૧૬મા બહાર પાડેલા દાનશાસનમા, દાન આપેલી જમીનના સીમાડે આવેલા એક ખેતરના માલિક તરીકે કોઈ ભટ્ટિનો ઉલ્લેખ છે,[૨૪] પણ એ જમીન મડલીનગામા આવેલા ચિચાનક ગામમા આવેલી જણાય છે ધ્રુવસેન ત્રીજાએ ઈસ. ૬૫૩મા બહાર પાડેલા દાનપત્રમા મહિરબ્બના રહેવાસી બપ્પના પુત્ર ભટ્ટિનો ઉલ્લેખ છે[૨૫] શીલાદિત્ય ત્રીજાના ઈસ. ૯ના દાનશાસનમા ધનપતિના પુત્ર ભટ્ટિનો ઉલ્લેખ છે[૨૬]

આમ, આમાંનો એકે ભટ્ટિ વલભીના ગેહમા શ્રીસ્વામી કે શ્રીધરનામીના

પુત્ર ભટ્ટિ સાથે બંધબેસતો થતો નથી. આથી દાનપત્રોને આધારે પણ મહાકવિ ભટ્ટિ અમુક ચોક્કસ સમયમાં થઈ ગયા એમ નક્કી કરી શકાતું નથી.

ડૉ. ૨ ચ. મજુમદાર માને છે કે[૨૭] ઈ.સ. ૪૭૩માં થયેલા સૂર્યમંદિરના જીર્ણોદ્ધારને નોંધતા મંદસોરના શિલાલેખનો[૨૮] રચનાર વત્સભટ્ટિ અને આ ભટ્ટિ એક જ છે. પોતાના આ મતના સમર્થનમાં, તેઓ શિલાલેખના પ્રારંભના સાતેક શ્લોકો અને ભટ્ટિકાવ્યના બીજા સર્ગના પ્રારંભના બારેક શ્લોકો વચ્ચેના સામ્ય ઉપર ભાર મૂકે છે. વળી, તેમના મત પ્રમાણે ભટ્ટિનો આશ્રયદાતા ધરસેન રાજા એ કુમારગુપ્ત પ્રથમનો સેનાપતિ હતો.

આ મત પ્રતીતિકર નથી, કારણ કે ભટ્ટિનું નામ વત્સભટ્ટિ ક્યાંય સાંભળ્યું નથી. વળી, વલભીનો ધરસેન ૧લો પણ કુમારગુપ્ત (ઈ.સ. ૪૧૪–૪૫૫) પછી ઘણે વખતે ગાદીએ આવ્યો અને માળવાનો રાજકવિ વત્સભટ્ટિ વલભીના ધરસેન રાજાનો રાજકવિ હોવાનું આપણી જાણમાં નથી. વળી, કુમારગુપ્તનો સેનાપતિ ધરસેન વલભીનો રાજા થયો હોય એવું પણ ક્યાંય જાણવામાં આવ્યું નથી.

આ ચાર ધરસેનમાંથી ભટ્ટિનો આશ્રયદાતા કયો ધરસેન હોઈ શકે તે નક્કી કરવા માટે એમણે એના માટે પ્રયોજેલાં વિશેષણો ઉપયોગી થાય તેમ છે. તેમણે ધરસેનના 'નરેન્દ્ર,' 'નૃપ', 'પ્રેમકર' અને 'ક્ષિતિપ' એ ચાર વિશેષણો પ્રયોજ્યાં છે.[૨૯] ધરસેન પહેલાએ તો સેનાપતિનો જ હોદ્દો ધારણ કર્યો હતો. ધરસેન બીજાએ અને ત્રીજાએ મહારાજાની પદવી ધારણ કરી હતી, જ્યારે ધરસેન ચોથાએ પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર અને ચક્રવર્તીના બિરુદો ધારણ કર્યાં હતાં.

આ વિશે સંસ્કૃત સાહિત્યના પ્રસિદ્ધ વિદ્વાનોના મત નીચે મુજબ છે.

શ્રી કે. કા. ત્રિવેદી માને છે કે ભટ્ટિએ રાજા માટે પ્રયોજેલું 'નરેન્દ્ર' જેવું સાદું વિશેષણ ચોથા ધરસેનને તો ચોક્કસપણે બાકાત જ કરે છે, માટે બાકીના ત્રણ ધરસેનમાંથી કોઈનો નિર્દેશ હોય. તેઓ ભટ્ટિને ઈ.સ.ની છઠ્ઠી સદીના અંત ભાગથી માંડીને સાતમી સદીની શરૂઆત સુધીમાં થઈ ગયેલા માને છે.[૩૦]

પંડિત ભગવાનલાલ ઈન્દ્રજી અને ડૉ. એ. એમ. ટી. જેક્સન માને છે કે ભટ્ટિકાવ્ય ધરસેન ચોથાના રાજ્યમાં રચાયું હતું. તેમના મત પ્રમાણે 'નરેન્દ્ર' પદવી તે ધરસેનની વિશાળ સત્તાની સૂચક છે.[૩૧]

ડૉ. પા. વા. કાણે માને છે કે પ્રથમ ધરસેન સેનાપતિ છે, માટે ભટ્ટિએ તેનો નિર્દેશ માત્ર 'નરેન્દ્ર' તરીકે કર્યો હોય તે સંભવિત છે, જ્યારે ચોથા ધરસેનનો નિર્દેશ તે ફક્ત 'નરેન્દ્ર' તરીકે કરે તે અસંભવિત લાગે છે. માટે પહેલા કે બીજા ધરસેનના સમયમાં ભટ્ટિ થઈ ગયા હોવાની શક્યતા વધારે છે.[૩૨]

શ્રી ૨. છો પરીખ પ્રેમકર વિશેષણ પર ભાર મૂકીને જણાવે છે કે ધરસેન પહેલાની પ્રશસ્તિમા પણ, આવા જ વિશેષણો મળે છે, માટે કવિને અહી પ્રથમ ધરસેન જ અભિપ્રેત છે[33]

શ્રી ૨. છો પરીખે પ્રેમકર વિશેષણ પર ભાર મૂકી, ધરસેન પહેલાની તરફેણ કરી છે, પણ તે સિવાયના બીજા ધરસેનોની પ્રશસ્તિમા પણ આવા જ વિશેષણો મળી આવે છે, માટે તે નિર્ણાયક ન ગણાય[34] 'મૈત્રકકાલીન ગુજરાત'-ના લેખક ડૉ હરિપ્રસાદ શાસ્ત્રીએ, એમના પ્રથમ મત દર્શાવ્યો છે કે ભટ્ટિને ધરસેન બીજા અને ધરસેન ત્રીજાના શાસનકાળમા એટલે કે ઈ સ ૫૭૦થી ઈ સ ૬૨૫ સુધીમા મૂકી શકાય[35]

ધરસેન પહેલાએ પોતે કદી રાજપદ ધારણ કર્યું હોવાનો દાવો કર્યો નથી માટે તે તો કવિના આશ્રયદાતા ભાગ્યે જ હોય, તો સર્વોપરી સત્તા દર્શાવતા ચક્રવર્તી જેવા બિરુદ ધારણ કરનાર રાજા ધરસેન ચોથા માટે મહાકવિ ભટ્ટિ 'નરેન્દ્ર' અને 'ક્ષિતિપ જેવા સાદા વિશેષણ ન વાપરે એ સાહજિક છે

હવે બાકી રહેના બીજા અને ત્રીજા ધરસેનમાથી એક કવિનો આશ્રયદાતા હોવાનો સભવ વધારે છે તેમની પ્રશસ્તિઓ પરથી સ્પષ્ટ છાપ પડે છે કે બન્ને ધરસેન રાજાઓ વિદ્વાનોના આશ્રયદાતા અને પરોપકારી હતા કોઈ વિશેષ પુરાવાના આધારે આ બન્નેમાથી કયો ધરસેન ભટ્ટિનો આશ્રયદાતા હતો, એ નક્કી ન થાય ત્યા સુધી એમ માનવુ પડે કે ભટ્ટિનો સમય આ બન્નેના શાસનકાળ દરમિયાનનો એટલે કે ઈ સ ૫૭૦થી ઈ સ ૬૨૫ સુધીનો છે તેથી ઉપર જણાવેલ વિભિન્ન મતો પૈકી ડૉ હરિપ્રસાદ ગ શાસ્ત્રીનો મત સૌથી વધુ સ્વીકાર્ય લાગે છે

ટૂકમા ભટ્ટિ છઠ્ઠી સદીના છેલ્લા ચરણથી માડીને સાતમા સદીના પ્રથમ ચરણ સુધીમા થઈ ગયા હશે એમ કહી શકાય

ભટ્ટિનો સમય નક્કી કરવામા બીજો પણ એક મુદ્દો ધ્યાનમા લેવાય છે, તે એ છે કે ભટ્ટિકાવ્ય અને ભામહરચિત 'કાવ્યાલકાર' બન્નેમા કેટલીક જગ્યાએ એટલુ સામ્ય લાગે છે કે બન્નેમાથી એક પર બીજાની ખૂબ અસર પડી છે એમ લાગ્યા વગર રહે નહી ભટ્ટિકાવ્યના અતિમ શ્લોક પહેલાનો શ્લોક व्याख्यागम्यमिद (૨૨ ૩૪)[36] અને ભામહનો શ્લોક काव्यान्यपि (૧ ૨૦) આ બન્નેના સબધમા વિદ્વાનોમા મતભેદ પ્રવર્તે છે કેટલાક વિદ્વાનો માને છે કે ભામહે ભટ્ટિના શ્લોકને ધ્યાનમા રાખીને આ શ્લોક લખ્યો છે, તો બીજા કેટલાક વિદ્વાનો માને છે કે ભટ્ટિએ ભામહના શ્લોકને ધ્યાનમા રાખીને લખ્યુ છે આની

વિગતવાર ચર્ચા એક જુદા પરિશિષ્ટમાં કરી છે, તેથી અહીં એટલું જ કહેવું ઉચિત છે કે ભટ્ટિ અને ભામહ નજીકના સમકાલીન હતા. ભટ્ટિનો સમય આપણે ઈ.સ. ૫૭૦થી ઈ.સ. ૬૨૫ વચ્ચે મૂકીએ છીએ, જ્યારે અલંકારશાસ્ત્રના પ્રસિદ્ધ વિદ્વાનો ડૉ. પાં. વા. કાણે[૩૭] અને ડૉ. સુ. કુ. દે[૩૮] ભામહને ઈ.સ. ૭૦૦ પછી અને ઈ.સ. ૭૫૦ પહેલાં મૂકે છે, તેથી ભટ્ટિને ભામહના પૂર્વકાલીન ગણી શકાય.

ભટ્ટિનો સમય નક્કી કરવામાં ઉપયોગી બને તેવા, ડૉ. પાં. વા. કાણેએ દર્શાવેલા બાહ્ય પુરાવાનો ઉલ્લેખ અત્રે આવશ્યક બને છે.[૩૯] 'કાશિકાવિવરણપંજિકા'ના કર્તા જિનેન્દ્રબુદ્ધિ કાશિકાના પ્રથમ શ્લોક પર વિવરણ કરતાં નોંધે છે કે તે શ્લોકમાંના 'વૃત્તિ' શબ્દથી ચુલ્લિ, ભટ્ટિ, નલ્લૂર વગેરેએ પાણિનિસૂત્રો પર રચેલી વૃત્તિ અહીં કાશિકાકારને અભિપ્રેત છે.[૪૦] મૈત્રેયરક્ષિતે રચેલા 'તંત્રપ્રદીપ'માં પણ ચુલ્લિભટ્ટિની વૃત્તિનો નિર્દેશ છે.[૪૧] જિનેન્દ્રબુદ્ધિના આ વિધાનને સ્વીકારીને ચાલીએ તો 'કાશિકા'ના કર્તા જયાદિત્યના સમય પહેલાં ભટ્ટિ થઈ ગયા એમ માનવું પડે. ઈત્સિંગે જણાવ્યા પ્રમાણે જયાદિત્ય આશરે ઈ.સ. ૬૬૧ના અરસામાં મૃત્યુ પામ્યા, આ હિસાબે ભટ્ટિને ઈ.સ. ૬૬૧ પહેલાં એટલે કે સાતમી સદીના પૂર્વાર્ધ સુધીમાં થઈ ગયેલા માનવા પડે.

જાણીતા અર્વાચીન વૈયાકરણ ડૉ. કાશીનાથ શાસ્ત્રી અભ્યંકરે તૈયાર કરેલ સંસ્કૃત વ્યાકરણ પરના તેમના કોશમાં 'ચુલ્લિભટ્ટિ' એમ એક નામ આપ્યું છે,[૪૨] તે પર એમ લાગે છે કે અહીં 'કાશિકાવિવરણપંજિકા' તેમ 'તંત્રપ્રદીપ'માં જે 'ચુલ્લિભટ્ટિ'ની વૃત્તિનો નિર્દેશ થયો છે, તેને તેઓ ચુલ્લિભટ્ટિ નામના એક વિદ્વાનની વૃત્તિ માનતા લાગે છે.

આલંકારિક ક્ષેમેન્દ્ર (આ. ૧૧મી સદી) પણ 'સુવૃત્તતિલક' (૩.૪)માં ભટ્ટિના કાવ્યનો 'કાવ્યશાસ્ત્ર' તરીકે ઉલ્લેખ કરે છે. આ ઉપરાંત ભટ્ટિ વિશેનો એક બીજો ઉલ્લેખ 'પ્રબોધચંદ્રોદય' પરની ચંદ્રિકા ટીકાના કર્તા નાંદિલ્લપ્રભુએ (આશરે ઈ.સ.ની ચૌદમી સદી) ટીકાની પ્રસ્તાવનામાં પોતાનો પરિચય આપતાં ભટ્ટિનો મંત્રી તરીકે નીચે પ્રમાણે નિર્દેશ કર્યો છે :[૪૩]

तस्यानुजस्तरुणभास्करदिव्यतेजा :
नाण्डिल्लगोपमचिवो नवमार्गवेत्ता ।
चाणक्यभट्टिशिवधर्मयुगंधरादीन्
यः पूर्वमन्त्रितिलकानपि धिक्करोति ॥

આમાં ચાણક્યની જેમ ભટ્ટિનો મંત્રિતિલક તરીકે નિર્દેશ કર્યો છે. આ

ઉલ્લેખ ભટ્ટિકાવ્યના કર્તા ભટ્ટિ વિશે છે એમ જો માનીએ (કારણ કે બીજા કોઈ ભટ્ટિ જાણીતા નથી) તો ભટ્ટિ ચાણુક્ય, શિવધર્મ અને યુગધરની હરોળમા બેસી શકે એવા બાહોશ મત્રી હતા એવુ સાબિત થાય છે

બલ્લાલ (આ ઈસની તેરમી સદી)ના 'ભોજપ્રબધ'મા મળતો એક નિર્દેશ ભટ્ટિના જીવન પર વિશેષ પ્રકાશ પાડતો નથી, પણ ભટ્ટિ એ સમયમા પ્રસિદ્ધ હતા એટલુ પુરવાર કરે છે તે શ્લોક નીચે પ્રમાણે છે[૨૪]

> भट्टिर्नष्टो भारवीयोऽपि नष्टो
> भिक्षुर्नष्टो भीमसेनोऽपि नष्ट ।
> भुक्कुण्डोऽहं भूपतिस्त्व च राजन्
> भब्भापङ्क्तावन्तक सन्निविष्ट ॥

## ભટ્ટિનુ ધાર્મિક વલણ

આ મહાકાવ્યની શરૂઆત સીધી વસ્તુનિર્દેશથી થાય છે, તેથી ભટ્ટિના ઈષ્ટ દેવતા વિશે આધારભૂત માહિતી મળતી નથી

ભટ્ટિકાવ્ય રામચરિત પર આધારિત છે તેથી એમ માનવાનુ મન થાય કે તેમના ઈષ્ટદેવ રામ કે વિષ્ણુ હશે, પણ આમ માની લેવાય નહી, કારણ કે કવિઓ હમેશા માત્ર પોતાના ઈષ્ટદેવતાને જ કેન્દ્રસ્થાને રાખી મહાકાવ્યો લખે છે એવુ સાહિત્યનો ઇતિહાસ જોતા જણાતુ નથી, જેમકે વસ્તુપાલ જેવા ચુસ્ત જૈન કવિએ અર્જુન અને કૃષ્ણના જીવન પર 'નરનારાયણાનદ' કાવ્ય રચ્યુ છે ગુજરાતમા થઈ ગયેલા કવિ સોમેશ્વરે 'રામશતક' અને 'ઉલ્લાઘરાઘવ' જેવી રામ વિષયક કૃતિઓ ઉપરાત 'સુરથોત્સવ' જેવી દેવીવિષયક કૃતિ પણ રચી છે[૨૫]

જયમગલાની E₂ હસ્તપ્રતમા બાવીસમા સર્ગની પુષ્પિકામા કવિ ભટ્ટિને મહાબ્રાહ્મણ' કહ્યા છે[૨૬] વળી, સામાન્ય રીતે બ્રાહ્મણો શૈવધર્મી હોય છે ભટ્ટિકાવ્યનો અભ્યાસ કરતા એવા થોડા આતરિક પુરાવાઓ મળે છે કે જેને આધારે પણ ભટ્ટિનુ વલણ શૈવધર્મ તરફ હોવાનુ અનુમાન કરી શકાય છે

(૧) આ કાવ્યમા ભટ્ટિએ દશરથને શૈવધર્મી દર્શાવ્યા છે (૧ ૩), જેને માટે વાલ્મીકિરામાયણમા આધાર મળતો નથી

(૨) ભટ્ટિકાવ્યમા વિશ્વામિત્રે રામને આપેલી વિદ્યાઓના નામ 'જયા' અને 'વિજયા' આપ્યા છે (૨ ૨૧), જ્યારે વા રા મા તેમના નામ 'બલા' અને 'અતિબલા' એમ આપ્યા છે (૧ ૨૨ ૧૨) જયા અને વિજયા શૈવધર્મ સાથે સબધ ધરાવતા

છે,[47] તેથી લાગે છે કે ભટ્ટિએ શૈવ પરંપરાને અનુસરતા કોઈ ગ્રંથમાંથી આ નામ આપ્યાં છે.

(૩) વા. રા. (૬.૧૦૫.૧૨) માં સીતાની અગ્નિપરીક્ષા વખતે બ્રહ્મા રામને યાદ અપાવે છે કે તે સ્વયં નારાયણ છે, જ્યારે ભટ્ટિકાવ્યમાં શંકર તે વાત રામને યાદ કરાવે છે (૨૧.૧૬).

(૪) કાવ્યના અંતભાગમાં આવતા શ્લોકમાં (૨૨.૩૨) કવિ ભટ્ટિ પોતાના કાવ્યને ઈશ્વર (શિવ)ના અસ્ત્ર સાથે સરખાવે છે. બંને ટીકાકારો જયમંગલ અને મલ્લિનાથ અહીં 'ऐश्वर अस्त्र'નો અર્થ 'પાશુપતાસ્ત્ર' એવો જ લે છે.

તેઓ 'ઈશ્વર' શબ્દનો અર્થ 'શિવ' કરે છે : 'समिद्धशरणा दीप्ता देहे लङ्का मतेश्वरा' (ભ.કા. ૧૦.૭)માંના 'मतेश्वरा' શબ્દનો અર્થ ટીકાકાર જયમંગલે 'ज्ञातमहादेवा' આપ્યો છે.

(૫) એ. એલ. બાશમ નામના વિદ્વાન માને છે કે ભટ્ટિ રાવણને 'મસ્કરી' તરીકે વર્ણવે છે, (૫.૬૩) ત્યારે એમના મનમાં ચોક્કસપણે શૈવ પરિવ્રાજક જ છે.[48]

આ નિર્દેશો સૂચવે છે કે ભટ્ટિનું વલણ, શૈવધર્મ તરફી હતું.

વળી, એ પણ જાણીતું છે કે ચારેય ધરસેન રાજાઓ મહેશ્વર (શિવ)ના પરમ ભક્ત હતા. વળી, મૈત્રક રાજાઓની રાજધાની જૂની વલભીના ખંડેરોમાંથી શિવલિંગનાં કેટલાંક શિલ્પો તથા નંદીની મોટી પ્રતિમાઓ મળી આવી છે,[49] એ હકીકત મૈત્રક રાજાઓના શૈવધર્મ તરફના પક્ષપાતને સમર્થન આપે છે. આમ ધરસેન રાજા જેના આશ્રયદાતા હતા, તેવા બ્રાહ્મણકવિ ભટ્ટિ શૈવધર્મ તરફ પક્ષપાત દર્શાવે તે સાહજિક છે.

### કાવ્યરચનાનો હેતુ

ભટ્ટિકાવ્ય જેવી અપૂર્વ રચના કરવાનો ભટ્ટિને કેવી રીતે વિચાર આવ્યો હશે, એ બાબતમાં એક દંતકથા પ્રવર્તે છે કે ભટ્ટિ પાણિનીય પરંપરાના પ્રખર વૈયાકરણ હતા. એ એકવાર વિદ્યાર્થીઓને વ્યાકરણ ભણાવતા હતા, ત્યારે વચ્ચેથી હાથી પસાર થયો. આ અપશુકનને લીધે એક વર્ષ માટે વ્યાકરણશાસ્ત્રનો અભ્યાસ બંધ રાખવો પડે, એવી માન્યતા તે વખતે પ્રવર્તતી હતી. સારા શિક્ષક તરીકે ભટ્ટિને અધ્યાપન બંધ રહે તે રુચ્યું નહીં, તેથી તેમણે આડકતરી રીતે વ્યાકરણ શીખવવા આ કાવ્ય રચ્યું.[50] આ દંતકથામાંથી એટલો સાર નીકળે છે કે ભટ્ટિ પોતે મહાન વ્યાકરણશાસ્ત્રી હતા એટલું જ નહીં, પણ વ્યાકરણનું

અધ્યાપન પણ કરાવતા હતા.

બીજી એક દંતકથામાં એક ઉલ્લેખ મળે છે, જેના પ્રમાણે રાજાએ ભર્તૃહરિ નામના એક પંડિતને રાજપુત્રને એક વર્ષમાં વ્યાકરણ શીખવવા કહ્યું, તેથી તે પંડિતે ભટ્ટિકાવ્ય રચ્યું,[૫૧] પરંતુ ભટ્ટિનું નામ ભર્તૃહરિ હોવું સંભવતું નથી. આવી દંતકથા કાતંત્રવ્યાકરણની રચના સંબંધમાં પણ મળે છે.

આમ, મહાકવિ ભટ્ટિના અંગત જીવન વિશે ખાસ કંઈ જ માહિતી તેમના કાવ્યમાંથી કે બીજે કયાંયથી મળતી નથી. કાવ્યના અંતિમ શ્લોકમાં આપેલ નિર્દેશ પરથી, આપણે એમનો સમય કંઈક ચોક્કસપણે નક્કી કરી શકીએ છીએ, તેટલાથી જ હાલ પૂરતો સંતોષ માનવો પડે તેમ છે.

## પાદટીપો

૧. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', ભા. ૧, પૃ. ૧૦૮.
૨. K. P. Trivedi, *Introduction*, Bhaṭṭikāvya, pp. i–xxiv
3. *Ibid.*
૪. भ. का. (ज), पृ. ५२६ : श्री भट्टिकवेः...कृतो रावणवधे.. द्वाविंशः सर्गः ।
૫. एजन, पृ. १ : ......कविर्भट्टिनामा रामकथाश्रयं श्रीरामचरितं नाम महाकाव्यं चकार ।; पृ. ३१६ :...श्रीभट्टिप्रणीते रामचरिते काव्ये...दशमः सर्गः ।
૬. K. P. Trivedi, *op. cit.*, pp. i–ii;
भ. का. (ज), पृ. १, पृ. ५२६
૭. K. P. Trivedi, *ibid.*, pp. i–vii
૮. सुभाषितावलि :—
શ્લો. १८११ भट्टस्वामिनः – (भ. का., २.५),
શ્લો. १८१६ भट्टेः – (भ. का., २.१६),
શ્લો. २१३६ भर्तृस्वामिनः —(भ.का., ११.२१),
શ્લો. २१६८ भट्टेः – (भ. का., २.६),
શ્લો. २४१२ भट्टेः – (भ.का., २.६),
शार्ङ्गधरपद्धति :—
શ્લો. ५६१ भर्तृस्वामिनः – (भ. का., २.६),

श्लो. ३६०४ भर्तृस्वागिनः – (भ. का., २.१६),
सूक्तिमुक्तावलीः —
श्लो. ८०.१ भट्टस्वामिनः –(भ. का., ११.२१),

९. Th. Aufrecht, *Catalogus Catalogorum*, p. 395
१०. K. P. Trivedi, *op. cit*, pp. i–vii
११. *Ibid.*, p. xv : ...इति श्री भर्तृहरिकृते भट्टिकाव्ये द्वादशः सर्गः ।
१२. *Ibid.*, p. xxiv
१३. भ. का. (भ), पृ. ४ : भर्तृहरिर्नाम कवि. रामकथाश्रयं महाकाव्यं चकार ।
१४. H. T. Colebrooke, *Miscellaneous Essays*, Vol. II, pp. 105–106
१५. K. P. Trivedi, *op. cit*, p. xiv
१६. Bohtlingk Otto and Roth R., *Sanskrit Worterbuch*, St. Petersburg, Vol. V, p. 217
१७. K. P. Triveli, *op cit*, pp. xvii–xviii
१८. भ. का. (ज), पृ. १ : श्रीस्वामिसूनुः कविर्भट्टिनामा...महाकाव्यं चकार ।, K. P. Trivedi, *ibid.*, p. xvii
१९. K. P. Trivedi, *ibid.*, p. xviii
२०. भ. का. (म), २२.३५ :
काव्यमिदं विहितं मया वलभ्यां श्रीधरसेननरेन्द्रपालितायाम् ।
कीर्तिरतो भवतान्नृपस्य तस्य प्रेमकरः क्षितिपो यतः प्रजानाम् ॥
२१. હ. ગં. શાસ્ત્રી, મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૧, પૃ. ૪૫–૧૧૨
२२. *Journal of Bombay Branch, Royal Asiatic Society*, I, p. 66
२३. *Ibid*; p. 29
२४. *Proceedings and Transactions of All India Oriental Conference*, Vol. VII, pp. 659 ff
२५. *Epigraphica Indica*, Vol. I, p. 86
२६. *Ibid.*, Vol. IV, p. 76
२७. B. C. Majumdar, 'On the Bhattikāvya', *Journal of Royal Asiatic Society*, 1904, pp. 395 ff
२८. D. C. Sircar *Select Inscriptions*, Vol. I, p. 296

૨૯. જુઓ ઉપર પાદટીપ ૨૦
૩૦. K. P. Trivedi, *op. cit.* pp. xxi–xxii
૩૧. *Gazetteer of Bombay Presidency*, Vol. I, Part I, pp. 90–91
૩૨. P. V. Kane, *The History of Sanskrit Poetics*, pp. 72–74
૩૩. R. C. Parikh, Presidential Address-Classical Sanskrit Section, *Proceedings and Transactions of All India Oriental Conference, xxi Session(1961)*, Vol. I, pp. 128–129
૩૪. *Indian Antiquary*, Vol. VII, pp. 73 ff
૩૫. ક. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', ભા. ૨, પૃ. ૪૬૫
૩૬. भ. का. (ज), २२.३४; का. अ. १.२०
૩૭. P. V. Kane, *The History of Sanskrit Poetics*; p. 94
૩૮. S. K. De, *The History of Sanskrit Poetics*, Part 1, p. 51
૩૯. P. V. Kane, *op. cit.*, p. 74
૪૦. काशिकाविवरणपञ्जिका पृ. १–२
૪૧. જ. મો. શુક્લ, પાણિનીય સંસ્કૃત વ્યાકરણ પરંપરાનો ઇતિહાસ, પૃ. ૨૮૪
૪૨. K. V. Abhyankar, *A Dictionary of Sanskrit Grammar* p. 141
૪૩. प्रबोधचन्द्रोदय–चन्द्रिका टीका, पृ. २
૪૪. भोजप्रबन्ध, पृ. ८२
૪૫. વિભૂતિ વિ. ભટ્ટ, 'કવિ સોમેશ્વરઃ જીવન અને કવન,' પૃ. ૪૪–૪૬
૪૬. K. P. Trivedi, *op. cit;* p. iii
૪૭. मत्स्यपुराण, २६०, १६–२०
૪૮. A. L. Basham, *The History and Doctrines of the Ajivakas*, p. 165. શ્રી બાશમે ઉઠાવેલા આ મુદ્દા પર કેટલો ભાર મૂકી શકાય તે વિચારવાનું રહે છે, કારણ કે તેઓએ આ વિધાન મલ્લિનાથે 'दण्डवान्' (૫–૬૨) શબ્દની 'त्रिदण्डी' એવી જે સમજૂતી આપી છે, તેના આધારે કર્યું છે, પણ માત્ર શૈવ સંન્યાસીઓ જ ત્રિદંડી હોય છે, એવો કોઈ પ્રમાણિક આધાર મળ્યો નથી.
૪૯. ક. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત' ભા. ૨, પૃ. ૩૬૭–૩૬૯
૫૦. Saradaranjan Ray, *Introduction*, Bhattikavya, Canto II, p. 11
૫૧. शेषराज शर्मा, भट्टिकाव्य, प्रस्तावना, पृ. ६

## પ્રકરણ ૨

# ભટ્ટિકાવ્યના કથાનકનો સાર અને રામાયણકથા સાથે તેની તુલના

### કથાનકનો સાર

ભટ્ટિએ રામચરિતને જ ભટ્ટિકાવ્યમાં કથાનકરૂપે નિરૂપ્યું છે. ભટ્ટિએ આ કથાનક वाल्मिकी रामायण માંથી જ લીધું લાગે છે, પણ એમાં તેમણે થોડા મહાકાવ્યોચિત ફેરફાર કર્યા છે. આથી પહેલાં ભટ્ટિકાવ્યના કથાનકના સારની સમીક્ષા કરીએ. સર્ગોનાં શીર્ષક ભટ્ટિકાવ્યના સર્ગની પુષ્પિકાઓમાં આપેલાં નથી. પરંતુ જયમંગલ-કૃત ટીકામાં તેની સર્ગ-પુષ્પિકાઓમાં આપેલાં છે.[1]

### સર્ગ ૧ : રામસંભવ

વિષ્ણુએ અવતાર લેવા માટે, પિતા તરીકે દેવોના મિત્ર અને ગુણોમાં શ્રેષ્ઠ એવા પરંતપ દશરથને પસંદ કર્યા. દશરથ વેદોનું અધ્યયન કરતા હતા, સતત યજ્ઞ કરતા હતા અને પરમ શિવભક્ત હતા. અમરાવતી જેવી સમૃદ્ધ અયોધ્યાનગરી એમની રાજધાની હતી. તેમણે પુત્રપ્રાપ્તિ માટે, ઋષ્યશૃંગ મુનિ પાસે, પુત્રેષ્ટિયજ્ઞ કરાવી રાણીઓને હુતોચ્છિષ્ટ આપ્યું. તેને પરિણામે તેમને ત્યાં રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન એ ચાર પુત્રોનો જન્મ થયો. મોટા થતાં ચારે રાજપુત્રોએ વેદવિદ્યા, શસ્ત્રવિદ્યા વગેરે વિદ્યાઓ સંપાદન કરી. વિઘ્નકર્તા રાક્ષસોથી ત્રાસ પામીને વિશ્વામિત્રે દશરથ પાસે રામલક્ષ્મણને પોતાની સાથે વનમાં મોકલવા માગણી કરી.રાજા દશરથે તેમનું માન રાખી રામલક્ષ્મણને તેમની સાથે મોકલ્યા. (શ્લોક સંખ્યા : ૨૭)

### સર્ગ ૨ : સીતાપરિણય

આ સર્ગના પ્રારંભમાં શરદઋતુની શોભા વર્ણવાઈ છે. વનભૂમિ પુષ્પોની શોભાથી રૂડી લાગતી હતી અને સરોવર ખીલેલાં કમળોથી શોભતાં હતાં, બંને જાણે કે પરસ્પર સ્પર્ધા કરતાં હતાં. વિશ્વામિત્રે રાક્ષસોનો પરાજય કરનારી જયા અને વિજયા નામની વિદ્યાઓ રામલક્ષ્મણને શીખવી. રામે તાડકાનો તથા બીજા

રાક્ષસોનો વધ કર્યો. ઋષિઓને રંજાડતા તાડકાના પુત્ર મારીચ રાક્ષસને રામે ઠપકો આપ્યો, ત્યારે તેણે જવાબ આપ્યો કે ઋષિઓને ત્રાસ આપવો એ અમારો ધર્મ છે. રામે તેને ત્યાંથી નસાડી મૂક્યો. ઋષિઓએ ખુશ થઈને રામની અવતાર તરીકે સ્તુતિ કરી. વિશ્વામિત્ર રામ અને લક્ષ્મણને મિથિલામાં જનકરાજાને ત્યાં સીતાસ્વયંવરમાં લઈ ગયા. રામે શિવધનુષ્ય ચઢાવ્યું, તેથી જનકે સીતાનો રામ સાથે વિવાહ કરી લગ્નોત્સવ માટે દશરથને તેડાવ્યા. જનકરાજાએ ધામધૂમથી રામ–સીતાનાં લગ્ન ઊજવ્યાં. અયોધ્યા પાછા ફરતાં રામે પરશુરામનો પડકાર ઝીલી, વૈષ્ણવી ધનુષ્ય ચઢાવીને, તેમને હતપ્રભ કર્યા (શ્લોકસંખ્યા : ૫૫)

## સર્ગ ૩ : રામપ્રવાસ

રામના પ્રેમથી પ્રજાજનોને જિતાયેલા જોઈ દશરથે તેમના રાજ્યાભિષેકની ઘોષણા કરી અને તેની ભવ્ય તૈયારીઓ કરવા માંડી તે જ વખતે લોકોની ભંભેરણીથી, ભરત માટે રાજ્ય મેળવવા માટે કૃતનિશ્ચયી બનેલી કૈકેયીએ દશરથ રાજા પાસે, ભરત માટે રાજ્યની અને રામ માટે વનવાસની, એમ બે માગણીઓ રજૂ કરી જે દશરથે સ્વીકારી. પિતાની આજ્ઞા માથે ચઢાવી, રામ વનમાં ગયા. તેમને મૂકીને એકલા પાછા આવેલા સારથિ સુમંત્રને જોઈ દશરથને ખૂબ લાગી આવ્યું અને પુત્રવિયોગમાં તેઓ મૃત્યુ પામ્યા. મંત્રીઓએ મોસાળ ગયેલા ભરતને પાછો અયોધ્યા બોલાવી, રાજાના વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કર્યા. ભરત નગરજનોને સાથે લઈ રામને પાછા વાળવા ચિત્રકૂટ ગયા. રામે પાછા ફરવાની ના પાડી, ભરતને પોતાની ચરણપાદુકા આપી, રાજ્ય કરવા સમજાવી અયોધ્યા પાછો મોકલ્યો. (શ્લોકસંખ્યા : ૫૬)

## સર્ગ ૪ : શૂર્પણખાનિગ્રહ

રામ, લક્ષ્મણ અને સીતા આગળ દંડકારણ્યમાં ગયાં ત્યાંથી અત્રિઋષિના આશ્રમમાં ગયા. વિરાધ રાક્ષસનો વધ કર્યા પછી તેઓ શરભંગ અને સુતીક્ષ્ણ મુનિના આશ્રમ નજીક પર્ણશાલા બાંધી મુનિવૃત્તિથી રહેતા હતા. એ અરસામાં શૂર્પણખા નામની કામુક રાક્ષસીએ લક્ષ્મણ પાસે જઈ, તેમને પરણવા માટે હઠ પકડી અને લક્ષ્મણને તેની અશ્લીલ ચેષ્ટાઓથી પજવવા માંડી. તેથી તેમણે તેનું નાક કાપી નાખ્યું. આથી ઉશ્કેરાઈને તેણે દંડકારણ્યમાં રહેતા ખર–દૂષણ નામના પોતાના બે રાક્ષસભાઈઓને ઉશ્કેરી રામ સામે લડવા મોકલ્યા અને રામ-લક્ષ્મણે તેમનો વધ કર્યો. (શ્લોકસંખ્યા : ૪૫)

## સર્ગ ૫ : સીતાહરણ

ખર-દૂષણના વધથી વધારે ચીઢાયેલી શૂર્પણખાએ લંકા જઈ રાવણને રામ વિરુદ્ધ ઉશ્કેર્યો અને સીતાના અનુપમ સૌંદર્યનું વર્ણન કરી, તેને સીતાનું અપહરણ કરવા પ્રેર્યો. તરત જ રાવણે દંડકારણ્ય જઈ મારીચને ધમકાવીને આ કાર્યમાં પોતાની સાથે લીધો. પહેલેથી નક્કી કર્યા પ્રમાણે મારીચ કનકમૃગ બની સીતાને લોભાવી, રામને દૂર લઈ ગયો. મારીચની રામ જેવી ચીસો સાંભળી, સીતાએ લક્ષ્મણને પરાણે રામની મદદે મોકલ્યા એ અરસામાં રાવણે પરિવ્રાજકનો વેશ ધારણ કરી, ભિક્ષા લેવાને બહાને સીતાને પોતાને વશ થવા કહ્યું. તેમાં નિષ્ફળ જતાં તેણે સીતાનું અપહરણ કર્યું. રસ્તામાં દશરથના મિત્ર પક્ષિરાજ જટાયુએ તેનો સામનો કરવા પ્રયત્ન કર્યો, પણ રાવણે તેને મરણતોલ ઘાયલ કર્યો અને પોતે સીતાને લઈ લંકામાં ગયો. (શ્લોકસંખ્યા : ૧૦૮)

## સર્ગ ૬ : સુગ્રીવાભિષેક

લંકામાં ગયા બાદ રાવણ સીતાને પોતાને અનુકૂળ કરવામાં નિષ્ફળ ગયો, તેથી વધારે અકળાયો. આ બાજુ મારીચને મારીને પાછા ફરતાં રામે સીતાને ન જોયાં, તેથી તે ખૂબ દુઃખી થયા. તરત જ તેમને કંઈક અણસાર આવ્યો કે સીતાને કોઈએ કંઈ હાનિ પહોંચાડી છે. તેથી તે ખૂબ ગુસ્સે થઈને ત્રિભુવનનો ધ્વંસ કરવા જતા હતા, પણ લક્ષ્મણે એમને અટકાવ્યા. આગળ સીતાને શોધવા જતાં, તેમને મૃતઃપ્રાય જેવા પડેલા જટાયુ મળ્યા. તેણે તેમને રાવણ વડે થયેલા સીતાના હરણના સમાચાર આપી અંતિમ શ્વાસ લીધો. આગળ જતાં દીર્ઘબાહુ રાક્ષસે રામ પર આક્રમણ કરી તેમને પકડયા. તે રાક્ષસના બંને હાથ તેમણે કાપી નાખ્યા. તે રાક્ષસ શરણે આવ્યો ને તેણે સીતાને પાછી મેળવવા માટે વાનરશ્રેષ્ઠ સુગ્રીવની મદદ લેવાનું સૂચવ્યું. ત્યારબાદ રામલક્ષ્મણે શબરીના આશ્રમમાં જઈ, તેનું આતિથ્ય સ્વીકારી તેને કૃતાર્થ કરી. પછી પંપા સરોવર નજીકનાં વનોનાં પ્રાકૃતિક સૌંદર્યે રામને વધારે વ્યાકુળ કર્યા. ત્યાંથી તે બંને ઋષ્યમૂક પર પહોંચ્યા. સુગ્રીવે દૂત તરીકે મોકલેલા હનુમાન તેમને મળ્યા અને તેમની સીતાહરણની વાત સાંભળતાં હનુમાને તેમની સુગ્રીવ સાથે મૈત્રી કરાવી. વાલિ અને સુગ્રીવ વચ્ચેના દ્વન્દ્વયુદ્ધ પછી, રામે વાલિને માર્યો. મરણાસન્ન વાલિએ રામને પોતાનો અન્યાયથી વધ કરવા બદલ ઠપકો આપ્યો, ત્યારે રામે પણ સામી દલીલો કરી પોતાના કૃત્યને ઉચિત ઠરાવ્યું. પુત્ર અંગદને રામને સોંપી વાલિ મૃત્યુ પામ્યો. અને તેના અગ્નિસંસ્કાર કરી, બધા કિષ્કિન્ધા પાછા ફર્યા. (શ્લોકસંખ્યા : ૧૪૩)

## સર્ગ ૭ : સીતાન્વેષણ

આ સર્ગના પ્રારંભમાં વર્ષાઋતુના પ્રાકૃતિક દૃશ્યોનું તેમજ તેથી વધેની રામની વિહ્વળતાનું વર્ણન છે. શરદઋતુના આરંભે રામે લક્ષ્મણને સુગ્રીવ પાસે મોકલીને સીતાને શોધવા વિશે સક્રિય થવા કહેવડાવ્યું. સુગ્રીવે તરત જ વાનરોને જુદી જુદી દિશાઓમાં મોકલ્યા. રામે હનુમાનને પોતાની વીંટી અભિજ્ઞાનચિહ્ન તરીકે આપી. સુગ્રીવે સીતાને શોધી કાઢવા માટે એક માસની મુદત આપીને હનુમાન અને બીજા વાનરોને દક્ષિણ દિશામાં મોકલ્યા. હનુમાન વગેરે વાનરો તરસ છીપાવવા ભૂનમાં સ્વયંપ્રભાની ગુફામાં પેસી ગયા હતા, જ્યાંથી મહામુશ્કેલીથી બહાર નીકળી શક્યા, તે વખતે સુગ્રીવે આપેલો એક મહિનાની મુદત પૂરી થવા આવી હતી. એટલે સુગ્રીવની શિક્ષાની બીકથી તેઓએ આમરણ ઉપવાસ શરૂ કર્યો. આથી જટાયુના ભાઈ સંપાતિએ તેમને હિંમત આપીને લંકાની દિશા બતાવી. ત્યારબાદ હનુમાને સમુદ્ર ઓળંગવા માંડ્યો. (શ્લોકસંખ્યા ૧૦૮)

## સર્ગ ૮ : અશોકવનિકાભંગ

હનુમાને જેવું સમુદ્રલંઘન શરૂ કર્યું કે તરત જ એક રાક્ષસીએ તેમને અટકાવ્યા. તેનો વધ કરી તે આગળ વધ્યા કે મૈનાક પર્વત મૈનાભાવે તેમને રોકવા ગયો. તેને સમજાવી, પાછા તે આગળ વધ્યા કે તરત જ બીજી રાક્ષસી તેમના પરાક્રમની પરીક્ષા કરવા આવી, તેને પણ હંફાવી હનુમાન લંકામાં પ્રવેશ્યા. સીતાને શોધવા માટે તે આખી લંકામાં ફર્યા. રાવણનો રાજમહેલ અને પુષ્પક વિમાન પણ તે જોઈ વળ્યા. ત્યાં અશોકવાટિકામાં સીતાને ખોળી કાઢ્યા. એટલામાં રાવણે ત્યાં આવીને સીતાને ખૂબ મનાવવા માંડ્યા. સીતાએ તેને જરાયે મચક ન આપી એટલે તેમને ધમકી આપીને રાક્ષસરાજ ગયો. હનુમાને પોતાની ઓળખાણ આપી, રામના સમાચાર આપી, રામની વીંટી આપી સીતાનો વિશ્વાસ સંપાદન કર્યો. તેમને રામનો સંદેશો આપી રામને આપવા માટે તેમનો ચૂડામણિ લઈને, પાછા ફરતાં હનુમાને અશોકવાટિકાને ઉજ્જડ કરી નાખી. (શ્લોકસંખ્યા ૧૩૧)

## સર્ગ ૯ : મારુતિસંયમ

અશોકવાટિકાના વિધ્વંસની વાત સાંભળીને રાવણ ખૂબ ગુસ્સે થયો અને તેણે ૧૮,૦૦૦ રાક્ષસોને હનુમાન સામે મોકલ્યા. તે હારી ગયા, તેથી મંત્રીઓ અને મિત્રોને મોકલ્યા. તે પણ પાછા પડ્યા એટલે છેવટે રાવણે અક્ષકુમારને મોકલ્યો.

અક્ષને હનૂમાને મારી નાખ્યો, એટલે તેમને હણવાના રાવણે ઇન્દ્રજિતને મોકલ્યો તેણે બ્રહ્મપાશ વડે વાનરશ્રેષ્ઠને બાંધીને રાવણ પાસે રજૂ કર્યો રાવણ ખૂબ ગુસ્સે થયો હતો, છતાં દૂતનો વધ ન થાય એવી વિભીષણની સલાહ માનીને તેણે હનૂમાનને ખૂબ ધમકી આપી. બંને વચ્ચે એકદમ ઉગ્ર સંવાદ થયો સીતાને રામને સોંપી દો, એવી હનૂમાને રાવણને આપેલી શિખામણથી ક્રોધે ભરાઈને રાવણે હનૂમાનને બાળી મૂકવાનો આદેશ આપ્યો (શ્લોકસંખ્યા ૧૩૭)

## સર્ગ ૧૦ સીતાભિજ્ઞાનદર્શન

રાવણના આદેશથી હનૂમાનનાં પૂંછડે આગ લગાડનારાઓ આવી તેમણે સળગતા પૂંછડે આકાશમાં ઊડી, લંકાના બધા મહેલોને સળગાવ્યા અને આખી લંકાને આગ લગાડી સળગતી લંકાનું આલંકારિક વર્ણન આ સર્ગના શરૂઆતમાં મળે છે હનૂમાન સીતાને મળી પાછા આવ્યા અને સાગર ઓળંગીને રામ પાસે પહોંચી ગયા તેમણે રામને સીતાનો સંદેશ કહ્યો, સીતાનો ચૂડામણિ રામને સોંપ્યો અને સમગ્ર પરિસ્થિતિનો ખ્યાલ આપી, રાવણ સાથે તાત્કાલિક યુદ્ધ કરવા જણાવ્યું રામ અને લક્ષ્મણ મહેન્દ્ર પર્વત પર ગયા અને ત્યાંથી સમુદ્રકિનારે ગયા સર્ગના અંતમાં સમુદ્રનું વર્ણન મળે છે (શ્લોકસંખ્યા ૭૫)

## સર્ગ ૧૧ પ્રભાતવર્ણન

લંકાનગરીમાં ચંદ્ર અસ્ત થતાં પછીના પ્રભાતનું વર્ણન આપ્યું છે લંકામાંના નરનારીઓની રાત્રીની પરોઢની પ્રણયક્રીડાઓનું અને તેમના મનોભાવોનું વર્ણન આ સર્ગમાં મળે છે સર્ગના અંતે રાવણના રાજસભાનું વર્ણન આવે છે. રાવણ બ્રહ્મરાક્ષસની પૂજા કરી રાજસભામાં પ્રવેશ્યો અને સુમેરુના શિખર જેવા સોનાના સિંહાસન પર બેઠો (શ્લોકસંખ્યા ૪૭)

## સર્ગ ૧૨ વિભીષણાગમન

વિભીષણની માતાએ વિભીષણને વિનંતી કરી કે તમે સીતાને પાછી આપવા રાવણને સમજાવો, નહીં તો રાક્ષસોનો વિનાશ થશે વિભીષણ રાવણની સભામાં ગયો ત્યાં રાવણે મંત્રીવર્ગ તથા સ્વજનો સાથે રામની બાબતમાં કઈ નીતિ અપનાવવી, તે બાબતમાં મંત્રણા કરી વિભીષણે ષાડ્ગુણ્ય નીતિની ચર્ચા કરી, રાવણને તેના પક્ષની સાંપ્રત પ્રતિકૂળ સ્થિતિનો ખ્યાલ આપી, સલાહ આપી કે તમે રામ સાથે સંધિ કરો માલ્યવાને તેને ટેકો આપ્યો કુંભકર્ણે રાવણના પક્ષે લડવાની તૈયારી દર્શાવી વિભીષણે થઈ રહેલા અપશુકનોનો નિર્દેશ

કરી, રાવણને વિનાશને પંથેથી પાછો વાળવા ખૂબ આગ્રહ કર્યો, ત્યારે રાવણે એને પાદપ્રહાર કરી કાઢી મૂક્યો રાવણને ઠપકો આપી વિભીષણ રામને શરણે ગયો (શ્લોક સંખ્યા ૮૭)

## સર્ગ ૧૩ સેતુબન્ધન

રામે સમુદ્ર ઓળંગવા વિચાર કર્યો અને સમુદ્ર પર ગુસ્સે થઈને તેમણે ધનુષ્યબાણ હાથમાં લીવા સમુદ્ર માનવસ્વરૂપે રામને શરણે આવ્યો અને તેમને શાંત પાડી, તેમની સ્તુતિ કરી, પર્વતીય શિલાઓ વડે સેતુ બાંધવાનું સૂચવ્યું. તે પ્રમાણે વાનરોએ ગિરિશિલાઓ વડે સેતુ બાંધ્યો સેતુબન્ધનું કવિ અહીં વિગતવાર વર્ણન કરે છે સેતુબન્ધનું કામ પૂરું થતાં વાનરો હર્ષથી નાચી ઊઠ્યા પછી સેતુબન્ધથી બંધાયેલા સમુદ્રનું વર્ણન મળે છે ત્યારબાદ રામલક્ષ્મણ અને વાનર સૈન્ય સમુદ્રને સામે કિનારે પહોંચ્યા પહોંચતાવેંત રામનું લશ્કર સુવેલ પર્વત પર ચઢી ગયું તે સુવેલ પર્વતનું અતિસ્તૃત વર્ણન મળે છે સુવેલ પર્વત પરથી દેખાતી રાવણની સેનાનું પણ વર્ણન મળે છે રાવણના સૈન્યનો અંદાજ લેવા આ વાનરસૈન્ય ત્યાંના વૃક્ષો ઉપર, ઊંચા મહેલો ઉપર, તોરણો પર અને સભાગૃહો પર ચઢી ગયું (શ્લોકસંખ્યા ૫૦)

## સર્ગ ૧૪ સંગ્રામ

રાવણે માયા ઊભી કરી, સીતાને રામનું કપાયેલું કૃત્રિમ મસ્તક દર્શાવીને ગભરાવી મૂકી ત્યારબાદ રાવણના સૈન્યની યુદ્ધની તૈયારીનું વર્ણન છે રાવણની સેનાને પ્રારંભમાં જ ખૂબ અપશુકનો થયા પ્રહસ્ત, મહાપાર્શ્વ, મહોદર, ઇન્દ્રજિત વગેરે યોદ્ધાઓ પોતપોતાના મોરચે ગોઠવાઈ ગયા વાનરોએ પણ પોતાની રીતે તૈયારી કરી બંને સૈન્યોનો એકબીજા સાથે ભારે મુકાબલો થયો મોટામોટા રાક્ષસયોદ્ધાઓ વાનરોને હાથે યુદ્ધમાં મરાઈ ગયા અંતે ઇન્દ્રજિતનો રથ ભાંગ્યો. ઇન્દ્રજિતે અપાસ્ત્રનો પ્રયોગ કર્યો તેથી રામ અને લક્ષ્મણ તેની અસર નીચે આવીને મૂર્છિત થઈ ધરતી પર ઢળી પડ્યા વાનરો ગભરાઈ ગયા, જ્યારે રાક્ષસોએ તેનો આનંદ મનાવ્યો રાવણે સીતાને એ દૃશ્ય પ્રત્યક્ષ બતાવીને ગભરાવાને પ્રયત્ન કર્યો, પણ ત્રિજટાએ એને આશ્વાસન આપ્યું

રામ અને લક્ષ્મણ ભાનમાં આવ્યા ત્રિજટાએ તેમને ધ્યાન આપ્યો આ નાગાસ્ત્ર છે તેથી રામે ગરુડનું સ્મરણ કરી એમને બેઠા ર્યા અને બધા ભાનમાં આવ્યા ફરી પાછું યુદ્ધ શરૂ થયું ગયું ધૂમ્રાક્ષ, અકંપન અને પ્રહસ્તને યુદ્ધ કરતા મેકલ્યા પ્રહસ્તને પણ વાનરોએ હસ્તગ્રહણ વજ્યો હનુમાને ધૂમ્રાક્ષનો

તથા અકંપનનો તેમજ નીલે પ્રહસ્તનો વધ કર્યો. વાનરો ખુશ થયા અને રાક્ષસો નિરાશ થયા. (શ્લોક સંખ્યા ૧૧૩)

**સર્ગ ૧૫ : કુંભકર્ણવધ**

રાવણે યુદ્ધમાં થતા પરાજયથી ગભરાઈને, કુંભકર્ણને જગાડવા, રાક્ષસોને મોકલ્યા. કુંભકર્ણે જાગીને પ્રથમ રાવણને હિતેચ્છુઓની સલાહ ન સાંભળવા બદલ ઠપકો આપ્યો. પણ છેવટે પોતે યુદ્ધ કરવા જવા તૈયાર થયો. તેને રણ-મોરચે જતાં ઘણા અપશુકનો થયાં. કુંભકર્ણે રણમેદાનમાં જતાંની સાથે વાનર-ગેનાનો ખૂબ કચ્ચરઘાણ વાળ્યો. કુંભકર્ણે સુગ્રીવ ઉપર શક્તિનો પ્રયોગ કર્યો પણ હનુમાને ને શક્તિનું ખંડન કર્યું. કુંભકર્ણે સુગ્રીવ પર પર્વત ફેંક્યો, તેથી ક્રોધે ભરાઈને સુગ્રીવે કુંભકર્ણનાં નાક કાન કાપી નાંખ્યાં. કુંભકર્ણે રામ તરફ મુદ્ગર ફેંક્યું. વાયવ્યાસ્ત્ર વડે રામે તેના હાથ કાપી નાખ્યા અને છેવટે ઐન્દ્રાસ્ત્રનો પ્રયોગ કરીને કુંભકર્ણનો વધ કર્યો. તેના મૃત્યુના સમાચાર સાંભળી રાવણ ખૂબ નિરાશ થયો. તેણે દેવાંતક, અતિકાય, ત્રિશિરા અને નરાંતક એ ચાર રાક્ષસોને રણમોરચે મોકલ્યા. અંગદે દેવાંતકને, હનુમાને ત્રિશિરાને, અને નીલે નરાંતકને મારી નાખ્યો. લક્ષ્મણે મહાપરાક્રમી અતિકાયનો બ્રહ્માસ્ત્રથી વધ કર્યો. ખૂબ વિલાપ કરતા રાવણને આશ્વાસન આપી, ઇન્દ્રજિત રણમેદાનમાં ગયો. તેણે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો અને તેની અસરથી રામ લક્ષ્મણ અને તેમનું આખું સૈન્ય મૂર્છિત થઈ ગયાં. હનુમાને હિમાલયમાંથી સંજીવની ઔષધિ સાથેનું શિખર લાવી આપ્યું, તેમાંની ઔષધિથી રામ, લક્ષ્મણ અને તેમનું સૈન્ય સ્વસ્થ થયાં. પછી કુંભકર્ણના પુત્રો યુદ્ધમોરચે આવ્યા. સુગ્રીવે કુંભનો અને હનુમાને નિકુંભનો વધ કર્યો. આ સમાચારથી રાવણ અત્યંત દુઃખી થયો. (શ્લોક સંખ્યા : ૧૨૩)

**સર્ગ ૧૬ : રાવણવિલાપ**

યુદ્ધમાં બાંધવોના થયેલા વધથી રાવણને ખૂબ આઘાત લાગ્યો. તે અતિકાય, નરાંતક, કુંભકર્ણ વગેરે બધાંને યાદ કરીને વિલાપ કરવા લાગ્યો. એણે પોતે આવી પરિસ્થિતિ કદી કલ્પી ન હતી. તે વિભીષણે પોતાને આપેલી સલાહ યાદ કરે છે અને ગુસ્સે થઈને નક્કી કરે છે કે પોતે યુદ્ધમેદાનમાં જશે અને રામ તેમજ વાનરોને મારી નાખશે. ઇન્દ્રજિત તેને હિંમત આપે છે. અને પોતે લડવા જવાની તૈયારી કરે છે. (શ્લોક સંખ્યા : ૪૨)

**સર્ગ ૧૭ : રાવણવધ**

ઇન્દ્રજિતે અગ્નિમાં હોમ કર્યો, વડીલોને નમન કર્યાં, બાળકોને વહાલ કર્યું,

સ્ત્રીઓ સાથે આનંદ કર્યો અને યુદ્ધની તૈયારી કરી યુદ્ધમાં જતાં પહેલાં, તેને પણ ઘણા અપશુકનો નડયા, પણ તેમને ગણકાર્યા વગર તે આગળ ધપ્યો રણમેદાનમાં જતાંવેંત તેણે ઘણા વાનરોનો વધ કર્યો તેણે છોડેલા બ્રહ્માસ્ત્રને રામે નિષ્ફળ બનાવ્યું, તેથી રોષે ભરાઈને તેણે રામલક્ષ્મણને સીતાનું ખડ્ગ વડે કાપેલું મસ્તક દર્શાવીને ગભરાવ્યા વિભીષણે આ તો તેનો માયા છે એમ સમજાવીને તેમને હિંમત આપી ઇન્દ્રજિતનું રહસ્ય રામ આગળ દર્શાવતાં કહ્યું કે નિકુમ્ભિલામાં જઈને તે યજ્ઞ કરે, એ પહેલાં તેનો વધ કરવો જોઈએ, કારણ કે પછી તેને હણાશે નહીં બધાએ નિકુમ્ભિલા પાસે જઈને તેને ઘેરો ઘાલ્યો પોતાનું રહસ્ય રામને કહેવા બદલ ઇન્દ્રજિતે વિભીષણને ઠપકો આપ્યો અને બંને વચ્ચે ઉગ્ર સંવાદ થયો લક્ષ્મણ અને ઇન્દ્રજિત વચ્ચે ઘોર યુદ્ધ થયું માહેન્દ્ર અસ્ત્ર વડે, લક્ષ્મણે ઇન્દ્રજિત્તનો વધ કર્યો ગુસ્સે થઈને રાવણ સીતાને મારવા જતો હતો, ત્યાં બીજાઓએ તેને વાર્યો

રાક્ષસોએ રીથી જોરશોરથી યુદ્ધની તૈયારી કરે છે રાવણે આવીને યુદ્ધમેદાનમાં હાહાકાર વર્તાવ્યો યુદ્ધભૂમિમાં અપશુકનો થયા રાવણે અષ્ટઘંટા નામની શક્તિ વડે લક્ષ્મણને મરણતોલ ઘાયલ કર્યા હનુમાને પહેલાં આણેલી ઔષધિ વડે રામે તેમને સ્વસ્થ કર્યા ઇન્દ્રના સારથિ માતલિ રામ માટે રથ લઈ આવ્યા તેના પર બેસી પાશુપતાસ્ત્ર વડે રામે રાવણ પર આક્રમણ કર્યું રાવણે પોતાના એકસો મસ્તક દર્શાવ્યા, તે બધા રામે કાપી નાખ્યા પછી માતલિના કહેવાથી રામે રાવણ પર બ્રહ્માએ આપેલા, અસ્ત્રનો પ્રયોગ કર્યો અને રાવણનો વધ થયો (શ્લોક સંખ્યા ૧૧૨)

## સર્ગ ૧૮ વિભીષણપ્રલાપ

રાવણને મૃત્યુ પામેલો જોઈ, વિભીષણ એની ભૂતકાળની સમૃદ્ધિ યાદ કરીને ખૂબ રડે છે રાવણે પોતાની શિખામણ ન માનીને વિનાશ વહોર્યો, તે માટે વિભીષણે ખૂબ દુઃખ વ્યક્ત કર્યું રાવણે જે જે કુદરતી તત્ત્વો પર વિજય મેળવ્યો હતો તેમને નિરંકુશ બનેલા જોઈ વિભીષણ ખૂબ દુઃખી થાય છે, પોતાના તરફ પહેલાં રાવણે દાખવેલો સ્નેહ યાદ કરે છે રાવણની રાણીઓ અને લંકાના નાગરિકો વિલાપ કરે છે રામ વિભીષણને આશ્વાસન આપીને, તેને રાવણના અંતિમ સંસ્કાર કરવા અને રાજ્યભાર સારી રીતે સંભાળી લેવા કહે છે

(શ્લોક સંખ્યા ૬૦)

## સર્ગ ૧૯ : વિભીષણાભિષેક

વિભીષણે સ્વસ્થ લઈને, રાવણનો વિધિપૂર્વક અંતિમ સંસ્કાર કર્યો. રાવણના મંત્રીઓએ વિભીષણને ઉદાસીનતા છોડીને લંકાનું રાજ્ય સંભાળી લેવા વિનંતિ કરી. રામે એનો અભિષેક કરી આદર્શ રીતે રાજ્ય ચલાવવા શિખામણ આપી. (શ્લોક સંખ્યા : ૩૦).

## સર્ગ ૨૦ : સીતાપ્રત્યાખ્યાન

હનુમાને સીતા પાસે જઈને રાવણવધના સમાચાર આપ્યા. સીતાને હેરાન કરતી રાક્ષસીઓને હનુમાન મારવા જતા હતાં, ત્યાં સીતાએ તેમને વાર્યા. સીતાએ રામને મળવાની ઈચ્છા દર્શાવી. હનુમાને રામને તે જણાવતાં, રામે સીતાને શણગારી પાલખીમાં લઈ આવવાં જણાવ્યું. રામના કહ્યા પ્રમાણે તૈયાર થઈને સીતા રામ પાસે ગઈ, ત્યારે રામે રાવણને ત્યાં સીતા રહેલી હોવાથી, તેને સ્વીકારવાની ના પાડી. સીતાએ ત્યારે અકળાઈ જઈને પોતાના શુદ્ધ શીલની ખાતરી આપીને, પંચમહાભૂતોનું આવાહન કરી, લક્ષ્મણને ચિતા રચવાનું જણાવ્યું અને અગ્નિમાં પોતાનો દેહ હોમ્યો. (શ્લોક સંખ્યા : ૩૭)

## સર્ગ ૨૧ : સીતાસંશોધન

અગ્નિદેવ સીતાને ચિતામાંથી અણિશુદ્ધ બહાર લાવીને રામને એના ચારિત્ર્ય પર શંકા લાવવા બદલ ઠપકો આપે છે અને સીતાના પવિત્ર ચારિત્ર્યની ખાતરી આપીને તેને સ્વીકારવા રામને કહે છે.

દશરથ પોતે વિમાનમાં બેસીને ત્યાં આવ્યા હતા. શિવ, બ્રહ્મા વગેરેની ઉપસ્થિતિએ જ સીતાના શીલની શુદ્ધતા પર મહોર મારી બ્રહ્માએ રામને સંબોધીને, રામે કરેલી સીતાની અગ્નિપરીક્ષાને યોગ્ય ઠરાવી. શંકરે તેમને યાદ દેવડાવી કે આપ સ્વયં અજન્મા નારાયણ છો. પછી ત્યાં ઉપસ્થિત રહેલા ઈન્દ્રે બધા વાનરોને સજીવન કર્યાં. (શ્લોક સંખ્યા : ૨૩).

## સર્ગ ૨૨: અયોધ્યાપ્રત્યાગમન

રામે, હનુમાનને બોલાવી, તેમણે આગળથી અયોધ્યા જવાનું છે, એમ જણાવી, લંકાથી અયોધ્યા સુધીના રસ્તામાં આવતાં સ્થળો વર્ણવ્યાં. ત્યારબાદ રામ, સીતા, લક્ષ્મણ, સુગ્રીવ, વિભીષણ વગેરે બધાં પુષ્પક વિમાનમાં અયોધ્યા આવવા નીકળ્યાં. રસ્તામાં રામ સીતાને બધાં સ્થળો બતાવતા જાય છે.. અયોધ્યા નજીક પહોંચ્યા, ત્યારે ભરતે તેમનું ભવ્ય સ્વાગત કર્યું. તેમણે અયો--

ધ્યામાં પ્રવેશ કર્યો અને ભરતનો યૌવરાજ્યાભિષેક કરીને પછી અશ્વમેધ યજ્ઞ કર્યો. અંતમાં ભટ્ટિએ પોતે, કર્તા તરીકે ભટ્ટિકાવ્યની વિશેષતા માટે, જે કહેવું હતું, તે જણાવી છેલ્લે કહ્યું છે કે શ્રીધરસેનથી શાસિત વલભીમાં આ કાવ્ય પોતે રચ્યું હતું. (શ્લોક સંખ્યા : ૩૫)

## રામાયણકથા સાથે ભટ્ટિકાવ્યના કથાનકની તુલના

મહાકવિ ભટ્ટિએ વાલ્મીકિ રામાયણના[3] બાલકાંડથી માંડીને યુદ્ધકાંડ સુધીના કાંડોમાંની કથાને પોતાના મહાકાવ્યના ૧૯૨૯ શ્લોકોની મર્યાદામાં સમાવવા પ્રયત્ન કર્યો છે. તે કથાને મહાકાવ્યનું, ખાસ કરીને દ્વિવિધ હેતુ ધરાવતા મહાકાવ્યનું સ્વરૂપ આપવા, જે થોડાઘણા સુધારાવધારા કરવા પડે, તે સિવાયના ખાસ મહત્ત્વના કહી શકાય તેવા ફેરફારો ભટ્ટિએ કર્યા નથી. તેમ છતાં સ્વાભાવિક રીતે ઘણા પ્રસંગો તેમને ખૂબ ટૂંકાવવા પડયા છે, તો કેટલાક પ્રસંગો, જે મુખ્ય કથાવસ્તુની દૃષ્ટિએ અગત્યના ન હોય કે તેની સાથે સીધા સંકળાયેલા ન હોય, તે તેમને છોડી દેવા પડયા છે. વ્યાકરણનાં સૂત્રોને અને કાવ્યશાસ્ત્રના કેટલાક સિદ્ધાંતોને ઉદાહૃત કરવાના પોતાના હેતુને બર લાવવા માટે ભટ્ટિએ કેટલાક ઉમેરા પણ કર્યા છે.

## કથાનો સંક્ષેપ

રામાયણની કથાનો સંક્ષેપ તેમણે એટલી કુશળતાથી કર્યો છે કે વાલ્મીકિ રામાયણમાં જે પ્રસંગના નિરૂપણમાં જેટલા અધ્યાયો રોકાયા હોય, તેટલા કે તેનાથી પણ ઓછી સંખ્યાના શ્લોકોમાં આ કાવ્યમાં તે પ્રસંગને નિરૂપ્યો છે. વળી કથાવસ્તુનો સંક્ષેપ તેમણે એવી ખૂબીપૂર્વક કર્યો છે કે મૂળ વસ્તુનો સાર પૂરેપૂરો આવે, બીનજરૂરી વિગતો નીકળી જાય અને કથાનું સાતત્ય સચવાય.

એમની આ કલાનો પરિચય આપતાં કેટલાક ઉદાહરણરૂપ પ્રસંગો નીચે આપ્યા છે :

(૧) વાલ્મીકિ રામાયણમાં પૂરા ૮ અધ્યાયો (૧.૬૭–૭૪) રોકતા રામના લગ્નપ્રસંગને તેમણે ૭ શ્લોકોમાં વર્ણવ્યો છે (૨.૪૨–૪૮).

(૨) વા.રા.માં ૭ અધ્યાયોમાં (૨.૨–૭) વર્ણવાયેલા રામની અભિષેક વિધિની તૈયારીના પ્રસંગને ભટ્ટિએ માત્ર પાંચ શ્લોકોમાં વર્ણવ્યો છે. (૩.૧–૫)

(૩) મંથરાએ કૈકેયીને કરેલી ચઢવણી, કૈકેયીએ રાજા પાસે બે વરની કરેલી માગણી, માગણી સ્વીકાર્યા બાદ રાજાનું મનોમંથન અને વનવાસમાં જતા રામ;

લક્ષ્મણ અને સીતાને વિદાય આપવાનો પ્રસંગ, આ બધું વા. રા.માં ૩૩ જેટલા અધ્યાયો (૨.૮–૪૦) રોકે છે, જ્યારે ભટ્ટિએ આ બધાજ પ્રસંગોનો ૧૧ શ્લોકોમાં (૩.૬–૧૬) સંક્ષેપ કર્યો છે.

(૪) વા.રા.માં દશરથનો વિલાપ, સુમંત્રનું રામ વગર પાછા આવવું, દશરથનું મૃત્યુ, ભરતનું આગમન અને દશરથના અંત્યેષ્ટિસંસ્કાર, આ બધા બનાવો, જેનું નિરૂપણ વાલ્મીકિએ ૨૦ અધ્યાયો (૨.૫૧–૭૦)માં કર્યું છે, તેમને ભટ્ટિએ ૧૯ શ્લોકોમાં સમાવ્યા છે (૩.૧૭–૩૫).

(૫) તે જ પ્રમાણે યુદ્ધકાંડના પ્રસંગો જે, વા.રા.માં યુદ્ધકાંડના ૧૧૬ જેટલા અધ્યાયો રોકે છે, તેમને અહીં ભટ્ટિએ ૯ સર્ગ (૧૪–૨૨)માં ટૂંકાવી દીધા છે.

## પ્રસંગલોપ

મહાકવિ ભટ્ટિએ વાલ્મીકિ રામાયણમાંના કેટલાક પ્રસંગોને સાવ જ છોડી દીધા છે, તેમાંના મહત્ત્વના પ્રસંગો નીચે પ્રમાણે છે :

### બાલકાંડ

(૧) દશરથે પુત્રેષ્ટિ યજ્ઞ કરાવવા ઋષ્યશૃંગને લાવવા માટે તેમનો શાન્તા સાથે વિવાહ કરાવ્યો તે પ્રસંગ (૧.૯–૧૧)નો નિર્દેશ ભટ્ટિકાવ્યમાં નથી.

(૨) દશરથે કરેલા અશ્વમેધ યજ્ઞનો (૧.૧૪) નિર્દેશ નથી.

(૩) રાજાને વિશ્વામિત્ર સાથે, રામ લક્ષ્મણને મોકલવામાં આનાકાની કરતા જોઈ, વસિષ્ઠે રાજાને વિશ્વામિત્રની માગણી મંજૂર રાખવાની શિખામણ આપી, (૧.૨૧) તેનો ઉલ્લેખ નથી.

(૪) વસિષ્ઠ–વિશ્વામિત્ર વૃત્તાંત (૧.૫૧–૬૪) કે જેનો રામકથા સાથે સીધો સંબંધ નથી, તેને ભટ્ટિએ છોડી દીધો છે.

(૫) રામ સિવાયના બીજા ભાઈઓના લગ્નનું વર્ણન (૧.૭૨) ભટ્ટિએ છોડી દીધું છે.

(૬) રામે વૈષ્ણવ ધનુષ્યની પણછ ચઢાવી, પરશુરામને હતપ્રભ કર્યા પછી, તેમના મહેન્દ્ર પર્વત તરફના પ્રત્યાગમનનો ઉલ્લેખ (૧.૭૬) ભટ્ટિકાવ્યમાં નથી.

### અયોધ્યાકાંડ

(૧) દશરથે રામના યૌવરાજ્યાભિષેક અંગે મંત્રી અને નાગરિકો સાથે કરેલી મંત્રણાનો ભટ્ટિકાવ્યમાં ઉલ્લેખ નથી (૨.૧).

(૨) મંથરાના પાત્રનો કે તેણે કરેલી ચઢવણીનો આ કાવ્યમાં જુદો ઉલ્લેખ નથી. (૨.૭-૮)

(૩) કૈકેયીએ દશરથ રાજા દેવાસુરસંગ્રામ વખતે ઘાયલ થયેલા, તે વખતે તેમની શુશ્રૂષા કરેલી, તે બદલ તેમણે કૈકેયીને બે વરદાન આપ્યાં હતાં, અને રામના યૌવરાજ્યાભિષેક વખતે કૈકેયીએ બે વરદાન માગ્યા, (૨.૯.૭-૧૭) એ રીતની રજૂઆત ભટ્ટિકાવ્યમાં નથી.

(૪) કૈકેયીએ વર માગ્યા પછી દશરથ અને કૈકેયી વચ્ચે થયેલો સંવાદ (૨.૧૧-૧૨) ભટ્ટિએ છોડી દીધો છે.

(૫) કૈકેયીની રામને વનમાં મોકલવાની માગણી દશરથે માન્ય રાખી, તે બદલ લક્ષ્મણે વ્યક્ત કરેલ વિરોધ (૨.૨૦) ભટ્ટિએ દર્શાવ્યો નથી.

(૬) સીતા અને લક્ષ્મણે પોતાને વનમાં સાથે લઈ જવા કરેલી વિનંતી તથા તે અંગેનો તેમનો રામ સાથેનો સંવાદ તથા કૌસલ્યાનો રામ સાથેનો સંવાદ (૨.૨૨-૨૭)—આ બધું ભટ્ટિકાવ્યમાં નથી.

(૭) રામનું ગુહ સાથેનું મિલન (૨.૪૪-૪૫) ભટ્ટિએ નિરૂપ્યું નથી.

(૮) મરણાસન્ન દશરથ રાજાએ કૌસલ્યાને કહેલો શ્રવણવૃત્તાંત તથા તેને લીધે એમને મળેલા શાપનું નિવેદન (૨.૫૭-૫૮) ભટ્ટિકાવ્યમાં નથી.

(૯) રામવનવાસ પછી ભરતે નંદિગ્રામમાં કરેલા વસવાટનો (૨.૧૦૭) આમાં ઉલ્લેખ નથી.

અરણ્ય કાંડ

(૧) રામની અગસ્ત્યઋષિ સાથેની મુલાકાતનો પ્રસંગ (૩.૧૦-૧૧) ભટ્ટિકાવ્યમાં નથી.

(૨) સીતાના હરણ પહેલાં રામની જટાયુ સાથે થયેલી મુલાકાતનો (૩.૧૩.-૩૩-૩૬) ભટ્ટિકાવ્યમાં નિર્દેશ નથી. ભટ્ટિકાવ્યમાં, સીતાના હરણ પછી રામ જટાયુને પહેલી વાર મળે છે. (૬.૪૧)

(૩) રામનો ખર સાથેનો સંવાદ (૩.૨૮) ભટ્ટિએ આપ્યો નથી.

(૪) રાવણ સીતાનું હરણ કરીને લઈ જાય છે, ત્યારે સીતા નીચે ઊભેલા વાનરોને જોઈને પોતાનાં આભૂષણો અને વસ્ત્રો નીચે નાખે છે (૩.૫૨.૨), તેનો ભટ્ટિકાવ્યમાં ઉલ્લેખ નથી.

## કિષ્કિન્ધાકાંડ

વા.રા.માં વાલિના મૃત્યુ પછી તારાએ કરેલો વિલાપ (૪.૨૩) ભટ્ટિએ નિરુપ્યો નથી.

## સુંદરકાંડ

(૧) હનુમાને રાવણના અંતઃપુરમાં જોયેલી સૂતેલી સુંદરીઓનું વર્ણન (૫.૭) ભટ્ટિએ આપ્યું નથી.

(૨) વા.રા.માં નિદ્રાવશ મંદોદરીને હનુમાન સીતા સમજે છે. (૫.૮) તે વાત પણ નિરુપાઈ નથી.

## યુદ્ધકાંડ

(૧) રાવણે શુકને સુગ્રીવ પાસે દૂત તરીકે મોકલ્યાનો કે શુક અને સારણે રાવણને આપેલા રામસેનાના પરિચયનો ઉલ્લેખ (૬.૨૦. ૨૬–૨૯) ભટ્ટિકાવ્યમાં નથી.

(૨) યુદ્ધમાં ઘવાયેલી લક્ષ્મણની સુષેણે કરેલી ચિકિત્સાનો નિર્દેશ (૬.૮૯) ભટ્ટિકાવ્યમાં નથી.

(૩) રાવણના મૃત્યુ બાદ મંદોદરીએ તથા બીજી રાણીઓએ કરેલા વિલાપનું નિરુપણ જે યુદ્ધકાંડના ૯૮–૯૯ અધ્યાયમાં મળે છે, તે આ કાવ્યમાં નથી.

ભટ્ટિએ રાવણવધ પછી, અયોધ્યામાં પહોંચ્યા પછી રામે કરેલા ભરતના યૌવરાજ્યાભિષેક અને અશ્વમેધ યજ્ઞના ઉલ્લેખ સાથે કાવ્ય પૂરું કર્યું છે વા. રા. ના યુદ્ધખંડના અંતભાગ (૬.૧૧૮)માં રામના અભિષેકનો ઉલ્લેખ છે, તે બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ, કોણ જાણે કેમ, પણ ભટ્ટિએ કર્યો નથી તેમણે સર્ગ ૨૨ના ૩૧ મા શ્લોકમાં, રામને 'પતિં પ્રજાનામ્' કહીને કદાચ તેમનું રાજપદ સૂચવ્યું છે

ઉત્તરકાંડ, જે વાલ્મીકિ રામાયણમાં પાછળથી ઉમેરાયો છે, તેનું વસ્તુ ભટ્ટિએ સ્વીકાર્યું નથી.

## મહત્ત્વના ફેરફાર

(૧) વા.રા.માં, બાલકાંડમાં, દશરથે કરાવેલા પુત્રેષ્ટિયજ્ઞ વખતે અગ્નિ કુંડમાંથી પ્રાદુર્ભૂત થઈને પ્રાજાપત્ય પુરુષ દશરથને પાયસ આપે છે, જે તે રાણીઓને આપે છે (૧.૧૫.૧૭), તેને બદલે આ કાવ્યમાં યજ્ઞ પૂરો થયા બાદ હુતોચ્છિષ્ટ રાણીઓને આપવામાં આવે છે (૧.૧૩)

(૨) વા.રા.માં વિશ્વામિત્ર રામ લક્ષ્મણને બલા અને અતિબલા નામની વિદ્યાઓ આપે છે, (૧.૨૧.૧૪-૧૬), જ્યારે ભટ્ટિ તેને બદલે જયા વિજયા નામની વિદ્યાઓનો ઉલ્લેખ કરે છે. (૨.૨૧).

(૩) વા.રા.માં અયોધ્યાકાંડમાં, દશરથ રામનો યૌવરાજ્યાભિષેક કરવાની ઘોષણા કરે છે, (૨.૧.૩-૪), જ્યારે ભટ્ટિકાવ્યમાં દશરથ રામનો રાજ્યાભિષેક કરવાની ઘોષણા કરે છે (૩.૨).

(૪) વા.રા.માં ભરતે, રામને વનમાં મળવા ગયા, ત્યારે રામની ચરણપાદુકા માગીને લીધી હતી (૨.૧૦૪.૨૦-૨૩), જ્યારે ભટ્ટિકાવ્યમાં રામ પોતે ભરતને પાદુકા આપે છે (૩.૫૬).

(૫) વા.રા.માં રામ એકલા જ ખરદૂષણ અને ૧૪,૦૦૦ રાક્ષસો સાથે લઢે છે (૩.૨૫-૨૬), જ્યારે ભટ્ટિકાવ્યમાં રામલક્ષ્મણ બંને મળીને તેમને હરાવે છે. (૫.૩).

(૬) વા.રા.માં મારીચની રામ જેવી ચીસો સાંભળી, સીતા લક્ષ્મણને રામની વ્હારે ધાવા વિનંતિ કરે છે અને તે જતા નથી ત્યારે સીતા લક્ષ્મણ પર ખરાબ આક્ષેપો કરે છે, તે વખતે લક્ષ્મણ સીતાની રક્ષા વનદેવતાને સોંપે છે (૩.૪૩.૨૦-૨૪) જ્યારે આ કાવ્યમાં તે પ્રસંગે લક્ષ્મણ સીતા પર અકળાઈને તેમને શાપ આપે છે કે તમે શત્રુના હાથમાં જશો (૫.૬૦).

(૭) વા.રા.મા રામ હનૂમાનને પોતાની સાથે અયોધ્યા લઈ જાય છે અને નંદિગ્રામ ગયા પછી આગળ મોકલે છે (૬.૧૧૩), ભ. કા. માં જ્યારે રામ હનૂમાનને લંકાથી જ પોતાના પહેલાં અયોધ્યા મોકલે છે (૨૨.૧).

## નોંધપાત્ર ઉમેરા

આ મહાકાવ્યમાં ભટ્ટિએ કરેલા નોંધપાત્ર ઉમેરા નીચે પ્રમાણે છેઃ

(૧) ભટ્ટિએ દશરથને શૈવ બતાવ્યા છે (૧.૩), જ્યારે વા.રા.માં દશરથ શૈવધર્મી હતા એવો ક્યાંય ઉલ્લેખ નથી.

(૩) રામ અને લક્ષ્મણ વિશ્વામિત્ર સાથે ગયા, તે વૃત્તાંત પ્રથમ સર્ગમાં જણાવ્યા પછી, બીજા સર્ગમાં, તેમણે વિશ્વામિત્રની રાક્ષસોથી રક્ષા કરી, તે દર્શાવતાં પહેલાં શરદઋતુનું વર્ણન આપ્યું છે (૨.૧-૧૩), તે વર્ણન તે સ્થળે વા.રા. માં નથી.

(૩) તાડકા વધ પછી રામ અને મારીચ વચ્ચે ત્રણચાર શ્લોકોમાં, રાક્ષસધર્મ અને આર્યધર્મ વિશે જે સંવાદ થયો (૨ ૩૨–૩૫), તે સંવાદ વા રા મા નથી

(૪) ભટ્ટિકાવ્યમાં, નવમા સર્ગમાં, હનૂમાન ઈન્દ્રજિતને હાથે બંધાઈને, રાવણસભામાં પહોંચીને રામનુ પરાક્રમ વર્ણવી, તેને સીતાને પાછી સોંપવા સમજાવે છે, ત્યારે રાવણ તેની દલીલોનુ સખત શબ્દોમા ખંડન કરે છે (૯ ૧૧૮–૧૩૭) વા રા મા રાવણે, હનૂમાને કરેલા પ્રબોધનનો આવો કોઈ જવાબ આપ્યો નથી, માત્ર તેને શિક્ષા કરવાનો આદેશ જ આપ્યો છે (૫ ૪૮)

(૫) મહેન્દ્રપર્વતનુ વર્ણન (૧૦ ૪૫–૫૦) અને લંકામાનુ પ્રભાતવર્ણન તથા રાક્ષસીઓની પ્રેમક્રીડાનુ વર્ણન (સર્ગ ૧૧) ભટ્ટિકાવ્યમા મળે છે જ્યારે વા રા મા આ બધુ નથી

(૬) ભટ્ટિએ સર્ગ ૧૩મા સુવેલ પર્વતનુ વિગતવાર વર્ણન આપ્યુ છે (૧૩ ૩૧–૪૪) તે પણ વા રા મા નથી

(૭) વિભીષણે મંત્રીઓને રાવણના અગ્નિસંસ્કાર માટે આપેલા સૂચનો અને રામે વિભીષણને રાજ્ય ચલાવવા અંગેનો આપેલો ઉપદેશ ભટ્ટિકાવ્યમા (૨૧ ૭–૧૩, ૧૯–૩૦) મળે છે, તે બંને બાબતો વા રા મા મળતી નથી

ઉપર દર્શાવેલા મહત્ત્વના ઘટાડા, ફેરફારો અને ઉમેરાઓ જોતા કહી શકાય કે ભટ્ટિએ રામાયણકથાને ભટ્ટિકાવ્ય જેવા વિશિષ્ટ મહાકાવ્યના સ્વરૂપને અનુકૂળ બનાવવા જે ફેરફારો કર્યા છે તે પ્રમાણમા નજીવા કહેવાય

એક વસ્તુ નોંધવા લાયક એ લાગે છે કે ભટ્ટિકાવ્યમા વિભીષણ (તથા રાવણ)ની માતા નિકષાનો જે સંવાદ મળે છે (૧૨ ૧–૫), તે સમીક્ષિત આવૃત્તિના સ્વીકૃત પાઠમા મળતો નથી આ ઉપરાંત રાવણે સભાની મંત્રણા બાદ વિભીષણે તેને સંધિ કરવાની સલાહ આપી તેથી રોષે ભરાઈને તેણે વિભીષણને પાદપ્રહાર કર્યો એવુ નિરૂપણ ભટ્ટિકાવ્યમા છે આ બાબત પણ સમીક્ષિત આવૃત્તિના સ્વીકૃત પાઠમા નથી મળતી[૪] પણ આ બંને બાબતો સમીક્ષિત આવૃત્તિના પરિશિષ્ટમા દર્શાવ્યા[૫] પ્રમાણે $S_1\bar{N}, V_1, B, D_1$ પ્રતોમા મળે છે આમા $S_1$ ઉત્તર પશ્ચિમ જૂથની વાચના છે, જ્યારે $\bar{N}$(નેપાલી) $V_1$(મૈથિલી), અને B(બંગાળી) આ ત્રણે વાચનાઓ ઉત્તરપૂર્વ જૂથની છે, તેથી એમ કહી શકાય કે ભટ્ટિ ઉત્તરપશ્ચિમ અને ઉત્તરપૂર્વ એ પ્રદેશોમા વા રા ની પ્રચલિત પાઠપરંપરાને અનુસર્યો હશે એકંદરે કહી શકાય કે વ્યાકરણને ઉદાહૃત કરવાનુ હોવા છતા, ભટ્ટિએ કથાને અને તેટલી મૂળ સ્વરૂપમા સાચવીને, ભટ્ટિકાવ્યમા તેનો સંક્ષેપ આપ્યો છે

## પાદટીપો

૧. મલ્લિનાથની ટીકામાં સર્ગ-પુષ્પિકાઓમાં કથાવસ્તુને આધારે સર્ગોનાં શીર્ષકો આપ્યાં નથી, જ્યારે ટીકાકાર ભરતમલ્લિકે કથાવસ્તુને આધારે આપેલાં આ સર્ગોનાં શીર્ષક પણ કેટલીકવાર જયમંગલથી જુદાં પડે છે. તેથી મૂળ ભટ્ટિકાવ્યમાં કથાવસ્તુને અનુલક્ષીને સર્ગોનાં શીર્ષક આપેલાં નહી હોય, એમ લાગે છે.

૨. સર્ગવાર શ્લોકસંખ્યા ભટ્ટિકાવ્યની જયમંગલ ટીકાવાળી આવૃત્તિ અનુસાર દર્શાવેલી છે.

૩. અહી આપેલા વા.રા.ના અધ્યાયો તથા શ્લોકોના ક્રમાંક ભાંડારકર ઓરિએન્ટલ રીસર્ચ ઈન્સ્ટીટ્યૂટે તૈયાર કરેલી સમીક્ષિત આવૃત્તિના છે.

૪. बुल्के कामिल 'रामकथा,' पृ. १८२

૫. Valmiki Rāmāyaṇa-Yuddhakāṇḍa, (Baroda, 1971), Appendix 1 no 1, p. 887; Appendix 1, no 2, p. 903

## પ્રકરણ ૮

# ભટ્ટિની વિદ્વત્તા

મહાકવિ ભટ્ટિએ કોના પાસે કયા કયા શાસ્ત્રોનુ અધ્યયન કર્યુ હતુ, એ વિશે સહેજ પણ માહિતી આપણને મળતી નથી, તેથી એમની એકમાત્ર કૃતિ ભટ્ટિકાવ્યમાંથી આપણે તેમની બહુશ્રુતતા વિશેની માહિતી એકઠી કરવાની રહે છે

જે જમાનામા ભટ્ટિકાવ્ય રચાયુ, તે જમાનામા મહાકવિઓ મહાકાવ્યોમા પોતાના પાંડિત્યનુ પ્રદર્શન કરવાનુ વલણ ધરાવતા હતા આ વલણે કંઈક અંશે 'કિરાતાર્જુનીય'મા અને વધારે અંશે 'નૈષધીયચરિત'મા દેખાય છે મહાકવિ ભટ્ટિના કૃતિમા, એ વલણ પોતે સ્વીકારી લીધેલા એવડા હેતુને લીધે કંઈક અંશે સયમમા રહેલુ જણાય છે, તેમ જ્યારે કવિ શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ કર્યો હોય ત્યારે સ્વરચિત કાવ્યમા સ્વાભાવિક રીતે જાણે અજાણે તેનુ થોડુ પ્રતિબિંબ પડી જાય, તેવુ ભટ્ટિની બાબતમા બન્યુ લાગે છે

### શબ્દશાસ્ત્ર

ભટ્ટિને ભટ્ટિકાવ્યના લગભગ દરેક સર્ગની પુષ્પિકામા 'મહાવૈયાકરણ' કહ્યા છે તે ઉપરાત ભટ્ટિકાવ્યમા પાણિનીય અષ્ટાધ્યાયીના જે સૂત્રો એમણે ઉદાહૃત કર્યાં છે, તે પરથી ખ્યાલ આવે છે કે ભટ્ટિએ વ્યાકરણશાસ્ત્રનો એટલો બધો પ્રખર અભ્યાસ કર્યો હતો કે વ્યાકરણશાસ્ત્ર સાથે તે ઓતપ્રોત થઈ ગયા હતા તેમના સમય સુધીમા વ્યાકરણશાસ્ત્રના જે ગ્રથો રચાયા હતા, જેમકે 'પાણિનીય અષ્ટાધ્યાયી', વાર્તિકો, વ્યાકરણ મહાભાષ્ય તેમજ કાશિકાવૃત્તિ વગેરે, તે બધા ગ્રથોનુ એમણે આકઠ અધ્યયન કર્યુ હતુ, એમા કોઈ શકા નથી આ ઉપરાત પાણિનીય વ્યાકરણપરપરા સાથે જોડાયેલા 'ધાતુપાઠ, ગણપાઠ, ઉણાદિ સૂત્રો' આ બધાથી તે સુપરિચિત હતા, તેમ જણાઈ આવે છે તેમણે ભટ્ટિકાવ્યના ૨૨ સર્ગોમાથી ૧૮ સર્ગોમા વ્યાકરણ ઉદાહૃત કર્યુ છે, તેજ તેમનો વ્યાકરણ પ્રત્યેનો પક્ષપાત દર્શાવે છે તેમના પછી થઈ ગયેલા વ્યાકરણશાસ્ત્રના અનેક વિદ્વાનોએ તેમના પ્રયોગોને પ્રમાણભૂત ગણ્યા છે, તેમા અષ્ટાધ્યાયીના વૃત્તિકાર ઉપરાત ધાતુપાઠ, ગણપાઠ ઉણાદિ કોશના વૃત્તિકારોને પણ સમાવેશ થાય છે તે પરથી પણ ખ્યાલ આવે છે

કે પ્રખર વ્યાકરણશાસ્ત્રી તરીકે બધાએ તેમને માન્ય કર્યા હતા ભટ્ટિકાવ્યન વ્યાકરણશાસ્ત્ર અંગેના પાસાની ચર્ચામા, તેમની વ્યાકરણશાસ્ત્રની વિદ્વત્તા અંગેની વાત આવી જતી હોઈ, તેની પુનરુક્તિ અહી કરી નથી

## અલંકારશાસ્ત્ર

અલંકારશાસ્ત્રની પણ કેટલીક વિભાવનાઓને ભટ્ટિએ સર્ગ ૧૦ થી સર્ગ ૧૩મા ઉદાહૃત કરી છે, તે પરથી ખ્યાલ આવે છે કે અલંકારશાસ્ત્રનો પણ તેમણે ઊંડો અભ્યાસ કર્યો હતો તેમને તેમના જમાના સુધીમા માન્યતા પામી ચૂકેલા અલંકારોનો પૂરો ખ્યાલ હતો તે ઉપરાંત કાવ્યમા ગુણોનુ સ્થાન, ગુણોની વિભાવના આ બધાનુ તેમને સારુ જ્ઞાન હતુ, તેનો ખ્યાલ તેમણે આપેલા (જો તેમણે આપ્યુ હોય તો) 'પ્રસન્નકાંડ' નામ પરથી, તેમજ ઉદાહૃત કરેલા માધુર્ય ગુણ પરથી આવે છે તેઓ 'ભાવિકત્વ' એ પ્રબંધવિષય ગુણ છે, તે ન જાણતા હોત તો આખા સર્ગમા તેને ઉદાહૃત કરત નહી. વળી ભાષા સમાવેશ (એક પ્રકારના ભાષાશ્લેષ)ને પણ તેઓ સર્ગ ૧૩મા ઉદાહૃત કરે છે અલંકારશાસ્ત્રમા દર્શાવેલી નાયિકાઓના આઠ પ્રકારોમાથી કેટલાક પ્રકારો ભટ્ટિએ અગિયારમા સર્ગમા દર્શાવ્યા છે તેમા જ, એક શ્લોકમા આઠ સાત્ત્વિક ભાવોમાથી કેટલાકના નિર્દેશ મળે છે. આ બધુ પુરવાર કરે છે કે અલંકારશાસ્ત્રના બધા પાસાઓનુ એમને જ્ઞાન હતુ અલંકારશાસ્ત્ર વિશેની તેમની સૂઝનો બરાબર ખ્યાલ, તેમણે પ્રયોજેલા અલંકારોની ચર્ચા, ગ્રંથમા અન્યત્ર કરવામા આવી છે તેના પરથી આવે છે

## વેદ, વેદાંગ અને સ્મૃતિઓ

આ મહાકવિએ ત્રણ વેદ, બ્રાહ્મણગ્રંથો, શ્રૌતસૂત્રો, ધર્મસૂત્રો, ગૃહ્યસૂત્રો અને સ્મૃતિગ્રંથોનુ ઊંડુ અધ્યયન કર્યું હતુ, એમા શંકા નથી તેમણે ભટ્ટિકાવ્યમા ત્રણ વેદનો (૧ ૨), ઋગ્વેદ તથા યજુર્વેદનો (૮ ૯) તેમજ સામવેદના ગાનનો (૧૯ ૧૩) નિર્દેશ કર્યો છે આ મહાકવિ સ્મૃતિઓમા નિરૂપાયેલા કર્મકાંડના પણ સારા જાણકાર હતા તેમ તેમણે આપેલા અમુક ઉલ્લેખો પરથી લાગે છે

તેમણે આચાર્યને અપાતા મધુપર્કનો નિર્દેશ બે ઠેકાણે (૧ ૧૭ ૨ ૪૬) કર્યો છે, તેને 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર' તથા 'બોધાયન ગૃહ્યસૂત્ર'નો આધાર મળી રહે છે[1] ત્રીજા સર્ગમા રામના રાજ્યાભિષેક પ્રસંગે કરવા ધારેલ વિધિઓ દર્શાવી છે (૩ ૩-૫), તે 'સામવિધાન બ્રાહ્મણ'મા વર્ણવેલી રાજાની અભિષેકવિધિ સાથે મળતી આવે છે.[2]

ભટ્ટિએ દશરથ રાજાના અને રાવણના અંત્યેષ્ટિસંસ્કાર ખૂબ વિગતે વર્ણવ્યા છે એમાની કેટલીક વિગત ખાસ નોધપાત્ર છે દશરથના અંત્યેષ્ટિસંસ્કારના વર્ણનમા એવી વિગત મળે છે કે મંત્રીઓએ યજ્ઞ માટેના પાત્રોનો સમૂહ એકઠો કર્યો અને ઋત્વિજોએ તે પાત્રોને મૃતદેહ પર ગોઠવીને વિધિપૂર્વક ચિતાગ્નિમા હોમ કર્યો (૩ ૩૩-૩૫) રાવણના અગ્નિસંસ્કાર વખતે પણ ભટ્ટિએ યજ્ઞપાત્રોને રાવણના શબ પર ગોઠવ્યાની વાત કરી છે (૧૯ ૧૩). અહી દશરથના તેમજ રાવણના મૃતદેહ સાથે યજ્ઞપાત્રોનુ દહન કરવાનો નિર્દેશ છે આને પાત્રોનુ 'પ્રતિપત્તિકર્મ' કહેવામા આવે છે દશરથ (૬ ૮૫, ૧૨૮) અને રાવણ (૧૮ ૪૦) બને 'આહિતાગ્નિ' હતા અને આહિતાગ્નિના અગ્નિસંસ્કાર સાથે યજ્ઞપાત્રોનુ પણ દહન કરવાનો નિર્દેશ 'આશ્વલાયન ગૃહ્યસૂત્રમા,' 'શતપથ બ્રાહ્મણ'મા અને 'યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ'માં મળે છે [3] વારામા અગ્નિશાળામાથી અગ્નિસંસ્કાર માટે માત્ર અગ્નિઓ લાવ્યાની વાત છે (૨ ૩૦ ૧૩), યજ્ઞપાત્રોને શબ ઉપર ગોઠવ્યાનો નિર્દેશ નથી તથી આ બાબત ભટ્ટિનુ કર્મકાંડનુ ઝીણવટભર્યું જ્ઞાન દર્શાવે છે

ઋષિ શરભંગ, રામના દર્શન કર્યા પછી સ્વેચ્છાએ અગ્નિમા પોતાનો દેહ હોમતા કહે છે કે અમે સ્વપુણ્યથી મેળવેલી ગતિને પામીશુ (૪ ૬) પ્રાચીન કાળમા ઋષિઓ વગેરે, જ્યારે તેમને એમ લાગે કે અમારા જીવનનુ કર્તવ્ય પૂરુ થયુ છે, ત્યારે નશ્વર દેહનો અંત ઉપવાસ, અગ્નિપ્રવેશ કે જળસમાધિથી લાવતા આમ કરવાથી તેમને આત્મહત્યાનુ પાપ લાગતુ નહી, અને તેઓ પુણ્યગતિને પામતા હતા આ બાબતને પણ ધર્મશાસ્ત્રોનુ સમર્થન મળી રહે છે [4] 'ભટ્ટિકાવ્યના છઠ્ઠા સર્ગમા (શ્લો ૬૫) રામ શબરીને પૂછે છે કે તમે સંધ્યાઓ વખતે કરવાનુ આચમન ચૂકતા તો નથી ને? આ બાબતને પણ 'બોધાયન ધર્મશાસ્ત્રનુ' સમર્થન મળી રહે છે [5] આ ઉપરાત રામલક્ષ્મણની વનવાસ દરમિયાનની જે દિનચર્યા આપવામા આવી છે, તેમા સંધ્યાસમયના જપનો ઉલ્લેખ છે (૪ ૧૪) તેને, તેમજ દેવને અર્પણ કરીને રામલક્ષ્મણ ભોજન કરતા હતા (૪ ૯), એવો જે ઉલ્લેખ છે, તેને 'યાજ્ઞવલ્ક્યસ્મૃતિ'નુ સમર્થન મળી રહે છે [6]

આ ઉપરાત વ્યાકરણના સૂત્રોનુ ઉદાહરણ આપતા ભટ્ટિએ 'कुण्डपाय्य' અને 'अग्निचित्या' તેમજ 'उपचाय्य' નામના યજ્ઞોનો ઉલ્લેખ કર્યો છે (૬ ૬૭) લાબો સમય ચાલનારા યજ્ઞોમાથી ભટ્ટિએ 'अग्निष्टोम' અને 'ज्योतिष्टोम' યજ્ઞનો ઉલ્લેખ કર્યો છે (૯ ૭૮) તેમણે 'यायजुक' એટલે કે નિત્ય ભ્રમણ કરતા યજ્ઞકર્તાઓનો ઉલ્લેખ કર્યો છે (૨ ૨૦) કર્મકાંડમાથી એક બે નોધપાત્ર ઉપમાઓ પણ ભટ્ટિએ આપી છે, જેમાની એકમા [સીતાને અતિપવિત્ર યજ્ઞવેદી સાથે

(૭.૪૫), તો બીજીમા સીતાને યજ્ઞવેદીમા હોમાતી આજ્યધારા (ઘીની ધારા) સાથે સરખાવી છે (૨૦ ૩૭)

## જ્યોતિષશાસ્ત્ર

વનભીના આ મહાકાવિએ જ્યોતિષશાસ્ત્રનુ પણ જ્ઞાન સપાદન કર્યું હતુ, એમ ભટ્ટિકાવ્યમા આપેના અમુક નિર્દેશો પરથી સાબિત થાય છે. ભટ્ટિકાવ્યમાં શુકનો અને અપશુકનો અગેના, ખાસ કરીને યુદ્ધ પ્રસગે થતા શુકનો અને અપશુકનો અગેના જે નિમિત્તો દર્શાવેલા છે, તેને વરાહમિહિરની 'બૃહત્સહિતા'નુ સમર્થન મળી રહે છે

ભટ્ટિકાવ્યના છઠ્ઠા સર્ગમા રામ મારીચને મારીને પાછા ફરતા હોય છે, ત્યારે શિયાળો રુદન કરે છે, તે અપશુકન સીતાનો થનારો વિયોગ સૂચવે છે[૭] બારમા સર્ગમા, રાવણની સભામા રાજનીતિની ચર્ચા વખતે, વિભીષણ રાક્ષસોનુ નિકદન સૂચવતા અનેક દુર્નિમિત્તો તરફ રાવણનુ ધ્યાન દોરે છે, જેમ કે, સૂર્યની આસપાસનો રશ્મિસમૂહ પ્રજાનુ ભક્ષણ સૂચવે છે (૧૨ ૭૦)[૮] ઉલ્કાઓનુ એક સામટુ પતન, રાજા અને રાષ્ટ્રનો નાશ સૂચવે છે (૧૨ ૭૦)[૯] માસભક્ષી પ્રાણીઓનુ નગરમા ભ્રમણ પણ ત્યાના રહેવાસીઓ માટે અશુભ ભવિષ્યનુ સૂચક છે (૧૨ ૭૨)[૧૦] તે જ પ્રમાણે ધૂમ્રાક્ષ વગેરે રાક્ષસોને યુદ્ધમા જતાં પહેના જે છીંકો આવે છે, તે તેમના ભાવિ મરણને સૂચવે છે (૧૪ ૭૧)[૧૧] વળી, યુદ્ધમા જતી વખતે આકાશમાથી રક્તની વર્ષા થાય કે ભૂકપ થાય તો તે પણ અશુભની આગાહીરૂપ ગણાય છે (૧૪ ૭૬)[૧૨] યુદ્ધમા જતી વખતે, ગીધ જેવા માસભક્ષી પ્રાણીઓ ચિત્કાર કરે, તે પણ અપશુકન ગણાય છે (૧૪ ૮૩)[૧૩] ભટ્ટિકાવ્યના સત્તરમા સર્ગના નવમા શ્લોકમા દર્શાવ્યુ છે કે સૂર્યનું બિબ આકાશમાથી પડતુ લાગે કે વાદળો લોહી વરસાવે ને પણ 'અશુભ'ની આગાહીરૂપ છે[૧૪]

કવિ ભટ્ટિ સામુદ્રિકશાસ્ત્રના પણ નિષ્ણાત હતા, એવુ અનુમાન 'दूर्वाकाण्डमिव श्यामा न्यग्रोधपरिमण्डला' (૫ ૧૮) એ પક્તિની ટીકાકારોએ આપેની સમજૂતીને આધારે કરી શકાય. આ શ્લોકમા સીતાના સૌંદર્યનુ વર્ણન આપેલુ છે दूर्वाकाण्डमिव श्यामा માના 'श्यामा' શબ્દનો અર્થ 'શ્યામવર્ણી' લઈએ તો બધ બેસશે નહી, કારણકે મલ્લિનાથે ધ્યાન દોર્યું છે તેમ વારામા

સીતાનો વર્ણ ગૌર હતો એમ જણાવ્યું છે, તેથી શ્યામનો અર્થ બીજો હોવો જોઈએ. આ બાબત પર વિશેષ પ્રકાશ પાડતાં ભરતમલ્લિક કહે છે કે 'श्यामा' શબ્દ સામુદ્રિકશાસ્ત્રના નીચેના પારિભાષિક અર્થમાં લેવાનો છે :[૧૫]

शीते सुखोष्णसर्वाङ्गी ग्रीष्मे तु सुखशीतला ।
तप्तकाञ्चनवर्णाभा सा स्त्री श्यामेति कथ्यते ॥

કોઈકનું આ અવતરણ આપ્યા પછી તેમણે બીજા કોઈનો મત આપ્યો છે કે અપ્રસૂતા સ્ત્રીને પણ શ્યામા કહેવાય છે અને તે મતના સમર્થનમાં 'વિશ્વકોશ'નું અવતરણ આપ્યું છે: अप्रसूताङ्गनायाश्च श्यामा सोमलतौषधी ।

આ જ શ્લોકમાંના બીજા શબ્દ न्यग्रोधपरिमण्डला ને સમજાવતાં મલ્લિનાથે નીચેનો શ્લોક આપ્યો છે:

काककुक्षिस्तु या कन्या न्यग्रोधपरिमण्डला ।
एकं जनयते पुत्रं स च राजा भविष्यति ॥
—एतदेवाभिप्रेत्योक्तं सामुद्रे ।

આમ, મલ્લિનાથ પણ તેનો અર્થ સામુદ્રિકશાસ્ત્રની રીતે ઘટાવે છે.

ભરતમલ્લિક તેને સમજાવતાં બીજા કોઈકનો શ્લોક ટાંકે છે:

स्तनौ सुकठिनौ यस्या नितम्बे च विशालता ।
मध्ये क्षीणा भवेत् या सा न्यग्रोधपरिमण्डला ॥

આ ઉપરાંત તેમણે 'અગ્નિપુરાણ'માં આપેલો કહીને સામુદ્રિક લક્ષણ દર્શાવતો આવો બીજો શ્લોક પણ આપ્યો છે,[૧૬] તે ઉપરાંત પણ આ બંને શબ્દો વિશે ભરત મલ્લિકે ઘણી વિસ્તૃત ચર્ચા કરી છે. આ બધી ચર્ચાનો સાર એ છે કે ભટ્ટિએ આ ઉપરોક્ત બંને શબ્દપ્રયોગો સામુદ્રિકશાસ્ત્રના પારિભાષિક અર્થમાં પ્રયોજ્યા છે. આમ, જ્યોતિષશાસ્ત્રની બધી શાખાઓની ભટ્ટિને જાણકારી હતી, એવું સાબિત થાય છે.

**ધર્મશાસ્ત્ર**

કવિ ભટ્ટિએ ધર્મશાસ્ત્રના અધ્યયનને પણ બાકાત નહોતું રાખ્યું, તેના પણ પુરાવા આ કાવ્યમાં ઠેકઠેકાણે મળી આવે છે. તેઓ એક સ્થળે (૯.૧૧૫) ધર્મ, અર્થ અને કામનો ઉલ્લેખ કરે છે. છઠ્ઠા સર્ગમાં (શ્લો. ૬૮) શબરીનો વેશ વર્ણવતાં સંન્યાસીની સ્ત્રીઓ કેવો વેશ પહેરતી હતી તેની જાણકારી ભટ્ટિએ દર્શાવી છે. તે જ સ્થળે તેમણે મનુષ્યે પિતૃકાર્ય કરવું જોઈએ, દ્વિજો પ્રત્યે આદર રાખવો

જોઈએ, અતિથિસત્કાર કરવો જોઈએ, ઇન્દ્રિયોને જીતવી જોઈએ. કામ અને મોહ પર વિજય મેળવવો જોઈએ, વિનય કેળવવો જોઈએ, મૃત્યુના ભય ઉપર વિજય મેળવતાં શીખવુ જોઈએ—આ અને આવા બધા ધર્મશાસ્ત્રોમાં વર્ણવેલા આદર્શોને શબરીને નિમિત્તે નિરૂપ્યા છે. ત્રીજા સર્ગમાં, પર મા શ્લોકમા પુત્રે પિતાની આજ્ઞામાં રહેવુ જોઈએ તે પણ દર્શાવ્યું છે. વાલિએ રામને ઠપકો આપતાં કહ્યુ છે કે ધર્મશાસ્ત્રમા જણાવ્યા પ્રમાણે પાંચ નખવાળા જે પાંચ ભક્ષ્ય પ્રાણીઓ છે તેમાનો હુ નથી (૬.૧૩૧). આ ઉપરાંત દ્વિજોએ રોજ કરવાની સધ્યા વગેરેનો ઉલ્લેખ પણ મળે છે (૬.૬૫).

## અર્થશાસ્ત્ર

ભટ્ટિએ બારમા સર્ગમા રાજનીતિના ગહન સિદ્ધાતો જે સરળતાથી અને સક્ષેપમા રજૂ કર્યા છે, તે પરથી સ્પષ્ટ લાગે છે કે એમણે 'કૌટિલ્ય અર્થશાસ્ત્ર' અને 'કામન્દકીય નીતિસાર' જેવા અર્થશાસ્ત્રના ગ્રથોનું ઊડું અધ્યયન કરીને તેમને પચાવ્યા હતા. આ સર્ગમા તેમણે એક શ્લોકમા (૮૮) અનેક અર્થશાસ્ત્રોનો જે નિર્દેશ કર્યો છે તે પરથી નક્કી થાય છે કે તેઓ બીજા અનેક અર્થશાસ્ત્રોને જાણતા હોવા જોઈએ આ સર્ગમા, રામ સાથે યુદ્ધ કરવુ કે નહી, એ બાબતની ચર્ચામા ભાગ લેતા વિભીષણ ષાડ્ગુણ્ય નીતિની જે ચર્ચા કરે છે, તેના પર 'કૌટિલ્ય અર્થશાસ્ત્ર'ના 'ષાડ્ગુણ્ય નીતિ' નામના સાતમા અધિકરણની ઘણી અસર સ્પષ્ટ જણાય છે.

આ બાબતનુ સમર્થન ભટ્ટિકાવ્યના અમુક શ્લોકો 'કૌટિલ્ય અર્થશાસ્ત્ર' અને 'કામન્દકીય નીતિસાર'ની ઉક્તિઓ સાથે મળતા આવે છે, તે પરથી થાય છે, જેમકે—

तप्तस्य तप्तेन यथाऽऽयसो नः सन्धि . ॥ (ભ.કા. ૧૨.૪૦),

नातप्तं लोह लोहेन सधत्ते...। (કૌ.અ. ૭.૩.૯),

...येन सुसम्प्रतप्तस्तप्तेन सन्धानमुपैति तप्त॰॥ (કા.ની. ૯.૭/)

ભટ્ટિકાવ્યના પાચમા અને બારમા સર્ગમાં લક્ષ્મીની ચંચળતા વિશેના જે શ્લોકો મળે છે, તે કા.ની.ના અમુક શ્લોકો સાથે મળતા આવે છે જેમકે,

सहायवन्त उद्युक्ता बहवो निपुणाश्च याम् ।
श्रियमाशासते लोलां तां हस्तेकृत्य मा श्वसीः ॥

लक्ष्मीः पुंयोगमाशंसुः कुलटेव कुतूहलात् ।
अन्तिकेऽपि स्थिता पत्युश्छलेनाऽन्यं निरीक्षते ॥
(ભ.કા. ૫.૧૬,૧૭)

क्लिष्टात्मभृत्यः परिमृग्यसम्पन् मानी यतेताऽपि संसशयेऽर्थे ।
सन्देहमारोहति यः कृतार्थो नूनं रतिं तस्य करोति न श्रीः ॥
(ભ.કા. ૧૨.૪૪)

धीमानुत्साहसम्पन्नोऽध्यवसायसमन्वितः ।
भाजनं परमं श्रीणामपामिव महार्णवः ॥ (કા.ની. ૧૪.૪)

भोक्तुं पुरुषकारेण दुष्टा स्त्रियमिव श्रियम् ।
व्यवसायं सदैवेच्छेन्नहि क्लीववदाचरेत् ॥ (કા.ની. ૧૪.૧૦)

આ ઉપરાંત કૌ.અ.માં પ્રયોજેલા 'औपनिषदयोग' શબ્દનો પારિભાષિક અર્થ શત્રુને ઝેર વગેરેથી મારવાનો પ્રયોગ એવો થાય છે.[૧૭] આજ અર્થમાં ભટ્ટિએ આ શબ્દ બારમા સર્ગના શ્લો. ૩૦માં પ્રયોજ્યો છે. 'श्वावराहकलह' શબ્દનો અર્થશાસ્ત્રમાં એવો અર્થ થાય છે કે જ્યારે કોઈ વિજિગીષુ નિર્બળ હોવાથી, કોઈ સબળ શત્રુને ન હરાવી શકે, ત્યારે તે બીજા સબળ શત્રુને એના સાથે ઝગડાવી મૂકે છે. આને 'श्वावराहकलह' કહેવાય છે,[૧૮] કારણકે જેમ ચાંડાળ પોતે વરાહને ન મારી શકે, ત્યારે એના પર શિકારી કૂતરો છોડી મૂકે છે. બેમાંથી ગમે તે મરે, એમને તો ભક્ષ્ય મળવાનું જ છે, આજ અર્થમાં ભટ્ટિએ તેને પ્રયોજ્યો છે (૧૨.૩૩). ભટ્ટિકાવ્યમાં વિભીષણ વગેરેએ કરેલી 'पञ्चाङ्गमन्त्र' (૧૨.૬૨) ની ચર્ચા કૌ.અ.માં આપેલા 'पञ्चाङ्गमन्त्र' (૧૧.૫.૪૬)ના નિરુપણ સાથે મળતી આવે છે.

'કૌટિલ્ય અર્થશાસ્ત્ર' ઉપરાંત 'કામન્દકીય નીતિસાર'ના ૯, ૧૦, ૧૧ અને ૧૨ એ ચાર અધ્યાયોની અસર પણ બારમા સર્ગ ઉપર જણાય છે.[૧૯] વિભીષણનું પાત્ર પણ અર્થશાસ્ત્રના ગ્રંથોમાં આપેલા રાજનીતિજ્ઞના આદર્શને ધ્યાનમાં રાખીને આલેખવામાં આવ્યું લાગે છે, કારણકે કા.ની.ના બીજા અધ્યાયમાં આપેલા

તેના આદર્શ સાથે એ સામ્ય ધરાવે છે.[20] ભ.કા.ના નવમા સર્ગમાં રાવણ પાસે દૂત તરીકે ગયેલા હનૂમાન કા.ની.માં જણાવેલ દૂતનો આદર્શ મૂર્તિમંત કરતા જણાય છે.[21]

### કામશાસ્ત્ર

મહાવૈયાકરણ ભટ્ટિ કામશાસ્ત્રના પણ સારા અભ્યાસી હતા તેની પ્રતીતિ પાંચમા સર્ગમાં અને અગિયારમા સર્ગમાં થાય છે. પાંચમા સર્ગમાં પરિવ્રાજકવેશે આવેલો રાવણ સીતાને આકર્ષવા તેની સાથે જે સંભાષણ કરે છે(૫.૬૫-૭૫,૮૭-૯૧) તેમાં પણ કામશાસ્ત્રના અભ્યાસની અસર જણાય છે. જેમકે,

आपीतमधुका भृङ्गैः मुदिवेवाऽरविन्दिनी ।
सत्परिमललक्ष्मीका नाप्युंस्काऽसीति मे मतिः ॥ (५.७०)

અગિયારમા સર્ગમાં એમણે રાક્ષસીઓની પ્રેમક્રીડાનું જે વર્ણન આપ્યું છે, તેના પર વાત્સ્યાયનરચિત 'કામસૂત્ર'ના સાંપ્રયોગિક નામના બીજા અધિકરણની અસર સ્પષ્ટ જણાય છે.[22] આજ સર્ગમાં તેમણે પ્રેમીઓના માનસનું સારું વિશ્લેષણ કર્યું છે. (૧૧.૧૦-૩૭) જેનો ખ્યાલ નીચેના શ્લોક પરથી આવશે :

गतेऽतिभूमिं प्रणये प्रयुक्तानबुद्धिपूर्वं परिलुप्तसंज्ञः ।
आत्मानुभूतानपि नोपचारान्स्मरातुरः संस्मरति स्म लोकः ॥
(११.२९)

આ સર્ગમાં કવિએ નાયિકાઓના અમુક પ્રકારો પણ દર્શાવ્યા છે, જેની ચર્ચા આગળ ઉપર માધુર્ય ગુણની ચર્ચાના સંદર્ભમાં કરવામાં આવશે.

### નૃત્યકલા

આ કૃતિના કર્તાએ નૃત્યશાસ્ત્રને પણ પોતાના અભ્યાસમાંથી બાકાત રાખ્યું ન હતું, તે બાબત ભટ્ટિકાવ્યમાં મળતા નૃત્યશાસ્ત્રના અનેક ઉલ્લેખો પરથી પુરવાર થાય છે. તેમણે બીજા સર્ગના સોળમા શ્લોકમાં દહીં વલોવતી ગોપાંગનાની ક્રિયામાં એક પ્રકારનું નૃત્ય જોયું છે. તે શ્લોકમાં પ્રયોજેલા 'વિવૃત્તપાર્શ્વ' જેવા શબ્દપ્રયોગો સ્ત્રીઓની લલિત ચાલને દર્શાવે છે અને એ નૃત્યશાસ્ત્ર સાથે સંકળાયેલા છે.[23] વનવાસમાં ગયેલા રામને મળવા જતા ભરત અને નગરવાસીઓ વગેરે ભરદ્વાજ મુનિના આશ્રમમાં વિશ્રામ માટે રોકાયા હતા, ત્યારે તિલોત્તમા વગેરે અપ્સરાઓએ રાગપૂર્વક નૃત્ય કર્યું અને વિભ્રમ સહિત નમન કર્યું, એવો ઉલ્લેખ આ કાવ્યમાં મળે છે. (૩.૪૩).

ભટ્ટિકાવ્યમાં પવનના આઘાતથી હાલતાં, તેમજ ભ્રમરવાળાં વૃક્ષોને, ગાયકોથી વીંટળાયેલા નર્તકો સાથે સરખાવ્યાં છે. (૬.૮૪). સીતાને શોધવામાં વ્યગ્ર એવા હનૂમાને લંકામાં થઈ રહેલાં નૃત્યોને ન જોયાં, ન સાંભળ્યાં, એવો નિર્દેશ છે (૮.૨૯). આજ સર્ગમાં ભટ્ટિએ દર્શાવ્યું છે કે રાવણના અંતઃપુરની સ્ત્રીઓ લીલા, કિલકિંચિત અને વિભ્રમોમાં નિપુણ હતી (૮.૪૭), જયમંગલે તે શ્લોકની ટીકા કરતાં દર્શાવ્યું છે કે આ બધું સુકુમાર નૃત્તમાં પ્રયોજાતું હોય છે :

विलासलीलाः किलकिंचितानि...। योज्यानि तज्ज्ञैः सुकुमारनृत्ते ॥

લતાઓને ધીમે ધીમે હલાવતા વાયુને તેમણે લતાઓના નૃત્યશિક્ષક કલ્પ્યો છે. અગિયારમાં સર્ગમાં, કોઈ સુંદરસ્ત્રીની આંખોને કમળ સમજી, તે તરફ જાય છે, ત્યારે ગભરાટને લીધે તે સ્ત્રીની થતી વિચિત્ર ચેષ્ટાઓના સંદર્ભમાં ભ્રમરને નૃત્યશિક્ષકની ઉપમા આપી છે (૮.૩૭).[૨૪]

## સંગીતશાસ્ત્ર

તેમણે રાક્ષસસેનાના યુદ્ધ સમયે વગાડવાનાં વાદ્યોનો પણ વિગતવાર ઉલ્લેખ કર્યો છે, જેમકે શંખ, ભેરીઓ, વાંસળીઓ, ગુંજાં, ઢક્કા, પણવ, કાહલ, પેરા, મૃદંગ, ગોમુખ, ઘંટ અને નગારાં (૧૪.૨-૪).

તેમણે ધ્વનિ અને તાલ સાથેના નૃત્યનો બીજા સર્ગમાં નિર્દેશ કર્યો છે (૭.૧૬) આ બધા ઉલ્લેખો પરથી ખાતરી થાય છે કે ભટ્ટિ નૃત્યકલા અને સંગીતશાસ્ત્રનું સારું જ્ઞાન ધરાવતા હતા.

## પૌરાણિક સંદર્ભો

ભટ્ટિને રામાયણકથાને આ કાવ્યમાં સંક્ષેપમાં આપવાની હોઈ, રામચરિત સાથે સીધી રીતે ન સંકળાયેલી કથાઓ અને સંદર્ભો તો એમને છોડી દેવાં જ પડયાં છે, પણ જે પૌરાણિક સંદર્ભો[૨૫] મૂળ કથા સાથે વણાઈ ગયાં છે, તેમનો નિર્દેશ તો ભટ્ટિકાવ્યમાં અચૂક આવે છે.

ભટ્ટિકાવ્યમાં વારંવાર આવતો ઇન્દ્રનો અને તેનાં પરાક્રમોનો સંદર્ભ ખાસ નોંધપાત્ર છે (૧.૧, ૮.૨૦, ૬.૧૦૯, ૧૬.૩૪, ૧૮.૧૩). ઇન્દ્રજિતે ઇન્દ્રને હરાવ્યો તે વાત ત્રણવાર આવે છે (૯.૭૩, ૧૮.૧૩, ૧૬.૧૧). મૈનાકની પાંખો ઇન્દ્રે કાપી નાંખ્યાનો નિર્દેશ પણ મળે છે (૮.૮). ઇન્દ્રના સારથિ માતલિનો નિર્દેશ આવે છે (૧૮.૯૭). ઇન્દ્રે વજ્ર વડે નમુચિ અસુરનું માથું કાપી નાખ્યું, તેનો

નિર્દેશ બારમા સર્ગમા (૧૨ ૫૮) મળે છે યમક અનકારના એક દષ્ટાતમા ઇન્દ્રની સાથે મુદ્રા નામની અપ્સરા દર્શાવવામા આવી છે (૧૦ ૧૯) પરશુરામે કાર્તવીર્યાર્જુનને જીત્યાનો ઉલ્લેખ પણ ભટ્ટિકાવ્યમા મળે છે (૫.૩૩)

આ કાવ્યની શરૂઆત વિષ્ણુએ રામરૂપે અવતાર લીધો, તેનાથી થઈ છે (૧ ૧), તેમના વામન અને વરાહ અવતારનો તથા તેમણે કરેલા સમુદ્રમથનનો તથા દૈત્યોને હકાવ્યાનો નિર્દેશ, વિશ્વામિત્રે કરેલી રામની પ્રશસામા મળે છે (૨ ૩૮), જ્યારે નૃસિહાવતારનો ઉલ્લેખ માલ્યવાનની ઉક્તિમા મળે છે (૧૨ ૫૯)

આ ઉપરાત પણ વ્યાકરણના સૂત્રને ઉદાહૃત કરતા શ્લોકોમા કુબેરનો ઉલ્લેખ ત્રણવાર (૫ ૮૭, ૧૪ ૩૭, ૧૬ ૩૧) આવે છે અને ૫ ૨૨ મા માનવી, ઇન્દ્રાણી, રુદ્રાણી, રોહિણી વગેરેનો ઉલ્લેખ આવે છે બ્રહ્માનો ઉલ્લેખ બે વાર આવે છે (૧ ૬, ૨૧ ૧૨) એકવીસમા સર્ગમા તેમને વિશ્વના સ્રષ્ટા કહેવામા આવ્યા છે (૨૧ ૧૨) યમનો કૃતાત તરીકે ઉલ્લેખ મળે છે (૯ ૫૪) અને તેને રાવણથી ગભરાતો દર્શાવવામા આવ્યો છે (૧૮ ૨૦), તેમજ વરુણના પાશનો નિર્દેશ મળે છે સમુદ્રને વરુણાલય તરીકે વર્ણવવામા આવ્યો છે (૧૩ ૧૯) શિવનો ઉલ્લેખ આ કૃતિમા ત્રણેકવાર (૫ ૭૩, ૮ ૮૧, ૨૧ ૧૧) મળે છે તેમને એક સ્થળે (૨૧ ૧૧) સ્થાણુ, શૂલી અને વૃષભવાહન કહેવામા આવ્યા છે લકામા તેમની પૂજા થતી હતી એવો નિર્દેશ પણ મળે છે (૧૦ ૭) ગરુડનો ઉલ્લેખ વિનતાના પુત્ર તરીકે મળે છે(૮ ૧૦૯)

**છદ શાસ્ત્ર**

એમણે દસમા સર્ગમા તથા તે સિવાયના સર્ગોમા પ્રયોજેલા છદોનો અભ્યાસ કરતા, ખ્યાલ આવે છે કે તેમને પિગળના છદશાસ્ત્રનો પણ સારો પરિચય હતો વ્યાકરણ ઉદાહૃત કરવાના હેતુને લીધે તેમને અનુષ્ટુપ સર્ગ વધારે પ્રયોજવો પડ્યો, તેથી બીજા કવિઓની સરખામણીમા જુદાજુદા છદો પ્રયોજવાનો અવકાશ ઓછો હતો, છતા અશ્વલલિત, નદન નર્દટક, અને પ્રહરણકલિકા જેવા ઓછા પ્રયોજાતા છદો તેમણે પ્રયોજ્યા, એ તેમનો તે બાબતનો શોખ દર્શાવે છે તેમણે કુલ ૨૬ છદો પ્રયોજ્યા છે, આ બાબતની ચર્ચા આગળ ઉપર વિગતવાર કરવાની હોવાથી અહી માત્ર તેનો ઉલ્લેખ કર્યો છે

**યુદ્ધવિદ્યા**

તેમણે તિડન્તકાડના સર્ગોમા, ખાસ કરીને ૧૪,૧૫ અને ૧૭મા સર્ગોમા યુદ્ધનુ વર્ણન આપ્યુ છે ૧૪મા સર્ગની શરૂઆતમા વાનરસેનાનુ રાક્ષસોના

સાથેનું પ્રારંભિક યુદ્ધ આપ્યું છે. પછીના સર્ગોમાં સુગ્રીવનું કુંભકર્ણ સાથેનું અને રામનું રાવણ સાથેનું, તથા બીજાં અનેક યુદ્ધો તેમણે ખૂબ જુસ્સાપૂર્વક વર્ણવ્યાં છે. તેમણે રાક્ષસસેનાના વાનરો સાથેના યુદ્ધના વર્ણનમાં, યુદ્ધમાં વપરાતા નીચેનાં આયુધોનો વારંવાર ઉલ્લેખ કર્યો છે : ધનુષ્ય, તલવાર, ગદા, શૂલ, બાણ, ખડ્ગ, ભાલા, તોમર, ચક્ર, વિસ્તૃત પાશ અને શલપટ્ટિશ વગેરે (૧૪. ૨૩-૨૪) રાક્ષસોનાં આ શસ્ત્રોની સામે વિરોધમાં તેમણે વાનરસેનાનાં શસ્ત્રો જેવાં કે મુષ્ટિઓ, દાંત, નખ, પૂંછડાં, વૃક્ષો અને પર્વતોને દર્શાવ્યાં છે. આ બધા નિર્દેશો તેમના યુદ્ધશાસ્ત્રના જ્ઞાનની સાક્ષી પૂરે છે.

### તત્ત્વજ્ઞાન

ભટ્ટિકાવ્યના પ્રથમ સર્ગમાં નીચેનો શ્લોક મળે છે, જે દશરથે વિશ્વામિત્રનું સ્વાગત કરતાં ઉચ્ચાર્યો છે :

> ऐषीः पुनर्जन्मजयाय यत् त्वं रूपादिबोधान् न्यवृतच्च यत् ते ।
> तत्त्वान्यबुद्धाः प्रतनूनि येन ध्यानं नृपस्तच्छिवमित्यवादीत् ॥ (१.१८)

આ શ્લોક ઉપરથી, તેઓ ષડ્દર્શનના જ્ઞાતા હશે એમ લાગે છે. જયમંગલે સમજાવ્યા પ્રમાણે પણ આમાંનો 'तत्त्वानि' શબ્દ સાંખ્યદર્શનના પચીસ તત્ત્વોને દર્શાવે છે. પાંચમાં સર્ગના ૬૩માં શ્લોકમાં તેઓ આત્માને જાણનાર યોગીઓની વિદ્યાનો નિર્દેશ કરે છે. તે વિદ્યા એટલે ઉપનિષદ એવું જયમંગલે સ્પષ્ટ કર્યું છે. આમ ભટ્ટિ ઉપનિષદોમાં નિરૂપાયેલી અધ્યાત્મવિદ્યાના પણ જાણકાર હતા, એવો આ નિર્દેશો પરથી અણસાર મળે છે.

### વાદવિવાદવિદ્યા

ભ.કા.ના બારમા સર્ગમાં કર્તાએ રાજનીતિ બાબતમાં એક બાજુ પ્રહસ્ત, રાવણ વગેરે અને બીજી બાજુ વિભીષણ, માલ્યવાન અને કુંભકર્ણ વચ્ચે જે વ્યવસ્થિત રીતે વાદવિવાદ રજૂ કર્યો છે, તે પરથી લાગે છે કે ભટ્ટિ વાદવિવાદ-વિદ્યામાં પણ નિષ્ણાત હતા.

બારમા સર્ગની શરૂઆતમાં, રાવણ, પ્રહસ્ત અને વિભીષણ વગેરે રાક્ષસોની સમિતિને બોલાવી તેમની સલાહ માંગે છે, કે રામ જ્યારે લંકામાં પ્રવેશવા સમુદ્ર ઓળંગવાની તૈયારીમાં છે, ત્યારે કઈ નીતિ અપનાવવી યોગ્ય છે તે કહો.

આના જવાબમા પ્રહસ્ત વગેરે રાક્ષસો રામ સાથે લઢી લેવાની તરફેણમા છે તેથી તેઓ દલીલો કરે છે કે ઇન્દ્રને હરાવનાર એવા તમે, મનુષ્ય સાથેના યુદ્ધને આટની ગભીરતાથી કેમ લો છો? વળી હનૂમાને લ મ બાળી, તેમા આપણો જ પ્રમાદ છે કે આપણે એનો વધ ન કર્યો શાસ્ત્રાર્થમા પ્રતિસ્પર્ધી પર જીત મેળવવા તત્પર કોઈ પ ડિતની જેમ વિભીષણ પહેલા પૂર્વપક્ષનુ સબળ ખ ડન કરે છે અને ખ ડન કરતા કહે છે કે જે મનુષ્યના સેવક હનૂમાને લ કાને બાળી, તે મનુષ્યની શક્તિ વિશે ગ ભીરતાથી વિચારવુ જોઈએ આ જ હનૂમાને બ્રહ્માસ્ત્રબધને પણ છોડી નાખ્યો હતો

તે માને છે કે રામ જોડે યુદ્ધ કરવામા રાક્ષસોનુ હિત નથી પોતાના પક્ષના સમર્થનમા અનેક તર્કયુક્ત અને વજૂદવાળી દલીલો રજૂ કરતા કહે છે કે વિજિગીષુ રાજાને માટે તેના પોતાના સ જોગો સાનુકૂળ હોય પોતે લોકપ્રિય હોય, મજબૂત મિત્રમ ડળ વગેરે હોય, તોજ યુદ્ધ ફાયદાકારક છે પછી આ બધા સિદ્ધાતો રાવણને લાગુ પાડીને તે જણાવે છે કે રાવણનો મિત્ર વાલિ મૃત્યુ પામ્યો છે ખર વગેરે સહાયકો મરી પરવાર્યા છે, જગતમા તે અપ્રિય બન્યો છે, માટે યુદ્ધ એને ખુવાર કરનાર નીવડશે

સામે પક્ષે રામના સ જોગો અનુકૂળ છે, તેમના સુગ્રીવ વગેરે મિત્રો ને કોઈ રીતે ફોડી શકાય તેમ નથી, વળી વાનરો પણ રામને વફાદાર છે તેથી રામ સાથે સ ધિ કરી લેવામા ફાયદો છે

માલ્યવાન નામના રાવણના માતામહ પણ વિભીષણના મતના છે તેઓ રામ સામાન્ય માણસ નથી પણ દિવ્ય અ શ છે એમ કહે છે વળી તેઓ રાવણને તેની નબળાઈઓ પ્રત્યે ધ્યાન દોરીને કહે છે કે કુળની શાન્તિ માટે પણ તુ વિભાવણનુ કહ્યુ માન કુભકર્ણ પ ચાગમ ત્ર (કૌટિ ય અર્થશાસ્ત્રમા દર્શાવેલ) પ્રત્યે રાવણનુ ધ્યાન દોરીને તેને તેનુ અભિમાન ત્યજી રામ સાથે સ ધિ કરવા આગ્રહ કરે છે વળી સાથે સાથે એમ ખાતરી પણ આપે છે કે જો તે સ ધિ ન કરે તો પણ પોતે તેના પક્ષેજ લઢશે

આ બ નેનુ ખાસ કરીને, માલ્યવાનનુ સમર્થન મળતા વિભીષણ ફરી પોતાનો મત દઢપણે રજૂ કરે છે પણ કમનસીબે રાવણ તે સ્વીકારતો નથી

આ બધી મ ત્રણા વા રા ના યુદ્ધકાડના પાચ (૬–૧૦) અધ્યાયોમા નિરૂપાઈજ છે, એ વાત ખરી પણ તેને આવી તર્કપૂર્વકની વાદવિવાદની રીતે એકજ સર્ગમા રજૂઆત કરવાનો યશ ભટ્ટિને દર્શાવ્યો છે

## સામાજિક રીતરિવાજો

રામાયણ કથાને વફાદારીથી અનુસરતા ભટ્ટિકાવ્યમાં પણ ક્યાંક ક્યાંક કવિના સમકાલીન સામાજિક રીતરિવાજોનું પ્રતિબિંબ પડે છે, જેમકે દશરથના મૃત્યુ પછી તેમની રાણીઓ પોતાના શરીર પર પ્રહાર કરે છે (૩.૨૨), ગુજરાતમાં વીસમી સદીના પૂર્વાર્ધ સુધી સ્ત્રીઓ સ્વજનના મૃત્યુ પ્રસંગે છાતી કૂટતી હતી, તે રિવાજનો નિર્દેશ હશે ? આજ શ્લોકમાં રાણીઓ પોતાનાં કંકણ ફોડી નાખે છે, એવો ઉલ્લેખ છે. આમાં પણ ભટ્ટિના સમયના રિવાજનો નિર્દેશ જોઈ શકાય કારણકે વા.રા.માં માત્ર રાણીઓના વિલાપનોજ ઉલ્લેખ છે (અયોધ્યકાંડ, ૫૯.૧૦–૧૪).

તેજ પ્રમાણે દશરથના અંત્યેષ્ટિ વખતે, ભટ્ટિએ વર્ણન કર્યું છે કે પ્રધાનોએ ધ્વજો ફરકાવ્યા, વેણુ, મૃદંગ અને કાંસ વગાડયાં, શંખ ફૂંક્યા, શબનાં નાક, કાન અને આંખ તેમજ મુખમાં સોનું મૂક્યું (૩.૩૪–૩૫), આ બધી વિગત મૂળમાં નથી, તેથી ભટ્ટિના જમાનામાં ગુજરાતમાં પ્રચલિત અંત્યેષ્ટિ સમયના રિવાજોનો અહીં નિર્દેશ કર્યો લાગે છે.

## વિવિધ વ્યવસાયો

મહાકવિ ભટ્ટિએ જીવનનાં અનેક ક્ષેત્રોમાંથી ઉપમાનો લીધાં છે. તેમની કેટલીક ઉપમાઓમાં અમુક વ્યવસાયોનો ઉલ્લેખ આવી જાય છે, જેના પરથી પણ ભટ્ટિના સમયમાં આ વ્યવસાયો પ્રચલિત હશે, એમ કહી શકાય.

તેમણે પાંચમાં સર્ગના ૮૮મા શ્લોકમાં દરિયામાં વહાણ ભાંગી જવાથી ગમગીન થયેલ સાગરખેડુ સાથે યમને સરખાવ્યો છે. સીતાને શોધવા જતા હનૂમાનને તેમની વીંટી સોંપતાં રામ કહે છે કે માલ વેચવા જતો વેપારી જેમ ત્રાજવાની દોરી પકડીને ઘેર ઘેર જાય, તેવી સાવધાનીથી તમે જાવ (૭–૪૯).

તેમણે એક સ્થળે, ઋણને લીધે બંધાયેલો માણસ તેમાંથી છૂટે ને ખુશી થાય, તેમ હનૂમાન, સીતા પાસેથી રાવણ ગયો ત્યારે ખુશ થયા, તેવી ઉપમા આપી છે (૮.૧૦૩). આ પરથી લાગે છે કે તેઓ અહીં ધીરધારના વ્યવસાયનો ઉલ્લેખ કરતા લાગે છે. તે ઉપરાંત બારમાં સર્ગમાં, મૂર્ખ રાજાના સેવક ને તેમણે સાપને રમાડીને જીવના જોખમે આજીવિકા કમાતા મદારી સાથે સરખાવ્યો છે (૧૨.૮૪).

આમ ભટ્ટિકાવ્યમા કવિની વિદ્વત્તા અનેકવિધ વિષયોમા, વિશેષત શબ્દશાસ્ત્ર અને અલકારશાસ્ત્રમા અને વેદ-વેદાગ, સ્મૃતિ, જ્યોતિષશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, પુરાણો અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, નૃત્યકલા, સગીતશાસ્ત્ર, છદશાસ્ત્ર વગેરેમા તરી આવે છે.

## પાદટીપો

१ आश्वलायन गृह्यसूत्र, १ २४, १-४, बोधायन गृह्यसूत्र, १ ७.६५
२ P V Kane, *History of Dharmas'astra*, Vol IV (1948), p. 76
3 *Op cit* Vol II part II, p 985 आहिताग्निमग्निभिर्दहन्ति यज्ञपात्रैश्च । Vol IV pP 203-208 शतपथ ब्राह्मण ३ ५ २. आश्वलायन गृह्यसूत्र, ४ १
४ P V Kane *op cit* Vol II, part II, pp 926-927
५ बोधायन धर्मशास्त्र २ ४ ८, पृ ५५५६
६ याज्ञवल्कयस्मृति, आचाराध्याय, २४-२५, १०४
७ बृहत्सहिता, वो १, २८ २४ ३० ३० ४५ ६२ वो २, ६७४, ७०. १० ८५ २१ ८५ ३७ BK (Leonardi) pp 42, 144-145 164
८ एजन, वो. १, ३४ ६
९ एजन, वो १, ३३ ११
१० एजन, वो १, ३० ३
११ एजन, वो १, ५० २६
१२ एजन, वो १, ५ ६२, ४५ ४०
१3 एजन, ४६ २५
१४ एजन, ४७ ८८-४६
१५ મહાભારતમા, દ્રૌપદી શ્યામવર્ણની હતી, પણ આજ પરિભાષિક અર્થમા તેને શ્યામા કહેવામા આવી છે (આદિપર્વ, ૧૫૫ ૪૨)
१६ આ લક્ષણ 'અગ્નિપુરાણ' મા સ્ત્રીઓનુ સામુદ્રિક લક્ષણ આપતા ૨૪૪મા અધ્યાયમા કે બૃહત્સહિતા'ના ૬૯મા અધ્યાયમા પણ મળ્યુ નથી
१७ कौटिल्य अर्थशास्त्र, प्रथम भाग, ४ ३ २३, ५ १ ३७,७ १ ३२
१८ एजन, ७ १ ३४
१९ कामन्दकीय नीतिसार भाग २, सर्ग ६-१२

૨૦, एजन, ૭.૨૦.૩૦
૨૧. एजन, कौ.अ.१.१६, का.नी १३. १-२५
૨૨. कामसूत्र, पृ. ६३-१६१
૨૩. *Saṁgita Ratnākara*, *vol. IV*, ch. 7, pp 8, 9, 44.
૨૪. પ્રજ્ઞા ત્રિવેદી, ભારતની પ્રાચીન નૃત્ત અને નૃત્યકલાના સાહિત્યકીય સંસ્કૃત સંદર્ભો (અપ્રકાશિત મહાનિબંધ, ભો. જે વિદ્યાભવન, અમદાવાદ ૧૯૭૬), પૃ ૩૩૧-૩૩૮
૨૫. S.P. Narang, *Bhaṭṭikāvya : A Study*, pp. 33-42

## પ્રકરણ ૪

# ભટ્ટિકાવ્ય : મહાકાવ્ય તરીકે

### પ્રસ્તાવના

ભટ્ટિકાવ્ય સંસ્કૃત સાહિત્યનું પ્રથમ જ્ઞાત શાસ્ત્રકાવ્ય છે, તેથી શાસ્ત્રકાવ્ય તરીકેની તેની વિશિષ્ટતાઓને લીધે, મહાકાવ્ય તરીકેનું તેનું સૌંદર્ય કંઈક અંશે ઢંકાઈ ગયું છે, એમ કહીએ તો પણ ચાલે. તેના ટીકાકાર જયમંગલ પણ તેમની વ્યાખ્યાની શરૂઆતમાં, તેને મહાકાવ્ય તરીકે ઓળખાવે છે, જ્યારે બીજા ટીકાકાર મલ્લિનાથ પણ, તેના મુખ્ય રસ, નાયક અને વર્ણ્યનો વિશે નિર્દેશ કરતાં મહાકાવ્ય તરીકે તેને મૂલવે છે.[1]

તેનું મહાકાવ્ય તરીકેનું યોગ્ય મૂલ્યાંકન કરવું હોય તો તેને, ભટ્ટિના પુરોગામી કે સમકાલીન અલંકારશાસ્ત્રીઓએ આપેલા લક્ષણ અનુસાર મૂલવવું જોઈએ, પણ ભટ્ટિ પહેલાં થઈ ગયેલા કોઈ અલંકારશાસ્ત્રી આપણી જાણમાં નથી.

ભટ્ટિની નજીક થઈ ગયેલા અલંકારશાસ્ત્રીઓમાં 'વિષ્ણુધર્મોત્તરપુરાણ'ના લેખક (ઈ.સ. ૪૫૦ થી ૬૫૦), દંડી (સાતમી સદીનો ઉત્તરાર્ધ) અને ભામહ (આઠમી સદીનો પૂર્વાર્ધ) મહાકાવ્યના લક્ષણો આપે છે. આમાંથી ખાસ કરીને, ભટ્ટિના સમકાલીન દંડી અને ભામહ અનુસાર ભટ્ટિકાવ્યને મૂલવવું પડશે, કારણ કે 'વિ.ધ.પુ.'માં મળતાં મહાકાવ્યના લક્ષણો કરતાં દંડી અને ભામહે આપેલા લક્ષણો મહાકાવ્યના ઘણા પાસાઓને આવરી લે છે.

### મહાકાવ્યનો વિસ્તાર

દંડી અને ભામહ બંનેએ મહાકાવ્યને 'સર્ગબન્ધ' કહ્યું છે[2] તેથી સર્ગબદ્ધતાને મહાકાવ્યનું પ્રથમ અને આવશ્યક લક્ષણ ગણી શકાય. તેના કેટલા સર્ગ હોવા જોઈએ, એ વિગત દંડી કે ભામહે આપી નથી. જ્યારે વિશ્વનાથે (૧૪મી સદી) 'સાહિત્યદર્પણ'માં કહ્યું છે કે તેમાં આઠ કરતાં વધારે સર્ગો હોવા જોઈએ.[3]

'કાવ્યાદર્શ' પરની 'પ્રભા' નામની ટીકામાં 'ઈશાનસંહિતા' નામના ગ્રંથમાંથી અવતરણ આપી કહ્યું છે કે મહાકાવ્યમાં સર્ગની સંખ્યા આઠ કરતાં ઓછી અને

ત્રીસ કરતાં વધુ ન હોવી જોઈએ.[૪] ભટ્ટિકાવ્ય એ સર્ગબદ્ધ મહાકાવ્ય છે અને તેમાં બાવીસ સર્ગ છે.

દંડીએ 'કા.આ.'માં કહ્યું છે કે સર્ગની લંબાઈ પણ વધારે પડતી ન હોવી જોઈએ. 'કા.આ.' પરની 'પ્રભા' ટીકામાં એવી સ્પષ્ટતા કરી છે કે દરેક સર્ગ ૩૦ શ્લોકથી નાનો કે ૨૦૦ શ્લોકથી મોટો ન હોવો જોઈએ.[૫] આ પ્રમાણે જોઈએ તો કહી શકાય કે ભટ્ટિકાવ્યનો નાનામાં નાનો સર્ગ ૨૧મો છે, જે ૨૩ શ્લોકોનો છે, તેને જરા નાનો કહી શકાય. બાકીનાં બધા સર્ગ સપ્રમાણ છે. આ કાવ્યના બાવીસ સર્ગોમાં કુલ ૧૬૨૬ શ્લોકો છે, એટલે એક સર્ગનું સરેરાશ માન લગભગ ૭૪ શ્લોકોનું થાય. આ કાવ્યનો મોટામાં મોટો સર્ગ છઠ્ઠો છે, તેમાં ૧૪૩ શ્લોક છે.

મહાકાવ્ય 'અસંક્ષિપ્ત' હોવું જોઈએ એમ દંડી માને છે, જ્યારે भामह "महत्' હોવું જોઈએ એમ કહે છે.[૬] આ પરથી કહી શકાય કે તેમને મહાકાવ્યનો પટ વિશાળ નહીં તો અસંક્ષિપ્ત હોવો જોઈએ એવું અપેક્ષિત છે, જે અપેક્ષા ૧૬૨૬ શ્લોકનું ભટ્ટિકાવ્ય પૂરી પાડે છે.

મલ્લિનાથ અને ભરતમલ્લિકની ટીકાવાળી આવૃત્તિમાં દસમા સર્ગના મહાયમકને ઉદાહૃત કરતા બંને શ્લોકોને ૨૦મા નંબરના એકજ શ્લોક તરીકે ગણવામાં આવ્યા છે, તેથી દસમા સર્ગની શ્લોકસંખ્યા તેમાં ૭૪ દર્શાવી છે. તે પ્રમાણે ગણીએ તો ભટ્ટિકાવ્યના કુલ શ્લોકોની સંખ્યા ૧૬૨૫ થાય, જ્યારે પંડિત શિવદત્તસંપાદિત જયમંગલની ટીકાવાળી આવૃત્તિમાં બંને શ્લોકોને ૨૦ અને ૨૧ એમ નંબર આપ્યા છે તેથી તેમાં દસમા સર્ગના ૭૫ શ્લોકો દર્શાવ્યા છે અને તે રીતે ભટ્ટિકાવ્યની કુલ શ્લોકસંખ્યા ૧૬૨૬ થાય છે.

આ કૃતિની જયમંગલની ટીકાવાળી આવૃત્તિમાં કુલ ૧૬૨૬ શ્લોક મળે છે. જ્યારે કે. પી. ત્રિવેદી સંપાદિત આવૃત્તિમાં કુલ ૧૬૩૧ શ્લોક મળે છે. જયમંગલની ટીકાવાળી આવૃત્તિમાં છઠ્ઠા સર્ગમાં ૧૪૩ શ્લોક છે. જ્યારે મલ્લિનાથની ટીકાવાળી આવૃત્તિમાં ૧૪૯ શ્લોકો છે (૪૦મ, ૬૪મ ૧૨૪ અને ૧૨૫–આ વધારાના છે). સાતમા સર્ગમાં, જયમંગલની ટીકા (૧૦૮ શ્લોકો) કરતાં મલ્લિનાથની ટીકામાં બે શ્લોકો (૯૦, ૬૪) વધારે છે. આઠમા સર્ગમાં પણ જયમંગલની ટીકામાં ૧૩૧ શ્લોક છે, જ્યારે મલ્લિનાથની ટીકામાં એક શ્લોક (૧૧૯) વધારે છે. આમ, મલ્લિનાથની ટીકામાં કુલ ૬ શ્લોક વધારે છે, જ્યારે દસમા સર્ગમાં, મહાયમકના ૨૦ અને ૨૧ શ્લોકોને તેમણે એક જ

નંબર ૨૦ આપ્યો છે, તેથી જયમંગલ કરતાં એક શ્લોક ઓછો થયો. માટે કુલ ૧ શ્લોકનો તફાવત પડયો.

દંડીના મત પ્રમાણે, તેનું વસ્તુ ઇતિહાસ-કથામાંથી લીધેલું હોય કે બીજેથી લીધેલું હોય, પણ તે 'સદાશ્રય' હોવું જોઈએ. 'સદાશ્રય' એટલે કે સત્યભૂત વૃત્તાંત પર કે સત્પુરુષ પર આધારિત હોવું જોઈએ.[7] ભામહ માને છે કે તેમાં મહાન ચરિત્રનું ચિત્રણ હોય.[8] ભટ્ટિકાવ્ય રામચરિત પર આધારિત છે, તેથી આ લક્ષણ પણ તેને બરાબર લાગુ પડે છે.

## નાયક

'વિ.ધ.પુ.' પ્રમાણે તેનો નાયક ધર્મવિજયી હોવો જોઈએ, જ્યારે ભામહના મત પ્રમાણે તે અભિજાત હોવો જોઈએ.[9] દંડી માને છે કે મહાકાવ્યનો નાયક ચતુર અને ઉદાત્ત હોવો જોઈએ.[10] કા.આ. પરની પ્રભા ટીકા 'ચતુરોદાત્ત' લક્ષણને સમજાવતાં કહે છે કે ચતુર એટલે વ્યવહારકુશળ અને ઉદાત્ત એટલે ધીરોદાત્ત એમ સમજવાનું છે. ધીરોદાત્ત નાયકનાં લક્ષણો 'દશરૂપક(૨.૪-૫) માં નીચે પ્રમાણે આપ્યાં છે

> महासत्त्वोऽतिगम्भीरः क्षमावानविकत्थनः ।
> स्थिरो निगूढाहंकारो धीरोदात्तो दृढव्रतः ॥

રામચરિતના નાયક રામ આ લક્ષણો પ્રમાણે ધીરોદાત્ત નાયક છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

## આરંભ

દંડીએ નિર્દેશ કર્યો છે, તે પ્રમાણે મહાકાવ્યનો આરંભ, આશીર્વાદ, નમસ્ક્રિયા કે વસ્તુનિર્દેશથી થવો જોઈએ.[11] આ કાવ્યમાં મંગલાચરણ નથી. પણ પ્રથમ શ્લોકમાં રાજા દશરથનો પરિચય એમ આપવામાં આવ્યો છે, કે એમને ત્યાં ભગવાને પુત્ર તરીકે જન્મ લીધો હતો.

> अभून्नृपो विबुधसखः परन्तपः श्रुतान्वितो दशरथ इत्युदाहृतः ।
> गुणैर्वरं भुवनहितच्छलेन यं सनातनः पितरमुपागमत् स्वयम् ॥

કાવ્યની આ પ્રકારની શરૂઆતમાં વસ્તુનિર્દેશ પણ થઈ જાય છે, કારણ કે રામચરિતની કથા રામના જન્મથી જ શરૂ થાય છે અને બીજી રીતે વિચારીએ

તો એમ પણ કહેવાય કે રામસ્વરૂપે અવતરેના ભગવાન વિષ્ણુનો ઉલ્લેખ કર્યો એટલે કે તેમને નમસ્કાર કર્યા ગણાય.

ટીકાકાર મલ્લિનાથે, આ બાબતમા કહ્યુ છે કે 'अत्र आदावकारस्य विष्णुवाचकपदस्य सत्तावचनत्वाद्वस्तुनिर्देशरूपत्वाच्च मंगलावहत्वम् ।' આ ઉપરાત એમણે એ પણ સ્પષ્ટતા કરી છે કે 'જ' ગણ નિષિદ્ધ હોવા છતા 'ભ'ગણની આગળ આવવાથી શુભ ગણાય છે અને પોતાના અભિપ્રાયના સમર્થનમા કોઈક્નુ અવતરણ પણ આપ્યુ છે

म्नस्तभ्रज्या गणाह्यष्टौ तेषुम्नयतभा शुभा ।
जस्तजैर्जस्तभैर्युक्तस्सात्तरो र शुभप्रद ॥

ભટ્ટિકાવ્યના સપાદક શિવદત્તે આ પ્રથમ શ્લોક પર ચર્ચા કરતા કહ્યુ છે 'अकारो वासुदेव स्यात ।' આ રીતે 'અ'કારના ઉપન્યાસથી વાસુદેવનો શરૂઆતમા જ નિર્દેશ થાય છે વળી, આ કથા વિષ્ણુના એક અવતાર—રામાવતારની જ કથા છે, માટે તેમની જ સ્તુતિ થઈ જાય છે

ડૉ હુયમાસ માને છે કે આ કાવ્યની શરૂઆત અનકારશાસ્ત્રના નિયમો (કાઆ ૧૧૪) પ્રમાણે નથી[૧૨] તેમના આ ટીકાનો જવાબ ઉપરની ચર્ચામા સમાઈ જાય છે, તે સ્પષ્ટ છે

તેમણે અત વિશે પણ એવો મત દર્શાવ્યો છે કે તે ઓચિતો હોય તેવો લાગે છે અને એવી છાપ ઊડે છે કે ભટ્ટિમાના શિક્ષકને કાવ્યને વ્યવસ્થિત પૂરુ કરવા કરતા ભવિષ્યકાળના રૂપો ઉદાહૃત કરવામા વધુ રસ છે[૧૩]

આ ટીકાનો જવાબ આપતા કહી શકાય કે વાલ્મીકિના ઉત્તરકાડ અનુકાલીન છે, માટે ભટ્ટિકાવ્યમા રામચરિતનો અત ભરતના યૌવરાજ્યાભિષેક અને રામે કરેલા અશ્વમેધ-યજનથી આવે છે એ કોઈ રીતે અસ્થાને ન ગણાય. વળી એમ પણ કહી શકાય કે ભટ્ટિએ કૃતિની શરૂઆત જેમ સરળ રીતે વસ્તુનિર્દેશથી કરી છે, તેમ કૃતિનો અત પણ એ જ રીતે કથાનો અત દર્શાવીને આણ્યો છે

## પુરુષાર્થોનુ નિરૂપણ

વિષ પુ 'ના કર્તા દડી અને ભામહ પણ માને છે કે તે ચારે પુરુષાર્થો તરફ પ્રવૃત્તિ કરાવનાર હોવુ જોઈએ[૧૪] એટલે કે તેમા ચારે પુરુષાર્થોનો, ખાસ કરીને ધર્મ, કામ અર્થ અને મોક્ષનો ઉપદેશ હોવો જોઈએ

ભટ્ટિએ રામચરિતનું નિરૂપણ એવી રીતે કર્યું છે કે આ ચારે પુરુષાર્થો ની પ્રવૃત્તિ માટે તે પ્રેરક નીવડે ભટ્ટિકાવ્યનું બીજુ કે કદાચ મૂળ નામ 'રાવણ વધ' છે તે નામ રામના હાથે અધર્મને રસ્તે ચાલતા રાવણનો વધ કરાવી, ધર્મ પ્રત્યેનો ઝોક સૂચવે છે જ તે ઉપરાંત રામ-લક્ષ્મણ વિશ્વામિત્રની સાથે રાક્ષસોને જેર કરવા જાય છે (સર્ગ ૨), પિતાની આજ્ઞાને શિરોવંદ્ય ગણી, રાજ્યને છોડી વનવાસમા જાય છે (સર્ગ ૩), અધર્મ આચરતા વાલિનો વધ કરે છે (સર્ગ ૬), વગેરે પ્રસંગો રામની ધર્મપરાયણતાને ઉપસાવે છે. ભટ્ટિએ રાક્ષસી ઓની પ્રેમક્રીડાનુ વર્ણન અગિયારમા સર્ગમા આપ્યુ છે, તે કામ નામના પુરુષાર્થને દર્શાવે છે સીતાના વિયોગમા રામના મુખમા મૂકેલા વિરહના ઉદ્ગાર વિપ્રલંભશૃંગારને સૂચવે છે, તે પણ કામ સાથે સંકળાયેલા ગણાય

રામને પ્રથમ રાજ્યપ્રાપ્તિ થવામા અવરોધ આવ્યો અને ચૌદ વર્ષ બાદ રાવણના વધ પછી ફરી અયોધ્યામા આવીને તે પ્રજાના પતિ બન્યા અને અશ્વમેધાદ્ય કર્યો (સર્ગ ૨૨) તે, તેમજ સુગ્રીવને અને વિભીષણને રામે રાજ્ય અપાવ્યુ, આ બધા પ્રસંગો અર્થ નામના પુરુષાર્થ પ્રત્યે પ્રેરનારા છે, એમા શંકા નથી ધર્મ, કામ અને અર્થની પ્રાપ્તિ મોક્ષ તરફ દોરી જનારી નીવડે છે વળી, શરભંગ ઋષિના રામના દર્શન પછી ઉત્તમ ગતિ દર્શાવી છે (૪૬), તે પણ મોક્ષને દર્શાવે છે

## વર્ણનો

'વિધ પુ'મા મહાકાવ્યના વર્ણ્યવિષયોમા, મન્ત્રદૂત સંપ્રેષણ, અભિયાન, તેમજ યુદ્ધ, નાયકનો અભ્યુદય તેમજ પ્રદેશો, નગરો, પાર્થિવો, ઋતુઓ, પર્વતો અને સ્ત્રીઓનુ વર્ણન ગણાવ્યુ છે,[15] જ્યારે ભામહે આમાથી મન્ત્રદૂતસંપ્રેષણ, અભિયાન, યુદ્ધ અને નાયકના અભ્યુદય-એટલા વિષયો ગણાવ્યા છે[16] દંડીએ નગર, સમુદ્ર, પર્વત, ઋતુઓ, ચંદ્રોદય, સૂર્યોદય, ઉદ્યાનક્રીડા, સલિલક્રીડા, મધુપાન, રસોત્સવ, વિવાહ, વિપ્રલંભ, કુમારજન્મ, મન્ત્રદૂતસંપ્રેષણ વગેરે વર્ણ્ય વિષયોની વ્યવસ્થિત યાદી જ આપી છે[17]

આમ વર્ણનો એ મહાકાવ્યનુ આવશ્યક અને લોકપ્રિય લક્ષણ છે ભટ્ટિના આ મહાકાવ્યમા ઉદ્યાનક્રીડા અને સલિલક્રીડા સિવાયના લગભગ બધાજ વર્ણનો મળે છે અયોધ્યા અને લંકાનુ વર્ણન પ્રથમ સર્ગમા (૫-૮) અને સાતમા સર્ગમા (૯૪-૯૭) અનુક્રમે મળે છે સમુદ્રનુ વર્ણન સાતમા સર્ગમા (૧૦૩-૧૦૮)

અને દસમા સર્ગમાં (૫૨–૫૮) મળે છે, જ્યારે પંપાસરોવરનું વર્ણન છઠ્ઠા સર્ગમાં (૭૨–૮૪) મળે છે. મહેન્દ્રપર્વતનું વર્ણન દસમા સર્ગમાં (૪૫–૫૦) મળે છે. શરદઋતુનું વર્ણન બીજા સર્ગની શરૂઆતમાં (૧–૯) અને વર્ષાઋતુનું વર્ણન સાતમા સર્ગની શરૂઆતમાં (૧–૧૨)મળે છે. લંકામાંના પ્રભાતનું વર્ણન અગિયારમા સર્ગની શરૂઆતમાં મળે છે. રામસીતાના વિવાહનું વર્ણન દ્વિતીય સર્ગમાં મળે છે (૪૪–૪૮). રાક્ષસીઓની પ્રેમક્રીડાનું વર્ણન અગિયારમા સર્ગમાં મળે છે. જ્યારે રામની વિરહાતુર અવસ્થાનું વર્ણન સાતમા સર્ગની શરૂઆતમાં (૫–૧૪) મળે છે. રાજનૈતિક ચર્ચાનું બારમા સર્ગમાં નિરૂપણ છે, તો નવમા સર્ગમાં હનૂમાનનું દૂતકાર્ય નિરૂપાયું છે. યુદ્ધનું વર્ણન ચૌદમા, પંદરમા અને સત્તરમા સર્ગમાં મળે છે.

આ ઉપરાંત ભાષાસમાવેશની યુક્તિ ઉદાહૃત કરવા તેરમા સર્ગમાં સેતુબન્ધનું વર્ણન આપ્યું છે. આશ્રમોનું વર્ણન બીજા સર્ગમાં (૨૮–૨૯) મળે છે, જ્યારે સીતાના વિમલ સૌંદર્યનું વર્ણન પાંચમા સર્ગમાં (૧૮–૨૨) અને નવમા સર્ગમાં (૮૩–૮૭)માં મળે છે જેનો કંઈક ખ્યાલ નાચેના શ્લોકો પરથી આવશે:

योषिद्वृन्दारिका यस्य दयिता हंसगामिनी ।
दूर्वाकाण्डमिव श्यामा न्यग्रोध परिमण्डला ॥ (૫.૧૮)

सुपाम्नीं मवे तेजस्सु तन्वीं ज्योतिष्टमा शुभाम् ।
निष्टपन्तमिवाऽऽत्मानं ज्योतिःसात्कुर्वतीं वनम् ॥

मधुसाद्भूतकिञ्जल्कपिञ्जरभ्रमराकुलाम ।
उल्लसत्कुसुमा पुण्या हेमरत्नलतामिव ॥ (૯.૮૫–૮૬)

ભટ્ટિકાવ્યમાં આવતાં આ વર્ણનોની એક વિશેષતા એ છે કે તેમાં ક્યાંય નિસર્ગવર્ણન એકલું મળતું નથી. હમેશાં નિસર્ગવર્ણન સાથે માનવભાવોનું સંકલન થયેલું હોય છે. બેચાર અપવાદો બાદ કરતાં તેમાંનાં મોટાભાગનાં વર્ણનો બે, ચાર કે પાંચ શ્લોક પૂરતાં મર્યાદિત હોય છે. વ્યાકરણનાં સૂત્રોનાં ઉદાહરણ આપવાનો હેતુ, સામાન્ય રીતે તો વર્ણનોની પ્રાસાદિકતાની આડે નથી આવતો, પણ ક્વચિત્ એ હેતુ વર્ણનને કંટાળાજનક બનાવી દે છે, જેમકે શબરીનું વર્ણન (૬.૫૯–૬૨) વ્યાકરણના નિયમોના ભારણથી નીરસ લાગે છે.

## રસનિરૂપણ

રસનિરૂપણ એ મહાકાવ્યમાં અતિ આવશ્યક લક્ષણ છે. ભામહ (૧.૨૧) અને દંડી(૧.૧૮) બંને તેનો ખાસ નિર્દેશ કરે છે કે મહાકાવ્ય બધા રસોથી યુક્ત હોવું જોઈએ. મલ્લિનાથે 'વ્યાખ્યાનપીઠિકા'માં દર્શાવ્યું છે તેમ 'રાવણવધ' નામના આ મહાકાવ્યમાં દશાનનવધ એ 'ફલ' છે, તેથી આ કાવ્યનો મુખ્ય રસ વીર છે અને શૃંગાર, કરુણ વગેરે તેના અંગભૂત રસો છે. ભટ્ટિએ પોતે રાવણના સૈન્યનું વર્ણન કરતાં પ્રયોજેલું વિશેષણ 'वीररसालङ्कार' (૧૩.૪૭) તેના કાવ્ય માટે પણ પ્રયોજી શકાય તેમ છે.

વીરરસના ત્રણ પ્રકારોમાંથી 'યુદ્ધવીર' ભટ્ટિકાવ્યમાં અનેક સ્થળે વ્યક્ત થાય છે. ખાસ કરીને તેનો આવિર્ભાવ રામલક્ષ્મણના ખર–દૂષણ સાથેના યુદ્ધમાં (૪.૪૮–૪૫), હનૂમાનના ઇન્દ્રજિત સાથેના સંઘર્ષમાં (૯.૩–૬), ચૌદમા, પંદરમા અને સત્તરમા સર્ગમાં વારંવાર નિરૂપાતા વાનરો અને રાક્ષસો વચ્ચેના યુદ્ધમાં, રામના અને સુગ્રીવના કુંભકર્ણ સાથેના યુદ્ધમાં (૧૫.૫૨–૬૮), અંગદ, હનૂમાન અને નીલના અનુક્રમે દેવાંતક, ત્રિશીર્ષ અને નરાન્તક સાથેના યુદ્ધમાં (૧૫.૭૦–૯૪), લક્ષ્મણના ઇન્દ્રજિત સાથેના યુદ્ધમાં તથા રામરાવણ ,યુદ્ધમાં (૧૭.૯૭–૧૦૬) વ્યક્ત થાય છે.

વીરરસનો સ્થાયીભાવ ઉત્સાહ પણ રામના પાત્રમાં અનેક પ્રસંગે વ્યક્ત થતો દર્શાવ્યો છે, જેમ કે રામના વિશ્વામિત્રના આશ્રમમાં નિવાસ વખતે (૨.૨૮), રામ વાલિને પડકારે છે તે વખતે (૬.૧૨૧), સેતુબન્ધની સમાપ્તિ પ્રસંગે (૧૩.૨૭) અને રામના રાક્ષસસેના સાથેના યુદ્ધ પ્રસગે (૧૭.૬૦–૬૮). વીરરસના વિભાવો જેવા કે નય, પરાક્રમ, બળ, શકિત, પ્રતાપ, પ્રભાવ વગેરેનું તેમજ અનુભાવો જેવા કે સ્થૈર્ય, ધૈર્ય, શૌર્ય, વૈશારદ્ય વગેરેનું પણ નિરૂપણ ભટ્ટિકાવ્યમાં યોગ્ય રીતે થયેલું જ છે તે દર્શાવવાની ભાગ્યે જ જરૂર છે.

ભારતીય સસ્કૃતિ અનુસાર રામચરિતના નાયક રામ વિષ્ણુના અવતાર મનાય છે અને તેથી રામચરિતને આધાર તરીકે લઈ મહાકાવ્યો રચનારા કવિઓમાંથી 'જાનકીહરણ'ના કુમારદાસને બાદ કરતાં, બીજા કોઈ મહાકવિ રામ અને સીતાની પ્રણયક્રીડાનું વર્ણન કરતા નથી. આ કારણે, ભટ્ટિકાવ્ય -સંભોગશૃંગારના નિરૂપણ વિના નીરસ બના જશે એવી આશંકાને લીધે જ કદાચ ભટ્ટિએ અગિયારમા સર્ગમાં રાક્ષસીઓની પ્રેમક્રીડા વર્ણવી આ ખોટ પૂરી કરી છે. વિપ્રલંભ શૃંગારનું નિરૂપણ સીતાહરણ પ્રસંગે રામે કરેલા વિલાપ

પ્રસગે (૯ ૭૩-૮૪), (૭ ૧-૧૮) થાય છે કરુણ રસનો આવિર્ભાવ ભરતના વિલાપમા (૩ ૨૮-૩૨), કુભકર્ણના મૃત્યુ બાદ રાવણે કરેલા વિલાપમા (સોળમો સર્ગ) અને રાવણનો વધ થયા બાદ વિભીષણે કરેલા વિલાપમા (અઢારમો સર્ગ) થાય છે

રૌદ્રરસનુ નિરૂપણ રાવણના મારીચ પરના ક્રોધ પ્રસગે (૫ ૪૪-૪૬), રામે ઘવાયેલા જટાયુને જોતા દર્શાવેલા આક્ષેપના વર્ણનમા (૬ ૩૪-૩૮), રાવણે હનૂમાન પર દર્શાવેલા ક્રોધમા (૯ ૧૧૮) તેમજ રામે સમુદ્ર પર કરેલા ગુસ્સામા (૧૭ ૨-૩) મુખ્યત્વે વ્યક્ત થાય છે

ભયાનક રસ તાડકાના વર્ણનમા (૪ ૨૩), રાક્ષસીઓએ સીતાને આપેલા ત્રાસમા (૮ ૯૯), રામના સૈન્યના વર્ણનમા (૧૩ ૩૧) તથા કુભકર્ણના સુગ્રીવ સાથેના યુદ્ધમા (૧૫ ૫૫- ૬) વ્યક્ત થાય છે

અદ્ભુત રસનો આવિર્ભાવ, મારીચ માયાની રૂપ ધારણ કરી સીતાનુ અપહરણ કરવા જાય છે તે પ્રસ ગમા (૫ ૪૮), સમુદ્ર ગુસ્સે થયેલા રામને મનાવવા ગ ગાને સાથે લઈને રામ સમક્ષ જાય છે તે પ્રસગે (૧૩ ૮) અને રાવણ સીતાને રામનુ છેદાયેલુ મસ્તક બતાવે છે (૧૪ ૧) તે પ્રસગે થાય છે

બીભત્સ રસ, યુદ્ધના વર્ણન પ્રસ ગમા, જ્યા જ્યા વાનરો ' રાક્ષસોના શબોની પશુપક્ષીઓ વડે થતી દુર્દશા વર્ણવી છે, (૧૭ ૧૮, ૧૮ ૧૨), ત્યા ત્યા વ્યક્ત થાય છે હાસ્યરસનુ નિરૂપણ શૂર્પણખા અને રામલક્ષ્મણ વચ્ચેના સ વાદ પ્રસગે થાય થાય છે (૪ ૨૮-૩૦) શાતરસ, શરભ ગ જેવા ઋષિઓની ઉક્તિમા (૪ ૬) તેમજ આશ્રમોના વર્ણનમા (૬ ૪-૮) વ્યક્ત થાય છે

**પાત્રાલેખન**

ભટ્ટિએ ભટ્ટિકાવ્યના પાત્રોનુ આલેખન રામાયણને અનુસરીને જ કર્યુ છે આ પાત્રોના નિરૂપણમા તેમણે ખાસ ફેરફાર પણ કર્યા નથી કે મૌલિકતા પણ દર્શાવી નથી તેમના પાત્રાલેખનની બાબતમા ખાસ નોંધપાત્ર બાબત એ છે કે તેમના પાત્રો વ્યાકરણના નિયમો ઉદાહત કરવાના કારણે નીચે સહેજ પણ દબાયેલા લાગતા નથી અને રામાયણમાનુ તેમનુ મૂળ વ્યક્તિત્વ સચવાઈ રહ્યુ છે ભટ્ટિ ક્યારેક પાત્રાલેખનમા વ્યાકરણના નિયમો ઉદાહત કરવા અમુક વિશેષણો ઉમેરે છે પણ તેથી પાત્રાલેખનમા ઝાઝો ફેરફાર વર્તાતો નથી આથી ભટ્ટિકાવ્યના પાત્રોના આલેખનની ચર્ચાને ખાસ અવકાશ રહેતો નથી, કારણ કે તે રામાયણના પાત્રોનુ આલેખન આપવા બરાબર જ છે

ભટ્ટિમા રામનુ આલેખન સામાન્ય રીતે માનવ તરીકે થયુ છે અને સુખના તેમ જ દુખના પ્રસગોએ તેમને સામાન્ય માનવની જેમ જ પ્રત્યાઘાત આપતા દર્શા યા છે, પણ આમા, વચ્ચે વચ્ચે તેઓ વિષ્ણુના અવતાર હતા, તેની યાદ અપાવતા નિર્દેશો મળતા રહે છે કાવ્યના પ્રથમ શ્લોકમા તેમનો સનાતન (વિષ્ણુ) તરીકે ઉલ્લેખ કરવામા આવ્યો છે તેમના વામન, વિષ્ણુ અને વરાહ અવતારનો નિર્દેશ બીજા સર્ગમા (૨ ૩૦) મળે છે, જ્યારે નૃસિહ અવતારની વાત બારમા સર્ગમા મળે છે (૧૨ ૫૯) સીતાની યાદમા ઉદાસીનતાને લીધે નિષ્ક્રિય બનેલ રામને લક્ષ્મણ યુદ્ધ માટે ઉદ્યત થવા વિનવતા કહે છે કે તમે જગતના શરણ્ય એવા આપ મોહ પામો તે શોભતુ નથી (૧૦ ૭૦) માલ્યવાન રાવણને કહે છે કે રામને તમે સામાન્ય માનવ ન સમજશો એ અતિમાનવ છે (૧૨ ૫૭) સાગર રામની સ્તુતિ કરતા કહે છે, તમારી માયા સસારનુ કારણ છે (૧૩ ૮) સીતાની અગ્નિશુદ્ધિ વખતે ઉપસ્થિત રહેલા શકર રામને યાદ આપે છે કે તમે અજન્મા એવા નારાયણ છો (૨૧ ૧૬)

ભટ્ટિકાવ્યમા રામના ઉદાત્ત ચરિત્રને ઉપસાવવામા આ યુ છે આ સદર્ભમા એક બાબત ખાસ નોંધપાત્ર છે કે ભટ્ટિએ રામના ચરિત્રમાની જે બે બાબતો ખાસ વિવાદાસ્પદ છે, તેમને છાવરવાને બદલે તેમને ચર્ચાને સરાણે ચઢાવી, તેમાના જે સત્ય અશો હતા તે બહાર લાવવાનો પ્રયત્ન કર્યો છે આમાની પ્રથમ બાબત રામે કરેલા વાલિવધને લગતી છે રામે વાલિનો વધ જે રીતે કર્યો, તે બાબત તેમણે વાલિને મુખે રામને અતિ સખત કહી શકાય એવો ઠપકો અપાવ્યો જ છે (૬ ૧૨૫-૧૩૩), પણ તે ઉપરાત, રા ણ-હનુમાનના સવાદમા વા રા મા નથી છતા રાવણને મુખે પણ એ જ ટીકા કરાવી છે કે સુગ્રીવની સાથે લડવામા રોકાયેલા વાલિને રામે માર્યો એમા કઈ મોટી ધાડ મારી છે (૯ ૧૨૩)[2] આ ઉપરાત હનુમાન સાથે વાત કરતા ગર્વપૂર્વક વધારામા એવુ પણ કહ્યુ છે કે અપગ કબધને, બાળક ખરને કે તાડકા નામની સ્ત્રીને મારનાર રામ તપસ્વી કેવી રીતે કહેવાય[2] તે તો પાતળી કહેવાય કહેવાય (૯ ૧૨૦) વાલિવધ બાબત રામે પોતે પણ વાલિને જવાબ આપ્યો છે[?] અધર્મને રસ્તે જતા તને શિક્ષા કરવા જ મે તારો વધ કર્યો છે (૬ ૧૩૪-૧૩૬) રાવણે રામ ઉપર કરેલા આક્ષેપોનો હનુમાને જડબાતોડ જવાબ આપી રામનુ ઉદાત્ત પ્રખરનુ વીરત્વ સાબિત કરી બતા યુ છે (૯ ૧૨૮-૧૩૫)

આની બીજી વિવાદાસ્પદ બાબત છે, રાવણવધ પછી રામે કરેલો સીતાનો

અસ્વીકાર. આ પ્રસંગે રાવણગૃહમાં રહેલી સીતાનો અસ્વીકાર કરતાં રામ સ્પષ્ટ કહે છે કે પરગૃહમાં રહેલી તને હું રાખું, તો મારા ખ્યાતનામ રઘુવંશને કલંક લાગે (૨૦.૨૪) આ પ્રસંગે ભટ્ટિએ આલેખેલું રામનું પાત્ર વા.રા.માંના (૬.૧૦૩) રામના પાત્ર કરતાં સહેજ ઓછું કઠોર લાગે છે, બાકી તો વા.રા.માંની રામની ઉક્તિમાંના કેટલાક શબ્દો ભટ્ટિએ એમનેએમ જ પ્રયોજ્યા લાગે છે, જેમ કે रावणाङ्कपरिभ्रष्टा અને रावणाङ्कपरिश्लिष्टा (ભ.કા. ૨૦–૨૨).

આમ, આ બંને વિવાદાસ્પદ બાબતોની પૂરી છણાવટ કરીને ભટ્ટિએ દર્શાવ્યું છે કે રામે આ બંને પ્રસંગે જે નિર્ણય લીધો હતો, તે ધર્મબુદ્ધિની દૃષ્ટિએ ન્યાય્ય અને ઉચિત હતો. સીતાત્યાગ જે ઉત્તરકાંડનો અને ઉત્તરરામચરિતનો વિષય છે, તે પ્રસંગ આ કાવ્યમાં નિરૂપાયો નથી, કારણકે ભટ્ટિએ યુદ્ધકાંડ સુધીના રામાયણના કથાનકને આવર્યું છે. સીતાના પાત્રને તેમજ અન્ય પાત્રોને રામાયણ પ્રમાણે જ લગભગ ઉપસાવ્યાં હોઈ, તે પાત્રોની અહીં ચર્ચા કરી નથી.

### સંવાદ

ભટ્ટિકાવ્યમાં આવતા રામ–મારીચના સંવાદ સિવાયના બધા સંવાદો મૂળ વા.રા. પ્રમાણે જ છે, તેમ છતાં ભટ્ટિએ આપેલા નીચેના સંવાદ ખાસ નોંધપાત્ર છે : રામ–મારીચ સંવાદ (૨.૩૨–૩૫), રાવણ–શૂર્પણખા સંવાદ (૫.૬–૨૯), રામ–શબરી સંવાદ (૬.૬૩–૬૯), રાવણનો સીતા સાથેનો સંવાદ (૯.૧૧૦–૧૩૬) અને ઇન્દ્રજિત અને વિભીષણ વચ્ચેનો સંવાદ (૧૭.૩૩–૪૦). આ બધા સંવાદો રામાયણ પર આધારિત હોવા છતાં ભટ્ટિકાવ્યમાં તેમની આગવી છાપ ઉપસે છે. આ સંવાદો ધારદાર અને પાત્રોના વ્યક્તિત્વના જે તે પાસાને સરસ રીતે ઉઠાવ આપનારા છે. તેમાં ભટ્ટિની ભાષા મર્મવેધી અને તેજસ્વી હોવા છતાં ક્લિષ્ટતા ભાગ્યે જ ક્યાંક દેખાય છે. રામ–મારીચ સંવાદ આર્ય અને રાક્ષસ સંસ્કૃતિ વચ્ચેનો તફાવત ઉપસાવે છે. જેમકે,

> अद्धो द्विजान् देवयजीन् निहन्मः कुर्मः पुरं प्रेतनराधिवासम् ।
> धर्मो ह्ययं दाशरथे । निजो नो नैवाऽध्यकारिष्महि वेदवृत्ते ॥
> धर्मोऽस्ति सत्यं तव राक्षसाऽयमन्यो व्यतिस्ते तु ममाऽपि धर्मः ।
> ब्रह्मद्विषस्ते प्रणिहन्मि येन राजन्यवृत्तिर्धृतकार्मुकेषुः ॥ (૨.૩૪–૩૫)

જ્યારે રાવણ-શૂર્પણખા સંવાદ રાવણના અભિમાનનો પૂરો પરિચય આપે છે. રાવણનો સીતા સાથેના સંવાદ તેની કામુકતાનો ખ્યાલ આપે છે. રાવણ અને હનૂમાનનો સંવાદ આ બધામાં સૌથી વધુ લાંબો અને નોંધપાત્ર છે. આખો સંવાદ તર્કયુક્ત સંભાષણનો સુંદર નમૂનો છે. હનૂમાને રાવણ સામે જે જે દલીલો કરી, તેનો રાવણે એક પછી એક શ્લોકમાં વ્યવસ્થિત અને સચોટ ઉત્તર આપ્યો છે, જેમકે,

सुहृदौ रामसुग्रीवौ किंकराः कपियूथपाः
परदारार्पणेनैव लभ्यन्ते मुञ्च मैथिलीम् (९.११४)

परस्त्रीभोगहरणं धर्म एव नराग्निनाम् । (९.१२२)

ब्रूहि दूरविभिन्नानामृद्धिशीलक्रियान्वयैः
हनूमन् कीदृशं सख्यं नरवानररक्षसाम् (९.१२३) ॥

ફરી હનૂમાન રાવણની દલીલોનું બરાબર ખંડન કરીને, રાવણને હાડોહાડ લાગે, તેમ રામનાં વાલિવધ વગેરે પરાક્રમોને વર્ણવે છે.

આમ, ભટ્ટિની સંવાદકલાને કોઈ પણ જાતના પૂર્વગ્રહ વિના મૂલવીએ તો સ્પષ્ટ જણાય છે કે મહાકાવ્યમાં શોભે તેવા, એકમેકથી ચઢિયાતા, સચોટ અને વેધક સંવાદો ભટ્ટિકાવ્યમાં મળે છે.

છંદ

દંડીએ મહાકાવ્યના લક્ષણમાં જણાવ્યા અનુસાર, મહાકાવ્યમાં શ્રવ્યવૃત્તો હોવાં જોઈએ અને પ્રત્યેક સર્ગને અંતે છંદ બદલાતો હોવો જોઈએ.[૧૮] ભામહે મહાકાવ્યમાંના છંદ વિશે જુદું લક્ષણ આપ્યું નથી, પણ મહાકાવ્ય 'ऋद्धिमत्' એટલે કે ભવ્ય હોવું જોઈએ એવું જે કહ્યું છે, તેનાથી તેમને એ લક્ષણ કદાચ અભિપ્રેત હશે એમ માની શકાય.[૧૯]

ભટ્ટિકાવ્યમાં ભટ્ટિએ કુલ ૨૬ છંદો પ્રયોજ્યા છે. તેમના આ કાવ્યમાં તેમણે અનુષ્ટુપ છંદનો ખૂબ ઉપયોગ કર્યો છે. આ છંદનો વિપુલ પ્રયોગ ખાસ કરીને રામાયણ-મહાભારત જેવાં વિરાટ કાવ્યોમાં થયો છે, જ્યારે પ્રશિષ્ટ મહાકાવ્યોમાં એ આટલા પ્રમાણમાં ભાગ્યે જ પ્રયોજાય છે. ભટ્ટિએ કરેલો અનુષ્ટુપનો

વિપુલ ઉપયોગ, એણે કથાકાવ્યની સાથે શાસ્ત્રકાવ્યના તંતુ ગૂંથતા રહેવાનું જે કપરું કામ હાથમાં લીધું છે, તેને કારણે હશે.

ભટ્ટિના બાવીસમાંથી પંદર સર્ગ (૪–૯ અને ૧૪–૨૨)નો મુખ્ય છંદ અનુષ્ટુપ છે, જ્યારે પાંચ સર્ગનો (૧, ૨, ૩, ૧૧, ૧૨) મુખ્ય છંદ ઉપજાતિ છે. તેરમો સર્ગ આર્યાગીતિમાં રચાયો છે, જ્યારે આખા દસમા સર્ગમાં વિવિધ છંદો પ્રયોજાયા છે.

અનુષ્ટુપના પહેલા અને ત્રીજા ચરણમાં ચોથા અક્ષર પછી, પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો અક્ષર ગુરુ જોઈએ, એટલે કે 'ય' ગણ પ્રયોજાવો જોઈએ. હલાયુધે પિંગલછંદઃસૂત્રમાંના ૫.૧૯ સૂત્ર પર વિવેચન કરતાં કહ્યું છે કે જ્યારે અનુષ્ટુપના પ્રથમ અને ત્રીજા ચરણમાં 'ય' ગણનો બાધ કરીને 'ભ' ગણ, 'ર' ગણ, 'ન' ગણ અને 'ત' ગણ આવે, ત્યારે તેને અનુક્રમે 'ભ' વિપુલા, 'ર' વિપુલા, 'ન' વિપુલા અને 'ત' વિપુલા કહેવાય છે. આ ઉપરાંત 'મ' વિપુલા અને 'સ' વિપુલા પણ તેમણે દર્શાવી છે.[૨૦]

ભટ્ટિએ ૧૨૦૭ શ્લોકોના ૨૪૧૪ પાદમાં કુલ ૧૦૦ વિપુલા પ્રયોજી છે, જેમાં તેમણે 'મ' વિપુલા ૫૧ વાર 'ન' વિપુલા ૩૬ વાર અને 'ભ' વિપુલા ૯ વાર પ્રયોજી છે. તેમણે 'સ' વિપુલાનો પણ ૪ વાર પ્રયોગ કર્યો છે. જ્યારે 'ર' અને 'ત' વિપુલા તેમણે પ્રયોજી નથી.

તેમણે ૨૩૩ શ્લોકોમાં ઉપજાતિ છંદ પ્રયોજ્યો છે, અને આર્યાગીતિ વૃત્ત ૪૭ શ્લોકોમાં પ્રયોજ્યું છે. આ વૃત્ત 'સ્કન્ધક' તરીકે ઓળખાય છે અને સામાન્ય રીતે પ્રાકૃત કૃતિઓમાં પ્રયોજાય છે. પ્રવરસેનકૃત 'સેતુબન્ધ' મહાકાવ્યમાં આજ વૃત્ત પ્રયોજાયું છે.

તેમણે પ્રયોજેલા ૨૬ છંદોમાં પ્રસિદ્ધ છંદ વસંતતિલકાનો અભાવ છે, એ નોંધપાત્ર છે અશ્વલલિત, નંદન, નર્દટક, પ્રહરણકલિકા અને તનુમધ્યા જેવા ઓછા વપરાતા છંદો પણ આ કાવ્યમાં ભટ્ટિએ પ્રયોજ્યા છે, તે બાબત પણ નોંધવી ઘટે.

ભટ્ટિએ કાવ્યના અંતિમશ્લોક ૨૨.૩૩માં જે છંદ પ્રયોજ્યો છે, તેને

काव्यमिदं विहितं मया वलभ्यां श्रीधरसूनु(सेन) नरेन्द्रपालितायाम् ।
कीर्तिरतो भवतान्नृपस्य तस्य प्रेमकरः क्षितिपो यतः प्रजानाम् ॥

વેંકટેશ્વર પ્રેસ આવૃત્તિના સંપાદક પંડિત શિવદત્તે 'ચિત્રચમત્કૃતિ' તરીકે ઓળખાવ્યો છે અને તેનું લક્ષણ 'चित्रचमत्कृति विद्धि भौ रयौ चेत्' એ પ્રમાણે આપ્યું છે[૨૧] ભટ્ટિકાવ્યની જયમંગલા ટીકામાં આ શ્લોકના વૃત્ત વિશે કંઈ લખ્યું નથી, જ્યારે મલ્લિનાથે આ શ્લોક પર ટીકા લખી નથી, તેથી તેના વૃત્ત વિશે મલ્લિનાથનો અભિપ્રાય પણ જાણવા મળતો નથી ગણિ પાઠકે આ વૃત્તનો અભ્યાસ કરીને 'બૃહત્પિંગળ'માં અભિપ્રાય દર્શાવ્યો છે કે આ શ્લોકના વૃત્તને પિંગળમાં સ્થાન મળ્યું નથી, તેથી આ કોઈ સારા મેળવાળું વૃત્ત નથી[૨૨]

ભટ્ટિકાવ્યમાં કોઈક વાર સર્ગની શરૂઆતમાં કે વચ્ચે જુદો છંદ આવતો જાય છે, જેમકે ઉપજાતિ છંદમાં રચાયેલા પ્રથમ સર્ગની શરૂઆત રુચિરાથી થાય છે, જ્યારે અનુષ્ટુપમાં રચાયેલા ચૌદમા સર્ગની શરૂઆત ઉપજાતિ છંદથી થાય છે ૫૪ શ્લોકના ઉપજાતિ છંદમાં રચાયેલા બીજા સર્ગમાં શ્લોક ૮,૧૯ અને ૪૭ એ ત્રણ શ્લોક વંશસ્થ છંદમાં રચાયા છે આર્યાગીતિમાં રચાયેલા તેરમા સર્ગના વચ્ચેના ત્રણ શ્લોકો (૧ , ૨૭, ૨૮) ઉપજાતિ છંદમાં છે

આ મહાકાવ્યમાં સર્ગ પૂરો થતાં, છેવટના એક કે બે શ્લોકોમાં સામાન્ય રીતે છંદ બદલાય છે જ્યારે ૨૧મા સર્ગના અંતે તો ત્રણ શ્લોકમાં છંદ બદલાયો છે અંતે બદલાતા છંદોમાં તેમણે પુષ્પિતાગ્રા, માલિની પુષ્પિતાગ્રા, પ્રહર્ષિણી અને મંદાક્રાન્તાનો વધુ ઉપયોગ કર્યો જણાય છે ભટ્ટિકાવ્યમાં પ્રયોજાયેલા છંદોની સૂચિ કૃતિને અંતે આપેલા પરિશિષ્ટમાં આપી છે

ભટ્ટિએ દસમા સર્ગમાં અલંકારો ઉદાહૃત કરવાનું વિચાર્યું હશે, તેની સાથે જ તેમને ખ્યાલ આવ્યો હશે કે વિવિધ અલંકારોનાં ઉદાહરણ આપવા માટે છંદો વૈવિધ્ય ખૂબ અનુકૂળ રહેશે, તેથી તેમણે દસમા સર્ગમાં જુદા જુદા છંદ પ્રયોજ્યા

સામાન્ય રીતે મહાકાવ્યના દરેક સર્ગમાં એકાદ છંદ મુખ્ય છંદ તરીકે પ્રયોજાતો હોય છે, પણ એમાં સર્ગમાં એમને બદલે અનેક છંદ કવિઓ પ્રયોજતા હોય છે આ પદ્ધતિ ઘણુંખરું કાલિદાસે શરૂ કરી અને પછીના મહાકવિઓએ તેને ચાલુ રાખી કાલિદાસે 'રઘુવંશ'ના ૮૮ શ્લોકના નવમા સર્ગમાં ૧૩ છંદો પ્રયોજ્યા છે, ભારવિએ 'કિરાતાર્જુનીય'ના ૫૨ શ્લોકના પાંચમા સર્ગમાં ૧૬ અને ૮૧ શ્લોકના ૧૮મા સર્ગમાં પણ ૧૬, એમ કરેકમાં ૧૮-૧ છંદો પ્રયોજ્યા છે, જ્યારે માઘ 'શિશુપાલવધ'ના ૬૮ શ્લોકના ચોથા સર્ગમાં ૨૨ છંદ પ્રયોજે છે ભટ્ટિએ પણ ૭૫ શ્લોકના દસમા સર્ગમાં ૧૬ છંદો પ્રયોજ્યા છે તેમાં બીજા છંદો વધારેમાં વધારે પાંચ શ્લોકોમાં પ્રયોજાયા છે, જ્યારે પુષ્પિતાગ્રા

છંદ બધું થઈને ૩૫ શ્લોકોમાં પ્રયોજાયો છે. જયમંગલે તો આખા કાવ્યમાં ક્યાંય એકે સર્ગમાં છંદ દર્શાવ્યા નથી. મલ્લિનાથ કે જે, બીજા સર્ગોમાં જે તે સ્થળે છંદના લક્ષણ સાથે તે તે છંદને દર્શાવે છે, અને છંદનું લક્ષણ સામાન્ય રીતે 'વૃત્તરત્નાકર' માંથી આપે છે, તેમણે પણ દસમા સર્ગમાં ક્યાંય છંદ દર્શાવ્યા નથી.

દસમા સર્ગમાં નીચેના ૧૯ છંદ પ્રયોજાયા છે, જેમાંના કેટલાક કાવ્યમાં અન્યત્ર પણ પ્રયોજાયા છે : અનુષ્ટુપ, આર્યા, ઇન્દ્રવજ્રા, ઉપજાતિ, ઉપેન્દ્રવજ્રા, ઔપચ્છન્દસિક, તનુમધ્યા, તોટક, દ્રુતવિલંબિત, નંદન, પુષ્પિતાગ્રા, પ્રમિતાક્ષરા, પ્રહર્ષિણી, માલિની, વંશસ્થ અને સુંદરી.

ભટ્ટિકાવ્યમાં પ્રયોજાયેલા ૨૯ છંદોમાંના જે ૧૦ છંદો દસમાં સર્ગમાં નથી પ્રયોજાયા, તેમનાં નામ નીચે મુજબ છે : અશ્વલલિત, આર્યાગીતિ, ચિત્રચમત્કૃતિ, નર્દટક, પૃથ્વી, પ્રહરણકલિકા, મંદાક્રાન્તા, રુચિરા, શાર્દૂલવિક્રીડિત અને સ્રગ્ધરા.

આમ, ભટ્ટિએ આ મહાકાવ્યમાં અને દસમા સર્ગમાં અન્યત્ર છંદોવૈવિધ્ય દર્શાવ્યું છે. તેમણે પ્રયોજેલા છંદોનો અભ્યાસ કરતાં કહી શકાય કે તેમણે અલંકારોને ઉદાહૃત કરતા દસમા સર્ગમાં લાંબાવૃત્ત પ્રયોજ્યાં નથી, બાકી બીજે રસને અનુકૂળ વૃત્તો પ્રયોજ્યાં છે, અને વ્યાકરણનાં ખાસ કરીને ક્રિયાપદનાં રૂપોને દર્શાવતા તિઙન્તકાંડના સર્ગોમાં અનુષ્ટુપ છંદ પ્રયોજ્યો છે.

ક્ષેમેન્દ્ર 'સુવૃત્તતિલક'માં ભટ્ટિકાવ્યને 'કાવ્યશાસ્ત્ર' કહ્યું છે અને પછી 'કાવ્યશાસ્ત્ર'માં કેવાં વૃત્તો પ્રયોજવાં તે વિશે નિર્દેશ કરતાં કહ્યું છે :[૨૩]

> शास्त्रकाव्येऽतिदीर्घाणा वृत्ताना न प्रयोजनम् ।
> काव्यशास्त्रेऽपि वृत्तानि रसायत्तानि काव्यवित् ॥
> पुराणप्रतिबिम्बेषु प्रसन्नोपायवर्त्मसु ।
> उपदेशप्रधानेषु कुर्यात्सर्वेष्वनुष्टुभम् ॥

કાવ્યશાસ્ત્રનાં વૃત્તો માટે ક્ષેમેન્દ્રે જે આદર્શ આપ્યો છે, તે તેમણે 'ભટ્ટિકાવ્ય'ને ધ્યાનમાં રાખીને તો નહીં રજૂ કર્યો હોય એવો પ્રશ્ન ઉદ્ભવે, તેટલા મહદંશે એ ભટ્ટિકાવ્યને લાગુ પડે છે.

આમ છતાં, કેટલેક ઠેકાણે તેમના છંદોના પ્રયોગોમાં ક્ષતિઓ જણાય છે, જે તરફ શરણદેવ જેવા વૈયાકરણોએ, ભટ્ટિકાવ્યના ટીકાકારોએ તથા શ્રી રા. વિ. પાઠક જેવા આધુનિક વિવેચકોએ ધ્યાન ખેંચ્યું છે.

ભટ્ટિકાવ્યના શ્લોક ૪.૧૨માં 'परिपद्वलान् महाग्रहाः' એવા ૯ અક્ષરવાળા ત્રીજા પાદને લીધે, અનુષ્ટુપ છંદમાં દરેક પદમાં આઠ અક્ષર હોવા જોઈએ

એ નિયમનો ભંગ થાય છે. મૂળમાં પણ મહાકાવ્યમાં આ પાઠ જ હશે, કારણકે 'ભાગવૃત્તિ'ના કર્તાએ[૨૪] તથા 'દુર્ઘટવૃત્તિ'ના કર્તા શરણદેવે વ્યાકરણદૃષ્ટિએ પણ આની વિગતે ચર્ચા કરી છે.[૨૫] જયમંગલ, મલ્લિનાથ વગેરેએ 'पर्पद्दूलान्' પાઠને સ્વીકારી ભટ્ટિને છંદદોષમાંથી ઉગારી લીધા છે

રા. વિ. પાઠક ભટ્ટિના એક બીજા શિથિલ પ્રયોગ પ્રત્યે આપણું ધ્યાન ખેંચ્યું છે. ભટ્ટિકાવ્યના શ્લો. ૬.૧૨૬ની પ્રથમ પંક્તિ નીચે પ્રમાણે છે :

मृषाऽसि त्वं हविर्याजी राघव ! च्छद्मतापस । અહીં બીજું ચરણ રાઘવ શબ્દથી શરૂ થાય છે.

અનુષ્ટુપના કોઈ પણ ચરણના આરંભે 'ભ' ગણ કે 'ન' ગણ આવી ન શકે, અર્થાત્ બીજો અને ત્રીજો અક્ષર હ્રસ્વ ન હોઈ શકે, જ્યારે અહીં બીજું ચરણ 'राघव' શબ્દથી શરૂ થાય છે તે ભટ્ટિનો છંદદોષ જ ગણાય[૨૬]

ભટ્ટિકાવ્યના શ્લો. ૧૦૧૪મા આર્યાના પ્રથમ ચતુષ્કલમા 'लुलितपतत्रिमाल' એના શબ્દો છે તેમા આર્યાના નિયમ પ્રમાણે બાર માત્રા જોઈએ, જ્યારે અહીં તેર માત્રા થાય છે. જો त्रिमाल નો 'ल' લઘુ કરીએ તો આખુ પુષ્પયમક ખંડિત થાય, કારણ કે બાકીના ત્રણેય યતિખંડમ. माल બને ગુરુ છે વળી, ल ને લઘુ ગણતા ચતુષ્ક 'लगाल' એટલે ज ગણ બને છે, જે આર્યામા ત્રીજે સ્થાને નિષિદ્ધ છે ટીકાકાર ભરતમલ્લિક અહીં 'पत्रिमाल' એવો પાઠ સૂચવે છે, પણ રા વિ પાઠકે આ પાઠની વિસ્તૃત ચર્ચા કરી, નોંધ્યુ છે,[૨૭] તેમ ભટ્ટિ પક્ષી માટે ક્યાય पत्रिन् શબ્દ પ્રયોજતા નથી, पक्षिन् કે पतत्रिन् શબ્દ જ મોટે ભાગે વાપરે છે જયમંગલ અને મલ્લિનાથ બન્ને पतत्रिमाल પાઠ સ્વીકારે છે, પણ છંદના દોષની ચર્ચા કરતા નથી રા વિ પાઠક માને છે કે આને પણ ભટ્ટિના પાઠનુ શૈથિલ્યજ ગણાય

'દુર્ઘટવૃત્તિ'એ ભટ્ટિકાવ્યના દસમા સર્ગના ૯મા શ્લોકના ત્રીજા ચરણ विभवमदेन निह्नुतह्रियाऽतिमानस पन्नक મા થતા આવા છંદોભંગ પ્રત્યે ધ્યાન દોર્યું છે[૨૮] આ શ્લોકમા ૧૮ અક્ષરનો નંદન છંદ પ્રયોજાયો છે 'છંદોમંજરી'મા[૨૯] આપેલા તેના સ્વરૂપ (नजभजरैस्तु रेफसहितैं शिवैर्हयैर्नन्द नम् ।) પ્રમાણે તેના દરેક ચરણનો નવમો અક્ષર લઘુ જોઈએ, કારણ કે તે 'ભ' ગણનો છેલ્લો અક્ષર છે. આ ચરણમા નવમો અક્ષર 'ह' સંયોગે ગુરુ (पा. अ. ૧ ૪ ૧૧) નિયમને લીધે ગુરુ ગણાય ને છંદોભંગનો દોષ આવે છે જયમંગલ કે મલ્લિનાથનુ ધ્યાન આ તરફ ગયુ લાગતુ નથી

આ દોષને દૂર કરવા દુર્ઘટવૃત્તિના કર્તા 'निह्नुततया' પાઠ સૂચવે છે, પણ આનો પાઠ ૧૩ હસ્તપ્રત આપતી નથી જયમંગલક निह्नुतनिया પાઠ સૂચવે છે, તે પણ પ્રતીતિકર નથી ભરતમલ્લિક ભટ્ટિના પાઠનો બચાવ કરતા કહે છે આ નવમો અક્ષર 'प्रहेता' એ પિંગલસૂત્રમાં[૩૦] કરેલા ગુરુત્વવિકલ્પના વિધાનથી લઘુ ગણાય વધારામા તેઓ પોતાની દલીલના સમર્થનમા 'સરસ્વતી કંઠાભરણ'નો નીચેનો શ્લોક ટાંકે છે

यदा तीव्रप्रयत्नेन संयोगादेव गौरवम् ।
न छन्दोभङ्गमप्याहुस्तदा दोषाय सूरय ॥ (१.१२ ३)

ટીકાકાર બચાવ કરવા ગમે તે રીતે યત્ન કરે, પણ ભટ્ટિના પક્ષે આ છંદદોષ ગણાય, એમા કોઈ શંકા નથી.

આવો જ એક શિથિલ પ્રયોગ શ્લો. ૧૧.૯૨મા મળે છે ઉપજાતિ છંદમા રચાયેલા આ શ્લોકનુ બીજુ પાદ નીચે પ્રમાણે છે

आनिन्यिरे श्रणिकृतास्तथान्यै परस्परं वाल्पिमनिन्दा ॥

પંડિત શિવદત્ત વડે સંપાદિત જયમંગલા ટીકાની આવૃત્તિમા श्रणिकृता છે વ્યાકરણદૃષ્ટિએ આ 'च्वि' રૂપ છે, તેથી (पा अ ७.४.३२) પ્રમાણે 'श्रेणीकृता' જોઈએ, બીજી બાજુ છંદના બંધારણની દૃષ્ટિએ અહીં લઘુ અક્ષર જોઈએ મલ્લિનાથ 'श्रेणीकृता' આપે છે, પણ છંદોદોષનો ઉલ્લેખ કરતા નથી જયમંગલા ટીકાની નિર્ણયસાગર આવૃત્તિના સંપાદક શ્રી વિનાયક શાસ્ત્રી 'णि' નો હ્રસ્વ પાઠ આપીને લખે છે કે છંદના દોષનો પરિહાર કરવા હ્રસ્વ પાઠ આપ્યો છે આમ, વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ 'णी' કરવા જઈએ છીએ તો છંદોભંગ થાય છે આને વિશે વિગતવાર ચર્ચા કરીને રામનારાયણ પાઠક તેને ભટ્ટિના એક લઘુ શિથિલ પ્રયોગ તરીકે ગણાવ્યો છે[૩૧]

આમ, કેટલીક જગ્યાએ ભટ્ટિના છંદના પ્રયોગોમા દોષ જણાય છે, છતા કુલ ૧૬૨૬ શ્લોકોના આ મહાકાવ્યમા માત્ર પાંચેક શ્લોકોમા એકાદ વર્ણમા છંદોભંગ થયો છે તે કવિની શરતચૂક જ ગણાય એકંદરે કહી શકાય કે વ્યાકરણના સૂત્રોને ઉદાહૃત કરવાનો હેતુ પાર પાડતા પાડતા ૨૬ છંદોનુ વૈવિધ્ય પ્રયોજીને એમણે જે છંદોવિષયક પ્રભુત્વ દાખવ્યુ છે તે પ્રશસ્ય છે

તેમની છંદવિષયક નિપુણતાને છંદશાસ્ત્રના વિદ્વાનોએ પણ માન્ય કરી લાગે છે, કારણ કે 'છંદોમંજરી'મા રુચિરાના ઉદાહરણ તરીકે ભટ્ટિકાવ્યનો શ્લો. ૧૧

અશ્વલલિતના ઉદાહરણ તરીકે શ્લો ૮૧૩૧, તનુમધ્યાના ઉદાહરણ તરીકે શ્લો ૧૦૧૨, નંદનના ઉદાહરણ તરીકે શ્લો. ૧૦૩૭ અને આર્યાગીતિના ઉદાહરણ તરીકે શ્લો ૧૩૧ આપ્યો છે[32]

## સંધિઓ

દંડી મહાકાવ્યના સર્ગોના લક્ષણમા 'સર્ગૈ સુસંધિભિ સ્યૂત' એવુ વિશેષણ દર્શાવે છે, જ્યારે ભામહ 'पञ्चभि सन्धिभिर्युक्त', એવુ લક્ષણ દર્શાવે છે દંડીએ દર્શાવેલ સુસંધિથી યુક્તસર્ગો એ વિશેષણનો અર્થ ટીકાકારો એ રીતે કરે છે[33] કાવ્યાદર્શના ટીકાકારોના મત પ્રમાણે પ્રથમ અર્થ એવો થાય કે જેમા પૂર્વસર્ગના અંતે પછીના સર્ગની વસ્તુનુ સૂચન થતુ હોય એવા એકબીજાની સાથે સુશ્લિષ્ટ સંધાનવાળા સર્ગો હોય આ પ્રથમ અર્થ ભટ્ટિકાવ્યના સર્ગોને લાગુ પડી શકે છે, કારણકે તેના પ્રત્યેક સર્ગના અંતે પછીના સર્ગની કથાવસ્તુનુ સૂચન થતુ હોય છે.

આ વિશેષણનો બીજો અર્થ ટીકાકારો એવો કરે છે કે અહી 'સંધિ' શબ્દથી નાટ્યશાસ્ત્રમા કહેલી પાચ સંધિઓ દંડીને અભિપ્રેત છે આ અર્થ લેતા દંડીનો મત ભામહના મતને મળતો થાય છે દંડી અને ભામહ પછી લગભગ પાચ છ સદી પછી થઈ ગયેલા વિશ્વનાથ પણ મહાકાવ્યમા બધી નાટ્યસંધિઓ હોવી જોઈએ એમ માને છે[34] આમ, એક બાજુ અલંકારશાસ્ત્રીઓ નાટકસંધિઓને મહાકાવ્યના આવશ્યક લક્ષણ તરીકે સૈદ્ધાતિક રીતે ગણાવે છે, જ્યારે બીજી બાજુ મહાકાવ્યોના મલ્લિનાથ સમેત કોઈ પણ ટીકાકારે મહાકાવ્યમા ક્યાય સંધિઓ દર્શાવી નથી, એ બાબત નોંધપાત્ર છે

આ સંદર્ભમા 'કાવ્યાદર્શ'ના એક ટીકાકાર જીવાનંદ ભટ્ટાચાર્યે શ્લો ૧૧૮ પર વિવેચન કરતા નોંધ્યુ છે કે 'यच्च कैश्चित् सन्धयो नाटकलक्षणोक्ता मुखप्रतिमुखगर्भविमर्शनिर्वहणाख्या पञ्च इति व्याख्यात तद् भ्रान्त महाकाव्यलक्षणे नाटकीयलक्षणयोगस्य असम्भवात् इति।[35] આમ, માનીને જ સંસ્કૃત મહાકાવ્યોના ટીકાકારો પણ મહાકાવ્યના લક્ષણમા સંધિ જેવા નાટ્યગત લક્ષણને જરૂરી ગણતા નથી, તેથી જ તે ક્યાય દર્શાવતા નથી ભટ્ટિકાવ્યના કોઈપણ ટીકાકારે ભટ્ટિકાવ્યમા કોઈ સ્થળે સંધિ દર્શાવી નથી જયમંગલે પ્રથમ સર્ગના અંતે કથાવસ્તુના આત્મ બીજનો, 'अनेन सीताप्राप्तिबीजमुपन्यस्तम्' એ વિધાનથી નિર્દેશ કર્યો છે બીજી અર્થપ્રકૃતિઓ કે સંધિઓ દર્શાવી નથી તેથી ભટ્ટિકાવ્યમા સંધિઓ દર્શાવવાની જરૂર જણાતી નથી

## અલંકારનિરૂપણ

ભટ્ટિકાવ્યનો દસમો સર્ગ અલંકારો ઉદાહૃત કરવાના હેતુને ધ્યાનમાં રાખીને રચવામાં આવ્યો છે. તેથી ત્યાં જે અલંકારો નિરૂપાયા છે, તે સભાનતાપૂર્વક પ્રયોજાયા છે, તેથી મહાકાવ્યમાં અલંકાર નિરૂપવાની ભટ્ટિની સાચી શક્તિનો ખ્યાલ તો બાકીના સર્ગોમાં પ્રયોજાયેલા અલંકારો પરથી જ આવે. દસમા સર્ગના અલંકારોની વિગતે ચર્ચા શાસ્ત્રકાવ્ય તરીકેના વિભાગમાં કરવી ઉચિત હોવાથી, અહીં દસમા સિવાયના સર્ગોમાં આવતા અલંકારો પૂરતી જ ચર્ચા કરી છે.

દંડીએ તો સ્પષ્ટ રીતે 'સદલંકૃતિ' એવું લક્ષણ આપ્યું છે.[35] જ્યારે ભામહ કદાચ 'ऋद्धिमत्' વિશેષણથી મહાકાવ્યમાં અલંકારની સમૃદ્ધિની આવશ્યકતા પણ સૂચવતા હશે.[37] અલંકારો, ખાસ કરીને અર્થાલંકારો મહાકાવ્યના ભાવતત્ત્વને ઉપકારક બનીને તેને સમૃદ્ધ કરે છે. આ અલંકારો કાવ્યના અર્થના અંતરંગ તત્ત્વ તરીકે પ્રયોજાય છે, ત્યારે કાવ્યની રમણીયતામાં વધારો કરે છે. આથી જ મહાકાવ્યમાં અલંકારોનું સ્થાન અલંકારશાસ્ત્રીઓએ મહત્ત્વનું ગણ્યું છે.

ટીકાકાર જયમંગલે માત્ર દસમા સર્ગમાંના અલંકારો ઓળખાવીને સંતોષ માન્યો છે, પરંતુ મલ્લિનાથ દસમા સિવાયના બાકીના સર્ગોમાં પણ અલંકારો ઓળખાવે છે અને જરૂર લાગે, ત્યાં તેની વ્યાખ્યા આપી, તે તે અલંકારની સ્પષ્ટ સમજૂતી પણ આપે છે. મલ્લિનાથે દસમા સિવાયના સર્ગોમાં ઓળખાવેલા અલંકારોની યાદી, ડૉ. એચ. આર. દીવેકરે તેમના 'Bhamaha, Bhatti and Dharmakirti' નામના સંશોધન લેખમાં આપી છે,[38] જે નીચે મુજબ છે. મલ્લિનાથે ભટ્ટિકાવ્યમાં કુલ ૩૬ અલંકાર દર્શાવ્યા છે, તેમાં દસમા સિવાયના સર્ગોમાં નીચેના ૨૫ અલંકારોનું નિરૂપણ થયું છે :

૧. અતિશયોક્તિ, ૮.૨,૭૧; ૯.૬૨; ૧૨.૧૯
૨. અર્થાન્તરન્યાસ, ૨.૬; ૬.૨૬; ૧૧.૨૪, ૧૨.૭૪; ૧૩.૯
૩. ઉત્પ્રેક્ષા ૧.૬; ૨.૩. ૪, ૧૨, ૨૫, ૪૭; ૬.૧૩; ૭.૯૭, ૯૮, ૧૦૬–૧૦૯; ૮. ૧૫, ૩૫, ૩૯, ૪૯, ૫૦, ૬૭; ૯.૨૫, ૩૪, ૫૫, ૫૬, ૬૪; ૧૧.૨, ૩, ૭, ૨૦, ૨૮; ૧૨.૩, ૬
૪. ઉદાત્ત, ૫.૨૭
૫. ઉપમા, ૧.૪, ૭, ૮; ૨.૨, ૮; ૩. ૧૯; ૪.૧૬, ૪૪; ૯.૫, ૬, ૧૩૪; ૧૧.૧૫, ૧૬, ૩૭; ૧૨.૮૪

૬ એકાવની, ૨ ૧૯
૭ કાવ્યલિંગ, ૫ ૪૨, ૪૩ ૧૩ ૧૪, ૧૩ ૧૧
૮ દૃષ્ટાંત, ૧૨ ૮૨
૯ નિદર્શના, ૮ ૮૨, ૮૨ ૧૨ ૭૭ (માલાનિદર્શના), ૧૩ ૪ , ૧૬,
૧૬, ૧૭, ૧૮
૧૦ પરિકર ૧૨ ૪૯, ૧૪ ૩૮
૧૧ પર્યાયોક્ત ૧૧ ૪૩
૧૨ ભ્રાન્તિમાન ૨ ૯, ૧૩ ૪૨
૧૩ યથાસખ્ય ૨ ૫, ૯ ૧૨૦ ૧૧ ૧, ૧૦ ૫, ૧૫ ૯
૧૪ યમક, ૮ ૧૩૦, ૨૧ ૨૧
૧૫ રૂપક, ૨ ૦૮, ૬ ૧૦૪ ૮ ૫૧ ૮ ૮ ૧૧ ૨૬
૧૬ વિરોધાભાસ, ૧ ૧, ૧૬, ૧૧ ૨૪
૧૭ વિશેષોક્તિ, ૨ ૭
૧૮ વિષમ, ૧૧ ૩૧
૧૯ વ્યતિરેક, ૫ ૬૫
૨૦ સમ, ૧ ૫
૨૧ સમાસોક્તિ, ૧૧ ૧૪
૨૨ સમુચ્ચય ૧ ૨, ૩ ૨૨, ૫ ૧ ૧૨ ૮૧ ૧૭ ૧
૨૩ સસંદેહ, ૨ ૧૮, ૪૧, ૧૧ ૧૦
૨૪ સસૃષ્ટિ, ૨ ૩ ૧૧ ૩૬, ૧૨ ૧૦ ૨૦ ૩૭
૨૫ સ્વભાવોક્તિ, ૨ ૧૩ ૧૬, ૧૭

આમ, મલ્લિનાથે ઉપરના સર્ગોમા ૨૫ અલંકારો દર્શાવ્યા છે તેમણે પોતે દસમા સર્ગમા ઓળખાવેલા અલંકારોની યાદી સાથે આ યાદીને સરખાવતા સ્પષ્ટ થાય છે કે દસમા સર્ગમા નથી એવા નીચેના આઠ અલંકારો આ યાદીમા મળે છે એકાવની, નિદર્શના, પરિકર, પર્યાયોક્ત, વિશેષોક્તિ, વિષમ, સમાસોક્તિ અને સમુચ્ચય બીજી બાજુ ગાત્ર દસમા સર્ગમા છે અને બાકીના સર્ગોમા નથી એવા ૧૧ અલંકારોના નામ નીચે મુજબ છે

અનન્વય અનુપ્રાસ અપહ્નુતિ, આક્ષેપ, ઉપમેયોપમ , કારણમાલા, તુલ્યયોગિતા પ્રતીપ, પ્રેય , શ્લેષ અને સહોક્તિ દસમા સિવાયના સર્ગોમા નિરૂપાયેલા આ ૨૫ અલંકારોનો અભ્યાસ કરતા, ભટ્ટિની કવિત્વશક્તિનો સાચો ખ્યાલ આવે છે

આમાના મોટા ભાગના અલંકારો કથાવસ્તુની સાથે વણાઈને આવેલા છે, તેથી એકદમ સ્વાભાવિક લાગે છે

આ બધા અલંકારોમા વ્યાકરણશાસ્ત્ર પર આધારિત એક ઉપમા ખાસ ધ્યાન ખેચે છે, જેમા ઉપમેય 'શબરી' અને ઉપમાન 'પ્રગૃહ્યપદ' બન્ને વચ્ચે શ્લિષ્ટ વિશેષણો દ્વારા સાધર્મ્ય દર્શાવવામા આવ્યુ છે ( ૬૧) દસમા સિવાયના આ સર્ગોમા આવતી ઉપમાઓમા ઉપમાનોનુ વૈવિધ્ય ભટ્ટિએ પ્રયોજ્યુ છે સીતાની પવિત્રતાને ઉપસાવવા તેને યજ્ઞવેદી સાથે સરખાવી છે (૭ ૪૫), તો ક્યારેક તે પૌરાણિક ઉપમાનોને નિરૂપે છે, જેમ ૬ શ્લો ૯૫ને ૩ અને શ્લો ૯૧૪મા રાવણને કલ્પાન્ત વાયુ અને કૃતાન્તનુ ઉપમાન આપવામા આવેલ છે આ મહાકવિ ઉપમા નિરૂપણમા શિક્ષણક્ષેત્રને કે વ્યાપારના ક્ષેત્રને પણ ભૂલ્યા નથી તેમણે સ્વયપ્રભાને નીચેના શ્લોકમા વિદ્યા સાથે સરખાવી છે

व्रज्यावती निरुद्धाऽक्षान् विद्येवाऽनुष्ठितक्रियान् ।
निरचिक्रमदिग्छातो वानराञ्श्रङ्क्रमावत ॥ (८ ७०)

વાનરોને, દિશાઓનુ માપ સમજાવતા સુગ્રીવને શિક્ષક સાથે સરખાવ્યો છે (૭ ૩૮) ભટ્ટિની એક અતિ સુદર ઉપમા ૧૯મા સર્ગને અતે આવે છે, જેમા રામ વડે ત્યજાએલી સીતા પોતાને, વેદીમા રેડાતી ઘીની ધારા સાથે સરખાવી, અગ્નિને પોતાનો સ્વીકાર કરવા વિનવે છે

मा दुष्टा ज्वलित वपु प्नुपाण वह्ने
स रक्ष क्षतमलिना सुहृद्यथा वा ।
एषाह क्रतुपु वसोर्याथाऽऽज्यधारा
त्वा प्राप्ता विधिवदुदीर्णदीप्तमालम् ॥ (२०३७)

આ બધા અલકારોમાથી ભટ્ટિની કવિત્વશક્તિ અને કલ્પનાશક્તિનુ સરસ રીતે પ્રતિનિધિત્વ કરતો અલકાર જોવો હોય તો તે ઉત્પ્રેક્ષા છે. ભટ્ટિકાવ્યમાની કેટલીક ઉત્પ્રેક્ષાઓ ભટ્ટિને શ્રેષ્ઠ કવિની હરોળમા મૂકી શકાય, તેવી ઉત્તમ કક્ષાની છે જેમકે,

हिरण्मयी साललतेव जङ्गमा च्युता दिव स्थास्नुरिवाचिरप्रभा ।
शशाङ्ककान्तेरधिदेवताऽऽकृति सुता ददे तस्य सुताय मैथिली ॥ (२ ४७)

અને 'કાવ્યાનુશાસન'માં ઉત્પ્રેક્ષાનું ઉદાહરણ કહ્યો છે[૩૯] વળી ભટ્ટિએ ૨ ૧૮માં નિરૂપેલો નીચેનો શ્લોક 'કાવ્યપ્રકાશ,' 'અલંકારસર્વસ્વ' અને 'સાહિત્ય-દર્પણ' જેવા અલંકારશાસ્ત્રના પ્રસિદ્ધ ગ્રંથોએ ભટ્ટિનું નામ આપ્યા સિવાય, એકાવલી અલંકારના ઉદાહરણ તરીકે ટાંક્યો છે[૪૦]

> न तज्जलं यन्न सुचारुपङ्कजं
> न पङ्कजं तद्यदलीनषट्पदम् ।
> न षट्पदोऽसौ न जुगुञ्ज यः कलं
> न गुञ्जितं तन्न जहार यन्मनः ॥ (२ १८)

'કાવ્યાનુશાસન'માં તેને અતિશયોક્તિના ઉદાહરણ તરીકે આપ્યો છે[૪૧] આજ બાબત પુરવાર કરે છે કે ભટ્ટિનું અલંકારનિરૂપણ શાસ્ત્ર પ્રમાણનું છે

આ બધા અલંકારો ઉપરાંત મલ્લિનાથે નોંધેલો અને બીજા કોઈ અલંકારશાસ્ત્રીએ નહી નોંધેલો એક અલંકાર આ મહાકાવ્યમાં સર્વત્ર છવાયેલો છે મલ્લિનાથે જણાવ્યું છે કે इह काव्ये प्रयोगवैचित्री तावदेवोऽलङ्कारः सार्वत्रिकः ।[૪૨]

મલ્લિનાથે ભટ્ટિકાવ્યમાં પ્રયોગવૈચિત્રી નામનો આ અલંકાર સાર્વત્રિક જણાવ્યો છે, જ્યારે 'કિરાતાર્જુનીય'ના શ્લો ૧૩માં અને 'શિશુપાલવધ'ના શ્લો ૧૨૫માં આ અલંકાર તેમણે દર્શાવેલો છે આ અલંકાર બીજા કોઈ ટીકાકારે દર્શાવેલો નથી અલંકારશાસ્ત્રના ગ્રંથોમાં સ્વાભાવિક રીતે આ અલંકારનો નિર્દેશ ન મળે, કારણકે ભટ્ટિકાવ્યમાં સળંગ મળતા પ્રયોગવૈચિત્ર્ય પરથી મલ્લિનાથને આ અલંકાર સૂઝ્યો હોય વળી, ભટ્ટિના કેટલાક પ્રયોગો પાણિનીય અષ્ટાધ્યાયી જોડે બંધ બેસતા ન લાગે તેથી તેનું સમાધાન કરવા પણ મલ્લિનાથે પોતે આ અલંકાર દર્શાવ્યો હોય એ પણ અસંભવિત નથી

## ઇતર લક્ષણો

દંડી મહાકાવ્યના લક્ષણમાં 'लोकरञ्जनम्' એવું વિશેષણ ઉમેરે છે,[૪૩] જ્યારે ભામહ મહાકાવ્ય લોકસ્વભાવથી યુક્ત હોવું જોઈએ એવી અપેક્ષા રાખી છે[૪૪] આ રીતે દંડીની અપેક્ષા ભટ્ટિકાવ્ય કંઈક અંશે પૂરી કરે છે, એમ કહી શકાય વિવિધ રસોનું નિરૂપણ કરતું આ કાવ્ય લોકોને ગમે તેવું છે, તેમ કહેવા કરતાં વૈયાકરણો અને મીમાંસકોને રંજન કરનારું છે, એમ કહેવું વધારે ઉચિત ગણાશે

રાજ્યગતિને નિરૂપતા આ કાવ્યમાં, કેટલેક અંશે લોકસ્વભાવનું પ્રતિબિંબ

પડે છે, જેમકે, કૈકેયીને કાનભંભેરણી કરનાર લોકોનો ઉલ્લેખ હોય કે રામના વનવાસ વખતે નગરજનોના જાતજાતના પ્રત્યાઘાતોનો નિર્દેશ હોય રાવણની રાજસભામા, રામ સાથે કઈ નીતિ અપનાવવી, એ વિશે રાવણના મુત્સદ્દીઓએ દર્શાવેલા વિવિધ મતો પણ લોકસ્વભાવનુ પ્રતિબિબ પાડે છે એમ કહી શકાય

ભામહે દર્શાવેલુ મહાકાવ્યનુ એક લક્ષણ 'नातिव्याख्येयत्व'[૪૫] ભટ્ટિકાવ્યને લાગુ પાડતા મૂઝવણ થાય તેવુ છે ભામહે આ લક્ષણ, ભટ્ટિકાવ્યના 'व्याख्येयत्व' ને ધ્યાનમા રાખીને જ, વિદ્વત્તાનુ, ખાસ કરીને શાસ્ત્રજ્ઞાનનુ પ્રદર્શન કરવા માટે સ્પર્ધા કરતા મહાકવિઓ માટે જાણે ચેતવણીરૂપ ન મૂક્યુ હોય તેમ કહી શકાય

મહાકવિ ભટ્ટિએ પોતાનુ કાવ્ય વ્યાખ્યાગમ્ય છે એ જાણવા છતા પોતે તેના પર વ્યાખ્યા કેમ નહી લખી હોય એવો પણ એક પ્રશ્ન તો થાય છે જ તેના પછી રચાયેલા વ્યાકરણને ઉદાહત કરતા બીજા શાસ્ત્રકાવ્યોમા છે તેવુ અતિવ્યાખ્યેયત્વ આ કાવ્યમા નથી, તે બાબત, તેને 'રાવણાર્જુનીય' કાવ્ય કે સસ્કૃત 'દ્વ્યાશ્રય કાવ્ય' સાથે સરખાવતા સ્પષ્ટ થાય છે આ કાવ્ય 'व्याख्यागम्य' છે, એમા તો શકા નથી, પણ તેનો વિશિષ્ટ ઉદ્દેશ ધ્યાનમા રાખતા તેનુ 'વ્યાખ્યાગમ્યત્વ' ક્ષમ્ય ગણાય

ભામહ પ્રમાણે મહાકાવ્ય અગ્રામ્ય શબ્દવાળુ અને 'અર્થ્ય' હોવુ જોઈએ,[૪૬] તે અપેક્ષા પણ ભટ્ટિકાવ્ય સારી રીતે પૂરી પાડે છે ભટ્ટિકાવ્ય અર્થસૌષ્ઠવથી સપન્ન છે, તે કહેવાની ભાગ્યેજ જરૂર છે. આ કાવ્યમા 'सुप्तिङ्‌व्युत्पत्ति'મા જે સૌષ્ઠવ રહેલુ છે, તે તિડન્તકાડમા નિરૂપિત થયેલુ છે મલ્લિનાથે પણ વ્યાખ્યાન-પીઠિકામા કહ્યુ છે કે આ કાવ્યમા 'शब्द 'शिष्टपुरस्कृत ' છે, તેજ તેનુ અગ્રામ્યત્વ પુરવાર કરવા પૂરતુ છે

પચમહાકાવ્યોના ટીકાકાર તરીકે પ્રસિદ્ધ મલ્લિનાથે આ છઠ્ઠા મહાકાવ્યની પીઠિકા લખીને, તેના કવિના વખાણ કર્યા છે, એટલુ જ નહી, પણ તેના પર ટીકા લખીને પોતાની જાતને ધન્ય માની છે આવા ઉદ્‌ગાર તેમના કુમારસભવ કે રઘુવશની ટીકામા પણ મળતા નથી

कृती भट्टिकविस्तावदीदृक् काव्यनिबन्धनात् ।
धन्या वय च तत्सूक्तिरत्नाकरपरिश्रमात् ॥[૪૭]

આમ દડી અને ભામહે આપેલા મહાકાવ્યના લક્ષણો ભટ્ટિકાવ્યને બરાબર લાગુ પડે છે તે આ મહાકાવ્યે પોતેજ 'कल्पातरस्थायि' બનીને પુરવાર કર્યુ છે[૪૮]

## ભટ્ટિની કાવ્યશૈલી

ભટ્ટિની કાવ્યશૈલીને યોગ્ય રીતે મૂલવવા માટે એનો સ્વતંત્રપણે વિચાર કરવો જરૂરી છે. બીજા મહાકાવ્યોની શૈલી સાથે એની સરખામણી થાય નહી, કારણકે ભટ્ટિએ મહાકાવ્ય ઉપરાંત વ્યાકરણના કેટલાંક સૂત્રો અને અલંકારશાસ્ત્રની વિભાવનાઓ પણ ઉદાહૃત કરવાનો ઉદ્દેશ રાખ્યો છે. આ મર્યાદા સમજીને મહાકવિ ભટ્ટિની કાવ્યશૈલીનું મૂલ્યાંકન કરવુ વધારે ઉચિત છે.

આ મહાકવિના કાવ્યમા કથાવસ્તુના કથનમા સામાન્ય રીતે વ્યાકરણનાં સૂત્રો અવરોધરૂપ થતા નથી. કથાવસ્તુનુ સાતત્ય જળવાઈ રહે એ માટે આ કવિ સતત જાગરૂક રહ્યા છે અને તેથીજ વ્યાકરણને લગતા કાંડોમા તે પ્રકીર્ણ શ્લોકો અને ભાષાસમાવેશને ઉદાહૃત કરતા તેરમા સર્ગમા અસંકીર્ણ શ્લોકો મૂકતા રહ્યા છે, છતા પ્રકીર્ણકાંડ અને અધિકારકાંડમા ક્યાંક વ્યાકરણના ઉદાહરણો કથાપ્રવાહમા સહેજ રુકાવટ કરતા લાગે, જ્યારે તિઙન્તકાંડમાં માત્ર ધાતુઓના રૂપો ઉદાહૃત કરવાના હોવાથી ત્યા કથાનક સરસ ગતિએ ચાલે છે, આમ એકંદરે કહી શકાય. વિશદતા, સમતા, ઉદાત્તતા, ભાષાશ્લેષ, અર્થવ્યક્તિ વગેરે ગુણોને લીધે, ભટ્ટિના શૈલી વૈદર્ભી શૈલીને વધારે મળતી આવે છે બીજા શાસ્ત્રકાવ્યની શૈલીમા હોય છે એવી કૃત્રિમતા કે સંદિગ્ધતાનો ભટ્ટિકાવ્યમા લગભગ અભાવ છે, એમ કહી શકાય

એમના કાવ્યમા નાના સમાસો ખાસ કરીને ભાષાસમાવેશને ઉદાહૃત કરતા તેરમા સર્ગમા, પ્રકીર્ણકાંડમા અને અધિકારકાંડમા આવે છે. તેરમા સર્ગમા એમને સંકીર્ણ શ્લોકો આપવા હોય ત્યા લાંબા સમાસ આપ્યા સિવાય છૂટકો પણ નથી તે સિવાય લાંબા કે આખા ચરણને રોકતા સમાસો ક્યાંક આવે છે, જેમકે,

> ततः क्रोधाऽनिलाऽऽपातकम्प्राऽऽस्याऽम्भोजसंहति । (૯.૧૧૮),
> अधिज्यचाप स्थिरवाहुमुष्टिरुदञ्चिताञ्जोऽञ्चितदक्षिणोरु । (૨.૩૧)

તેમની શૈલીમા ખાસ નોંધપાત્ર તત્ત્વ એ છે કે સહેજ પણ અવકાશ મળે તો ભટ્ટિ ધાતુઓના ઇચ્છાદર્શક રૂપોને પ્રયોજવાનો અવકાશ ચૂકતા નથી. ખાસ કરીને પ્રકીર્ણ અને અધિકારકાંડમા આવા રૂપો વારંવાર પ્રયોજાયા છે, જેમકે,

**प्रव्राजयिषु (૧.૯), आजिहीषु (..૫), दिधक्षन्त (૩.૩૩), विवन्दिषून् (૩.૪૮), स मिमर्दयिषमाण. (૯.૫૩), વગેરે.**

ના.શા. ૧૬.૧૨૮ પર ટીકા કરતા અભિનવગુપ્તે જણાવ્યું છે કે સન્નન્ત

(ઈચ્છાદર્શક રૂપો) નાટકમાં શોભતા નથી,[૪૯] પણ મહાકાવ્ય માટે તે દોષરૂપ નહીં ગણાતા હોય, એમ માનવું રહ્યું.

ભટ્ટિએ અધિકારકાંડના નીચેના શ્લોકોમાં, સળંગ ભૂતકૃદંત આપ્યાં છે:

जल्पितोत्क्रुष्टसंगीतप्रनृत्तस्मितवल्गितैः ।
घोषस्यान्ववदिष्टेव लङ्का पूतक्रतोः पुरः ॥ (૮.૨૯)
रामस्य शयितं भुक्तं जल्पितं हसितं स्थितम् ।
प्रक्रान्तं च मुहुः पृष्ट्वा हनूमन्तं व्यसर्जयत् ॥ (૮.૧૨૫)

તેજ પ્રમાણે દસમા સર્ગના છઠ્ઠા શ્લોકમાં પણ ઘણાં ભૂતકૃદંત મળે છે.
તેમને આવી જ રીતે એક કાળના અનેક રૂપો એકજ શ્લોકમાં આપવાનો શોખ લાગે છે, જેમકે તેમણે પ્રકીર્ણકાંડના ત્રીજા સર્ગના ૨૨મા શ્લોકમાં પરોક્ષ ભૂતકાળનાં ૬ રૂપો એકજ શ્લોકમાં આપ્યાં છે:

विचुक्रुशुर्भूमिपतेर्महिष्यः केशाल्लुलुञ्चुः स्ववपूंषि जघ्नुः ।
विभूषणान्युन्मुमुचुः क्षमायां पेतुर्बभञ्जुर्वलयानि चैव ॥

આજ રીતે આજ્ઞાર્થનાં સામટાં રૂપ આઠમા સર્ગના ૧૦મા શ્લોકમાં દર્શાવવામાં આવ્યાં છે. તેમણે સાતમા સર્ગના ૯૫.૯૮ શ્લોકોમાં સળંગ સંબંધક કૃદંતનાં રૂપોદર્શાવ્યાં છે. જેમકે, मुदित्वा, कुपित्वा, अमुडित्वा, क्लिशित्वा, उदित्वा, मुषित्वा, रुदित्वा, विदित्वा વગેરે.

દસમા સર્ગનાં શરૂઆતના ૨૧ શ્લોકોમાં ભટ્ટિએ યમકોના અનેક પ્રકાર દર્શાવ્યા, પણ તે ઉપરાંત શ્લો. ૮.૧૩૧માં અને ૧૩.૭ વગેરેમાં પણ તેમણે યમક દર્શાવ્યાં, તે પરથી ખ્યાલ આવે છે કે તેમને યમકો પ્રયોજવાનો શોખ હતો.

યમકની જેમ અનુપ્રાસ પ્રત્યેનો તેમનો પક્ષપાત પણ મહાકાવ્યમાં ઠેકઠેકાણે જણાઈ આવે છે, જેમકે, प्राणर्नुरर्च्या जगदर्चनीयम् (૨.૨૦),

बृन्दिष्ठमा...प्रेष्ठं...गरिष्ठम् । ...वंहिष्ठं.. वरिष्ठम् ॥ (૨.૪૫);
निराकरिष्णू वर्तिष्णू वर्धिष्णू... । उत्पतिष्णू सहिष्णू...खरदूषणौ ॥ (૫.૧).
उच्छ्रायवान्...जलदाऽऽरवम् । दूराऽऽप्लावं...गजाऽऽप्लवः ॥ (૭.૪૭)

એમણે ક્યારેક વ્યાકરણનાં રૂપો ઉદાહૃત કરવા તો ક્યારેક શોખને ખાતર, ભાષામાં ભાગ્યેજ વપરાતા હોય અને છતાં વ્યાકરણની તેમજ અર્થની દૃષ્ટિએ સારા હોય તેવા શબ્દો પ્રયોજ્યા છે, જેમકે, विशङ्कटः–વિશાળ (૨.૫૦), प्रोप्यपापीयान्–પરદેશ મોકલ્યા હોવાને લીધે ખૂબ પાપી (૫.૯૧), असङ्कुसाः

–ઉપવાસી (૭.૫૬), उपसरम्–રસ્તાને (૭.૬૦), सध्रीचीम्–સહધર્મચારિણીને (૬.૭) વગેરે.

એજ રીતે એમણે કેટલાક ઓછા વપરાતા ધાતુઓનો પણ ઉપયોગ કર્યો છે, જેમકે मन्तूयति–ઈર્ષ્યાથી અજંપો અનુભવે છે. (૫.૭૩), अढौकिपत–આવ્યા (૧૫.૪૯), जूजूरे–રીસ કાઢી (૧૧.૮), ववल्गुः–નાસી ગયા (૧૪.૯), वुयुन्द–સાંભળ્યું (૧૪.૭૨), અને अस्फोष्ट–ત્રાટક્યો (૧૫.૪૬).

ભટ્ટિ કેટલીકવાર શબ્દોને તેમના વ્યુત્પત્યર્થમાં પ્રયોજે છે, પછી ભલે એ અર્થ ભાષામાં કે વ્યવહારમાં રૂઢ ન હોય, દા.ત; दंदशूक–રાક્ષસ (૧.૨૬), રૂઢ અર્થ સાપ છે; फलेग्रहीन्–ફળ ઉપર નભનારા ઋષિઓ (૨.૩૩), રૂઢ અર્થ વૃક્ષ છે; पवित्र–દૂરકરનાર (૭.૮૭), રૂઢ અર્થ પંખો છે; कारुः–કર્તા (૭.૨૮), રૂઢ અર્થ કારીગર છે; आरीण–વહેતા (૧૩.૪), આ શબ્દ ઓછો પ્રચલિત છે. વ્યાકરણવિષયક ગ્રંથોમાં પણ ભટ્ટિના આવા કેટલાક પ્રયોગોની ચર્ચા થઈ છે. ભટ્ટિએ કેટલાક એવા શબ્દપ્રયોગો પણ કર્યા છે, કે જે બીજે ઓછા પ્રમાણમાં મળે છે, જેમકે, विपादशङ्कुश्च मतो निचख्ने (૩.૮)–મનમાં વિષાદનું શળ પેઠું; विद्युत्प्रणाशं म वरं प्रनष्टः (૩.૧૪)–તે એકદમ મરી જાય તે વધારે સારું છે; चकारापनसं मुखम् (૪.૩૧)–તેના મુખને નકટું કર્યું; नामग्राहमरोदीत् (૫.૫)–નામ લઈને રડી, जीवनाशं ननाश (૧૪.૩૧)–જીવથી ગયો.

મહાકવિ ભટ્ટિની શૈલીમાં કેટલાક સુંદર અર્થાન્તરન્યાસ પણ મળે છે. જેવાકે;

(૧) न मानिनी संसहतेऽन्यसङ्गमम् (૨.૬), (૨) महतां हि क्रिया नित्या छिद्रे नैवावसीदति (૬.૨૪), (૩) व्यथयति सत्पथादधिगतापवेह सम्पन्नवम् । (૧૦.૩૭), (૪) पर्याप्तिता प्रेम्णि कुतो विरुद्धा । (૧૧.૧૧), (૫) रिक्तस्य पूर्णेन वृथा विनाशः पूर्णस्य भङ्गे बहु हीयते तु ॥ (૧૨.૪૩) (૬) भवति महान् हि परार्थ एव सर्वः ॥ मूर्च्छातुरः पथ्यकटूनभन्यन्गाऽऽमयोऽत्सौ भिषजां न दोषः ॥ (૧૨.૮૨).

ભટ્ટિ કેટલીકવાર કોઈક દૃશ્ય આબેહૂબ રજૂ કરતા ઉચિત શબ્દો વાપરી આપે છે. જેમકે;

ध्यायं ध्यायं परमिवान्तं क्रान्त्वा क्रान्त्वा स्थितं क्वचित् ।
वीक्षमाणो मृगं रामश्रितवृत्तिं विसिस्मिये ॥ (૫.૫૧)

ભટ્ટિકાવ્યના મહાકાવ્ય તરીકેના મૂલ્યાંકનનું સમાપન કરતાં પહેલાં, તેમાં

પ્રાચીન વિદ્વાનોએ નોંધેલા કે આપણા ધ્યાનમાં આવેલા કેટલાક દોષોનો ઉલ્લેખ કરવો જરૂરી બની રહે છે.

'प्रासोष्ट शत्रुघ्नमुदारचेष्टमेका सुमित्रा सह लक्ष्मणेन' ॥ (૧.૧૪)-માં પ્રક્રમભંગદોષ છે, કારણ કે શત્રુઘ્ન નાનો હોવા છતાં લક્ષ્મણ કરતાં તેનો પ્રથમ ઉલ્લેખ થયો છે. આ પ્રયોગ વ્યાકરણની દૃષ્ટિએ પણ વિવાદાસ્પદ ગણાયો છે.

નીચેના બંને શ્લોકોમાં 'પુનરુક્તિ' નામનો દોષ દર્શાવી શકાય તેમ છે :

स शुश्रुवांस्तद्वचनं मुमोह राजाऽसहिष्णुः सुतविप्रयोगम् (૧.૨૦); અને आविष्कृताङ्ग...विभीषणं वाचमुवाच माता ॥ (૧૨.૧)

પ્રથમ શ્લોક ૧.૨૮માં રાજા મૂર્છા પામ્યો, તેજ તેની અસહિષ્ણુતા બતાવે છે, માટે પુનરુક્તિ છે, જ્યારે 'वाचमुवाच' શબ્દમાં પણ પુનરુક્તિ રહેલી છે.

ભોજે ભટ્ટિકાવ્યના નીચેના શ્લોકને 'વ્યર્થ' નામના દોષના ઉદાહરણ તરીકે આપ્યો છે :

आंहिपातां रघुव्याघ्रौ शरभङ्गाश्रमं ततः ।
स्वामहोपीत्तनुं वहूनौ दृष्ट्वा तौ रामलक्ष्मणौ ॥

આમાં रघुव्याघ्रौ કહ્યા પછી रामलक्ष्मणौ શબ્દ, तनुं કહ્યા પછી स्वां શબ્દ અને अहोपीत् કહ્યા પછી वहनौ શબ્દ વ્યર્થ છે. તેથી તેમજ આ શરભંગાશ્રમગમન વગેરે બાબત કથાશરીરને ઉપયોગી નથી, તેથી 'વ્યર્થ' નામનો દોષ આ શ્લોકમાં છે, તેમ ભોજે સમજાવ્યું છે.[૫૦] આ શ્લોકનો પૂર્વાર્ધ ભટ્ટિકાવ્યમાં શ્લોક ૪.૪ના પૂર્વાર્ધ તરીકે મળે છે, બાકી, ઉત્તરાર્ધ ભોજે આપ્યા કરતાં સાવ જુદોજ છે તે બાબત નોંધવા લાયક છે.

कुलभार्यां प्रकुर्वाणमहं...दशाननम् । (૮.૧૯)માં प्रकरोति નો અર્થ અભિગમન લેવો પડે છે તેને 'विरुद्धमतिकारिता' નામનો દોષ ગણાય, કારણકે प्र+कृ ધાતુનો રૂઢ અર્થ મેળવવું, જીતવું, માન આપવું એવો થાય છે.

શ્લોક ૮.૪૦માં सुराम्+अलम् ની સન્ધિ 'सुरामलम्' થતાં અશ્લીલત્વનો દોષ સ્પષ્ટ જણાય છે.[૫૧] જ્યાં વ્યાકરણના નિયમનો ભંગ હોય તેવા દોષને च्युतसंस्कृति દોષ કહેવાય છે.[૫૨] આવો દોષ ૧.૨૩, ૩.૫, ૭.૭૨ વગેરે શ્લોકોમાં પણ દર્શાવી શકાય તેમ છે. પણ પછીના વૈયાકરણોએ ભટ્ટિના આવા કેટલાક પ્રયોગોને અમુક દૃષ્ટિએ શુદ્ધ પણ ઠરાવ્યા છે, માટે આવા દોષો પર ભાર મૂકી શકાય નહીં.

કાવ્યપ્રકાશકાર મમ્મટે પરુષ વર્ણોનું પ્રાચુર્ય જ્યાં હોય ત્યાં શ્રુતિકટુત્વ નામનો દોષ કહ્યો છે. વાક્યગત શ્રુતિકટુત્વના ઉદાહરણ તરીકે ભટ્ટિનો નીચેનો શ્લોક મમ્મટે આપ્યો છે :[૫૩] अघ्यष्ट वेदांस्त्रिदशानयष्ट...(૧.૨) આ દોષ ભ.કા. ના શ્લોક ૧૩.૨૧માં પણ દર્શાવી શકાય તેમ છે.

તેમના છંદોના પ્રયોગોમાં કેટલેક સ્થળે જણાતી ક્ષતિઓની ચર્ચા છંદ અંગેની વિચારણા વખતે થઈ છે. આમ છતાં, બેવડા હેતુને કાવ્યમાં બર લાવવા માંગતા મહાકવિના આ કાવ્યમાં સમગ્ર દૃષ્ટિએ કાવ્યદોષો કરતાં કાવ્યતત્ત્વના સારા મુદ્દાઓ વધારે પ્રમાણમાં રહેલા છે એ બાબત ધ્યાનમાં રાખવી જોઈએ.

કૃતિના અંતમાં, ભટ્ટિએ આ મહાકાવ્યને માટે 'ઉક્તિમાર્ગચિત્ર,' 'સન્નિબંધ' અને 'સુસમાહિત' એવાં ત્રણ વિશેષણો પ્રયોજીને, તેમાંના વ્યાકરણપ્રયોગોના વૈચિત્ર્ય સહિતના ઉક્તિના વૈવિધ્યને, તેની સુંદર વસ્તુસંકલનાને તેમજ, 'સુસમાહિત'નો જયમંગલે આપેલો અર્થ સ્વીકારીએ તો તેની અલંકારસમૃદ્ધિ વગેરેને સૂચવી દીધાં છે.

આવા ઉજ્જ્વળ અંશો ધરાવતી ગુજરાતના મહાકવિની આ કૃતિ મહાકાવ્ય તરીકે પણ સંસ્કૃત સાહિત્યમાં આગવું સ્થાન પ્રાપ્ત કરવાની લાયકાત ધરાવે છે.

## પાદટીપો

૧. भ.का. (ज) पृ.१ : श्रीरामचरितं नाम महाकाव्यं चकार ।; भ.का. (म), व्याख्यानपीठिका, શ્લો. ૭–૮
૨. काव्यादर्श, १.१४; काव्यालंकार, १.१६
૩. साहित्यदर्पण, ६.३२०
૪. का.आ. १.१८–प्रभाव्याख्या, पृ. २१
૫. का.आ. १.१८–प्रभाव्याख्या, पृ. २१
૬. का.आ. १.१८; का.अ. १.१६.
૭. का.आ. १.१५–प्रभाव्याख्या, पृ. १७
૮. का.अ. १ १६
૯. विष्णुधर्मोत्तरपुराण, १५.६; का.आ. १.१५.
૧૦. का.आ. १.१५.
૧૧. का.आ. १.१४.

૧૨. Hooykaas, C., 'On some Arthālamkāras in the Bhaṭṭi kāvya X' *BSOAS*, xx, pp. 351-363
૧3. *Ibid.*
૧૪. वि.ध. पु., १५. १, ६, १५
૧૫. विध. पु., १५. १५
૧૬. का.अ., १.२०
૧૭. काआ., १. १६-१७
૧૮. का.आ., १. १८-११
૧૯. का.अ., १.१४
૨૦. पिङ्गलच्छन्दः सूत्र, ५.१६, हलायुधवृत्ति, पु. ६८-१०६
૨૧. भ.का. सं. (पंडित शिवदत्त), ५.५२५
૨૨. બૃહત્પિંગળ, પૃ. ૨૬૧
૨૩. सुवृत्ततिलक, ३. ८-६
૨૪. भागवृत्तिसंकलन, पृ. २८
૨૫. दुर्घटवृत्ति पृ. ८६
૨૬. બૃહત્પિંગળ, પૃ. ૩૫
૨૭. એજન, પૃ. ૩૧-૩૪
૨૮. दुर्घटवृत्ति, पृ. २१
૨૯. छन्दोमञ्जरी, २.२, पृ. १०२
૩૦. આ સૂત્ર પિંગળના છંદઃશાસ્ત્રમાં મળતું નથી
૩૧. બૃહત્પિંગળ, પૃ. ૮૪
૩૨. छन्दोमञ्जरी, पु. ६३, १२४, १७, १०३, १५६
૩૩. का.आ. १.१८-प्रभा व्याख्या, पृ. २२
૩૪. सा द. ६.३१७
૩૫. का.आ., १.१८, जीवानन्द वि. भट्टाचार्य व्याख्या, पृ. १०
૩૬. का.आ. १.१६
૩૭. का.अ. १.२०
૩૮. Diwekar H. R., 'Bhāmaha; Bhaṭṭi and Dharmakirti, *JRAS* Oct. (1929), pp. 825-841
૩૯. काव्यानुशासन, पृ. ३४६

४०. काव्यप्रकाश, १०. ५४६, अलंकारसर्वस्व, पृ. १४१; सा.द, १०.७७
४१. का. अनु. पृ. ३७०
४२. भ.का. (म), १.२
४३. का.आ., १.१६
४४. का.अ., १.२१
४५. का.अ., १.२०
४६. का.अ., १.१६
४७. भ.का. (म) व्याख्यानपीठिका, श्लो. ६
४८. का.आ., १.१६
४९. ना.शा.,वै. २.१६. १२७–अभिनवभारती, पृ. ३४६
५०. सरस्वतीकण्ठाभरण, १.४७
५१. का.प्र., ७.१५७
५२. एजन, ७. १४२
५३. एजन, ७.१७०

પ્રકરણ ૫

# ભટ્ટિકાવ્ય : શાસ્ત્રકાવ્ય તરીકે

## વ્યાકરણને ઉદાહૃત કરતા કાંડ

સંસ્કૃત સાહિત્યના પ્રથમ જ્ઞાત શાસ્ત્રકાવ્ય તરીકે આપણે ભટ્ટિકાવ્યને ઓળખીએ છીએ. એને શાસ્ત્રકાવ્ય તરીકે મૂલવીએ, તે પહેલાં શાસ્ત્રકાવ્ય વિશેની આલંકારિકોની વિભાવનાને સમજવી જરૂરી બની રહે છે.

### શાસ્ત્રકાવ્યની વિભાવના

ભટ્ટિએ પોતે એને શાસ્ત્રકાવ્ય કહ્યું નથી, પણ ભટ્ટિકાવ્યના અંતિમ સર્ગના ૩૪મા શ્લોકમાં આને 'व्याख्यागम्य काव्य' કહ્યું તે જ બાબત આની આગવી વિશિષ્ટતાનો નિર્દેશ કરે છે. ભટ્ટિએ એજ શ્લોકમાં આ કાવ્ય બુદ્ધિશાળીઓ માટે ઉત્સવ સમુ (उत्सवः सुधियामलम) કહ્યું છે, તેમાંના 'सुधियः નો અર્થ વૃત્તિકાર જયમંગલે 'શાસ્ત્રમાં ક્ષુણ્ણ બુદ્ધિવાળા' એવો કર્યો છે. આમ ભટ્ટિએ અંતિમ શ્લોકોમાં કરેલો આ નિર્દેશ સ્પષ્ટ રીતે સૂચવે છે કે આ કાવ્ય એવું છે કે જેને શાસ્ત્રના જાણકારોજ સારી રીતે સમજી શકે.

ભટ્ટિકાવ્યના બીજા ટીકાકાર મલ્લિનાથ કાવ્યની ટીકા શરૂ કરતાં પહેલાં, કવિનો હેતુ સ્પષ્ટ કરતાં કહે છે કે 'भट्टिनामा कविः रामकथामाश्रित्य पाणिनीयसूत्राणामुदाहरणं काव्यं चिकीर्षुः...निर्दिशति। આ શબ્દો પણ સ્પષ્ટ સૂચવે છે કે મલ્લિનાથને આના શાસ્ત્રકાવ્ય તરીકેના પાસાનો સ્પષ્ટ ખ્યાલ છે.

ભટ્ટિના સમકાલીન કે આગળપાછળ થઈ ગયેલા અલંકારશાસ્ત્રીઓનો શાસ્ત્રકાવ્ય વિશેનો ખ્યાલ શો છે, એ જાણવું જરા મુશ્કેલ છે, કારણ કે ભામહ, દંડી વગેરેએ શાસ્ત્રકાવ્ય વિશે સ્પષ્ટ નિર્દેશ ક્યાંય કર્યો નથી. ભામહે 'काव्यान्यपि यदीमानि...(૨.૨૦)'[1] એ જાણીતા શ્લોકમાં રામશર્માકૃત 'अच्युतोत्तर' ના સંદર્ભમાં કહ્યું છે કે જો શાસ્ત્રની માફક કાવ્યો પણ વ્યાખ્યાગમ્ય બની જાય તો બિચારા દુર્મેધસની મુશ્કેલી થશે'. આમાંથી એ તાત્પર્ય કાઢી શકાય કે વ્યાખ્યાગમ્ય શાસ્ત્રકાવ્યો માત્ર વિદ્વાનોને જ ઉપયોગી બની શકે તેમ છે, તેથી એમની મર્યાદા પ્રત્યે ભામહે ધ્યાન દોર્યું છે.

ભટ્ટિ પછીની થોડી સદીઓમાં થઈ ગયેલા અલંકારશાસ્ત્રીઓએ શાસ્ત્રકાવ્યઃ વિશે જે વિચારણા કરી છે, તેના પરથી અહીં તેની વિભાવના વિશેનો કંઈક ખ્યાલ મેળવવા પ્રયત્ન કર્યો છે. ઈ.સ. દસમી સદીમાં થઈ ગયેલા કવિ રાજશેખરે 'કાવ્યમીમાંસા'માં શાસ્ત્ર કવિના ત્રણ પ્રકારો આપ્યા છે : तत्र त्रिधा शास्त्रकविः। यः शास्त्रं विधत्ते, यश्च शास्त्रे काव्यं संविधत्ते, योऽपि काव्ये शास्त्रार्थं निधत्ते।[2] આમ રાજશેખરે ત્રણ પ્રકારના શાસ્ત્રકવિ ગણાવ્યા તે અનુસાર શાસ્ત્રકાવ્યના ત્રણ પ્રકાર પાડી શકાય, પરંતુ એમાં પાણિનીય અષ્ટાધ્યાયી, કૌટિલીય અર્થશાસ્ત્ર,' 'વાત્સ્યાયનકૃત કામસૂત્ર' આદિને વસ્તુતઃ શાસ્ત્રગ્રંથો કહેવાય. 'કામન્દકીય નીતિસાર' કે 'મનુસ્મૃતિ' કે વરાહમિહિરકૃત 'બૃહત્સંહિતા' જેવા ગ્રંથોને પદ્યબદ્ધ શાસ્ત્રગ્રંથ કહેવાય, જ્યારે ભટ્ટિકાવ્ય અને 'દ્વ્યાશ્રય' જેવી કૃતિઓનેજ શાસ્ત્રતત્ત્વ ધરાવતા કાવ્યના અર્થમાં 'શાસ્ત્રકાવ્ય' કહેવાય.

'શૃં.પ્ર'ના કર્તા ભોજ (૧૧મી સદી) ભટ્ટિકાવ્યને 'કાવ્યશાસ્ત્ર' તરીકે ઓળખાવે છે. તેમણે આપેલી કાવ્યશાસ્ત્રની વ્યાખ્યા નીચે પ્રમાણે છે :[3]

यत्रार्थः शास्त्राणां काव्ये विनिवेश्यते महाकविभिः ।
तद् भट्टिकाव्यमुद्राराक्षसवत् काव्यशास्त्रं स्यात् ॥

અહીં ભોજ ભટ્ટિકાવ્યને 'કાવ્યશાસ્ત્ર' કહે છે, જ્યારે 'રતિવિલાસ' અને 'કામંદકીય નીતિસાર' જેવા ગ્રંથોને શાસ્ત્રકાવ્ય કહે છે.

ક્ષેમેન્દ્ર (૧૧મી સદી) 'સુવૃત્તતિલક' માં ભટ્ટિ, ભૌમક વગેરેના કાવ્યને 'કાવ્યશાસ્ત્ર' અને ચતુર્વર્ગપ્રાય તેમજ બધા પ્રકારનો ઉપદેશ આપનારા કાવ્યને 'શાસ્ત્રકાવ્ય' કહે છે.[4] ક્ષેમેન્દ્ર પછીના કોઈ અલંકારશાસ્ત્રીએ શાસ્ત્રકાવ્ય કે કાવ્યશાસ્ત્ર વિશે વિચારણા કરી નથી. આધુનિક કાળમાં, કાવ્યશાસ્ત્રનો અર્થ કાવ્યનું શાસ્ત્ર એટલે કે અલંકારશાસ્ત્ર કરવામાં આવે છે, જ્યારે ભટ્ટિકાવ્ય જેવાં કાવ્યોને શાસ્ત્રકાવ્ય તરીકે ઓળખવામાં આવે છે.

આ બધી ચર્ચા પરથી એ ખ્યાલ આવે છે કે અલંકારશાસ્ત્રીઓએ પણ ક્યાંય કાવ્ય અને શાસ્ત્રકાવ્ય વચ્ચેનો તફાવત સ્પષ્ટપણે દર્શાવ્યો નથી. આપણી પાસે ઉપલબ્ધ મહાકાવ્યોના નમૂનાઓના આધારે એ તફાવત ટૂંકમાં આમ દર્શાવી શકાય.

કાવ્યના પણ બે પ્રકાર પાડી શકાય. પ્રથમ પ્રકારમાં કાલિદાસ જેવાનાં મહાકાવ્યો આવે છે જેને સાચા અર્થમાં શુદ્ધ કાવ્યો (pure poetry) કહી શકાય.

તે કાવ્યો કવિની સ્વયંભૂ પ્રેરણાથી રચાતાં હોય છે. તેમાં સામગ્રી અને સ્વરૂપ કાવ્યવિષયક હોય છે અને તેમાં જે અલંકારો, ગુણો વગેરે નિરૂપાયા હોય છે તે કવિને સહજ રીતે સ્ફુરેલાં હોય છે.'

ભારવિ અને માઘનાં મહાકાવ્યો સહેજ જુદાં પ્રકારનાં મહાકાવ્યો છે. તેમાં કવિની સ્ફુરણા કરતાં બીજાં કેટલાંક બળો વધારે ભાગ ભજવે છે. તે કાવ્યોમાં પણ સામગ્રી અને સ્વરૂપ તો કાવ્યનાંજ હોય છે, પણ તેમાં પાંડિત્યનું પ્રદર્શન કરવા માટે કે કાવ્યકલાનો કસબ દર્શાવવા માટે અલંકારો, ગુણો, કાવ્યગન્ધો વગેરે હેતુપૂર્વક પ્રયોજીને બાહ્યસ્વરૂપને શણગારવા પર વધારે ભાર મૂકાયો હોય છે.

શાસ્ત્રકાવ્યો કાવ્યથી મુખ્યત્વે સામગ્રીની બાબતમાં વધારે જુદા પડે છે. આવાં કાવ્યો પૈકીનાં ઘણા કાવ્યોમાં કાવ્યની સામગ્રી કરતાં શાસ્ત્રની સામગ્રી વધારે મહત્ત્વની હોય છે. તેવાં કાવ્યોમાં કથાનક માત્ર અવલંબનરૂપે જ રહેલું હોય છે. મોટાભાગનાં શાસ્ત્રકાવ્યોમાં કાવ્યતત્ત્વની અવગણના કરવામાં આવી હોય છે. આ કાવ્યો કાવ્યના બાહ્ય કલેવરનો ઉપયોગ કરીને શાસ્ત્રને સઘનપણે ઉદાહૃત કરવાનું લક્ષ્ય સાધવા માગતા હોય છે, તેથી આવાં કાવ્યો ઘણીવાર દુર્બોધ બની જાય છે. અને તેમને સમજવા વ્યાખ્યાની જરૂર રહે છે, તેથી 'વ્યાખ્યાગમ્યત્વ' તેમને બીજાં કાવ્યોથી જુદાં પાડે છે.

ભટ્ટિકાવ્ય એક 'વ્યાખ્યાગમ્ય' શાસ્ત્રકાવ્ય જરૂર છે, પણ એ બીજાં શાસ્ત્ર-કાવ્યો કરતાં સાવ જુદું પડે છે, કારણકે એમાં શાસ્ત્રનો અતિરેક ટાળવા મહાકવિ ભટ્ટિ સતત જાગરૂક રહ્યા છે. તેમાં કાવ્યના સૌંદર્યને ખાસ આંચ ન પહોંચે, એ રીતે શાસ્ત્ર ઉદાહૃત કરવાનો પ્રયત્ન થયો છે. આથી જ આ કાવ્યને માત્ર પદ્યબદ્ધ શાસ્ત્રગ્રંથ નહીં, પરંતુ ખરા અર્થમાં 'શાસ્ત્રકાવ્ય' કહી શકાય એવું છે, કારણકે એમાં શાસ્ત્ર અને કાવ્ય બંનેને પૂરતો ન્યાય આપવામાં આવ્યો છે.

## કાવ્યશાસ્ત્રમાં વ્યાકરણ

ભટ્ટિકાવ્યમાં કાવ્યશાસ્ત્ર અને વ્યાકરણ બંનેને ઉદાહૃત કરવામાં આવ્યા છે તે બાબત પરથી એ વિચાર આવે છે કે ભટ્ટિને આ પ્રેરણા પોતાની પૂર્વેના કોઈ અલંકારશાસ્ત્રી પાસેથી તો નહીં મળી હોય? આજે આપણી પાસે જે અલંકારશાસ્ત્રના ઉપલબ્ધ ગ્રંથો છે, તેમાં 'ભરતનાટ્યશાસ્ત્ર' સિવાય બધા ગ્રંથો ભટ્ટિની નજીકમાં કે તેમના પછી લખાયેલા છે. પણ ભામહ, વામન વગેરે જે રીતે તેમના કાવ્યશાસ્ત્ર પરના ગ્રંથોમાં વ્યાકરણને સાંકળે છે, તે પરથી લાગે છે કે આ

પરંપરા પહેલેથી જ ચાલી આવતી હશે. આ સંદર્ભમાં 'ના.શા.' ઉપરાંત બીજા અનંકારના ગ્રંથોમાં પણ જોવા મળતી વ્યાકરણની ચર્ચાનો ટૂંકામાં ઉલ્લેખ કરવો અહીં અસ્થાને નહીં ગણાય.

ભરતમુનિએ 'ના.શા'ના ચૌદમા અધ્યાયમાં વ્યાકરણની કેટલીક અગત્યની સંજ્ઞાઓની, જેમકે વ્યંજન, સ્વરસંધિ, નામ, આખ્યાત, ઉપસર્ગ, નિપાત, તદ્ધિત, વગેરેની વ્યાખ્યા આપી છે. આમ નટની સર્વાંગીણ શિક્ષાને ધ્યાનમાં રાખીને ભરતે નાટ્યશાસ્ત્ર અને વ્યાકરણજ્ઞાનને સાંકળ્યા છે.[૫] ના.શા.ના ટીકાકાર અભિનવે પણ આ બધી સંજ્ઞાઓને ઉદાહરણ સાથે વ્યાકરણશાસ્ત્રની દષ્ટિએ સમજાવી છે.[૬]

ભટ્ટિના સમકાલીન ભામહે પોતાના 'કાવ્યાલંકાર' નામના ગ્રંથમાં આખો છઠ્ઠો પરિચ્છેદ વ્યાકરણજ્ઞાનની આવશ્યકતા પર લખ્યો છે.[૭] તેમાં તેમણે ચોક્ખું કહ્યું છે કે આ દુરવગાહ વ્યાકરણરૂપી સમુદ્રને પાર કર્યા વિના કોઈ વ્યક્તિ શબ્દ રત્ન સુધી પહોંચવામાં સમર્થ નથી, આ પરિચ્છેદમાં તેમણે શબ્દની વ્યાખ્યા, શબ્દનું સ્વરૂપ, શબ્દના વિભાગ તેમજ વ્યાકરણના પ્રયોજવા લાયક અને ન પ્રયોજવા લાયક પ્રયોગોની ચર્ચા કરી છે.[૮]

વામને પણ 'કાવ્યાલંકારસૂત્ર'માં પ્રાયોગિક નામના પાંચમાં અધિકરણમાં 'શબ્દશુદ્ધિ' નામનો એક અધ્યાય આપ્યો છે. તેમાં તેમણે અનેક પ્રયોગોની તેને લગતાં વ્યાકરણના સૂત્રો ટાંકીને ચર્ચા કરી છે.[૯]

રાજશેખરે 'કાવ્યમીમાંસા'માં 'પદવાક્યવિવેક' નામના છઠ્ઠા અધ્યાયમાં પદની ચાર પ્રકારની વૃત્તિઓનો નિર્દેશ કરી, દસ પ્રકારનાં વાક્યોની વિગતવાર ચર્ચા કરી છે.[૧૦]

'વક્રોક્તિજીવિત'ના કર્તા કુન્તકે, તે ગ્રંથના બીજા ઉન્મેષમાં, સંવૃત્તિવક્રતા, પ્રત્યયવક્રતા, ક્રિયાવૈચિત્ર્ય વગેરે જે વક્રતાઓ દર્શાવી છે, તે બધી વ્યાકરણ પરજ આધારિત છે.[૧૧]

ભોજે 'શૃં.પ્ર.' ના પ્રથમ ૭ પ્રકાશ–પ્રકૃત્યાદિ, પ્રાતિપદિકાદિ, વગેરેમાં વ્યાકરણવિષયક બાબતો જેવી કે પ્રાતિપદિક અને તેના પ્રકારો, પદ અને વાક્યનો અર્થ, વિભક્તિનો અર્થ વગેરે બાબતો ચર્ચી છે.[૧૨]

ક્ષેમેન્દ્રે 'ઔચિત્યવિચારચર્ચા'માં દર્શાવેલા ઔચિત્યના પ્રકારોમાં કારક લિંગ અને વચન વગેરેનું ઔચિત્ય વ્યાકરણની દષ્ટિએજ દર્શાવ્યું છે.[૧૩] આમ

અલંકારશાસ્ત્રીઓ તેમની કાવ્યશાસ્ત્રની મીમાંસામાં વ્યાકરણને ઘનિષ્ટપણે સાંકળીને આવ્યા છે.[૧૪] પણ નરોએ તથા કવિઓએ વ્યાકરણ સારી રીતે જાણવું આવશ્યકજ નહીં, અનિવાર્ય પણ છે એ દૃષ્ટિએ નાટ્યશાસ્ત્ર તથા કાવ્યશાસ્ત્રમાં વ્યાકરણને લગતો અધ્યાય કે ખંડ સમાવાય એ એક વાત છે જ્યારે કાવ્યમાં કથાવસ્તુ સાથે ક્યારેક વ્યાકરણના તથા ક્યારેક અલંકારશાસ્ત્રના સિદ્ધાંતોને સંકલિત કરીને રજૂ કરવામાં આવે એ સાવ જુદીજ વાત છે. આ દૃષ્ટિએ ભટ્ટિએ આ સાવ નવુંજ પ્રસ્થાન કર્યું છે એમાં કોઈ શંકા નથી.

## વ્યાકરણશાસ્ત્રને લગતા કાંડ

આ કાવ્યની શરૂઆત વ્યાકરણને લગતા પ્રકીર્ણકાંડથી શરૂ થતી હોઈ તેના વ્યાકરણશાસ્ત્રને લગતા કાંડોની ચર્ચા પ્રથમ કરી છે. ભટ્ટિકાવ્યના વ્યાકરણને લગતા ત્રણ કાંડ છે: પ્રકીર્ણકાંડ, અધિકારકાંડ અને તિઙન્તકાંડ. તે ભટ્ટિકાવ્યના ૧૬૨૬ શ્લોકોમાંથી ૧૩૬૭ શ્લોકો રોકે છે, એટલે કે લગભગ ૮૪% ભાગમાં વ્યાકરણનાં સૂત્રો ઉદાહૃત થયાં છે.

આ ત્રણ કાંડોમાં પ્રકીર્ણકાંડ પ્રથમ સર્ગના પ્રથમ શ્લોકથી પાંચમા સર્ગના ૯૬મા શ્લોક સુધી ચાલે છે, અધિકારકાંડ પાંચમા સર્ગના ૯૭મા શ્લોકથી શરૂ થઈ નવમા સર્ગના અંત સાથે પૂરો થાય છે, જ્યારે તિઙન્તકાંડ પ્રસન્નકાંડ પછી આવે છે અને ચૌદમા સર્ગથી શરૂ થઈ, બાવીસમા સર્ગના અંતે પૂરો થાય છે.

ભટ્ટિએ વ્યાકરણશાસ્ત્રને લગતા આ કાંડોની પૂરો વિચાર કરીને વ્યવસ્થા કરી છે. તેમણે કથાવસ્તુની અનુકૂળતાને અગ્રતા આપી આ કાંડોની ગોઠવણી કરી છે. યુદ્ધકાંડના ભાગને વર્ણવતા સર્ગોમાં, જુદા જુદા કાળ અને અર્થોને ઉદાહૃત કરવાની ક્ષમતા રહેલી જોઈ, તેમણે તે સર્ગોમાં તિઙન્તને લગતાં સૂત્રોને ઉદાહૃત કર્યાં, જ્યારે શરૂઆતના પાંચ સર્ગમાં, રામાયણકથાના પ્રસંગોનો સંક્ષેપ કરીને કથાવસ્તુ ખૂબ ઝડપથી આગળ વધારવાનું હતું, તેથી તે સર્ગોમાં સૂત્રોને વ્યવસ્થિત ઉદાહૃત કરવા જાય તો કથાવસ્તુમાં અવરોધ આવે તેમ હતું, તેથી તે સર્ગોમાં પ્રકીર્ણસૂત્રોને ઉદાહૃત કર્યાં.

તેમણે છઠ્ઠાથી નવમા સર્ગનું એવું આયોજન કર્યું છે કે કથાવસ્તુ ધીમે ધીમે આગળ વધતી જાય અને અધિકારોની નીચે આવતાં સૂત્રો ક્રમપૂર્વક ઉદાહૃત થતાં જાય. તેને તેમણે 'અધિકારકાંડ' એવું નામ આપ્યું. આમ વ્યાકરણ અંગેના આ ત્રણે કાંડમાં ભટ્ટિ પ્રથમથી યોજના નક્કી કરીને સૂત્રો ઉદાહૃત કરતા ગયા.

## ૧ પ્રકીર્ણકાંડ

ભટ્ટિકાવ્યના પ્રથમ પાંચ સર્ગને (૧-૫૯૬) 'પ્રકીર્ણકાંડ' એવું જે નામ આપવામાં આવ્યું છે, તે જૂની હસ્તપ્રતોને આધારે જયમંગલે આપ્યું હશે એમ લાગે છે, કારણ કે '$E_2$' નામની એક હસ્તપ્રતની પુષ્પિકામાં 'इति भट्टिकाव्ये प्रकीर्णकाण्डे चतुर्थः सर्गः' એવું લખાણ મળે છે.[૧૫] આ પરથી એમ પણ કહી શકાય કે કદાચ ભટ્ટિના સમયથીજ આ કાંડોના નામ વિશેની પરંપરા ચાલી આવતી હશે 'પ્રકીર્ણકાંડ' એવું નામ, કાવ્યના શરૂઆતના આ સર્ગોને એટના માટે આપવામાં આવ્યું છે કે તેમાં પ્રકીર્ણ એટલે કે છૂટાછવાયા સૂત્રો ઉદાહૃત થયા છે જ્યારે જ્યારે સંસ્કૃત ભાષા ગદ્યમાં કે પદ્યમાં પ્રયોજાતી હોય, ત્યારે અમુક સૂત્રો સ્વાભાવિક રીતે જ ઉદાહૃત થતા હોય છે. આ કાંડમાં વિશેષતા એ છે કે ભટ્ટિએ ઉદાહૃત કરવા ધારેલા સૂત્રોમાંથી અમુક અધિકારકાંડમાં અને અમુક તિઙન્તકાંડમાં ઉદાહૃત થયા બાકી રહેલા અને છતાં આયોજન પ્રમાણે ઉદાહૃત કરવા ધારેલા સૂત્રોને પ્રકીર્ણ રીતે રજૂ કરવાના રાખ્યા, જે આ કાંડમાં આવ્યા કાવ્યના આદિમ સર્ગોમાં જ આ સૂત્રો બંધ બેસે તેમ હોઈ આ 'પ્રકીર્ણકાંડ' તેમણે પહેલો નાંધ્યો

'પ્રકીર્ણકાંડ'નું કથાવસ્તુ, રાજા દશરથને ત્યાં રામનો જન્મ થાય છે, ત્યાંથી શરૂ થાય છે અને સીતાને શોધવા નીકળેલા રામ ઘવાયેલા જટાયુને મળે છે, ત્યાં પૂરું થાય છે આ કાંડમાં કુલ ૨૭૯ શ્લોકો આવેલા છે.

'પ્રકીર્ણકાંડ'માં ઉદાહૃત થતા પાણિનિના સૂત્રોને જયમંગલ અને મલ્લિનાથ બંનેએ પ્રત્યેક શ્લોકમાં દર્શાવ્યા છે તે સૂત્રોને પાણિનીના અષ્ટાધ્યાયીના ક્રમ પ્રમાણે ગોઠવી, તેમની (પરિશિષ્ટમાં આપેલી) યાદી તૈયાર કરતાં સ્પષ્ટ થાય છે કે આ કાંડમાં ત્રીજા અને પાંચમા અધ્યાયના સૂત્રો પ્રમાણમાં વધારે પ્રયોજાયા છે.

આ પ્રકીર્ણકાંડમાં માત્ર ૨૭૯ શ્લોકોમાં લગભગ ૧૧૧૮ જેટલા સૂત્રો ઉદાહૃત થયા છે, જ્યારે તિઙન્તકાંડના ૫૫૭ શ્લોકમાં માત્ર ૩૨૧ જેટલા જ સૂત્રો ઉદાહૃત થયા છે આ પરથી જ ધ્યાન આવે છે કે પ્રકીર્ણકાંડમાં પ્રત્યેક શ્લોક ઠીક વધારે સૂત્રો ઉદાહૃત થયા છે, કારણ કે પેલા બન્ને કાંડમાં ઉદાહૃત ન થઈ શકે એવા બધા સૂત્રોને અહીં સમાવવાના હતા

પ્રકીર્ણકાંડમાં ઉદાહૃત થયેલા પ્રયોગોની બાબતમાં બીજી એક નોંધપાત્ર વસ્તુ એ છે કે બીજા કાંડોની સરખામણીમાં પ્રકીર્ણકાંડમાં ભટ્ટિએ નવતર

પ્રયોગો વધારે કર્યા જણાય છે. વ્યાકરણશાસ્ત્રના ગ્રંથોમાં ભટ્ટિના જે પ્રયોગો વિવાદાસ્પદ તરીકે નોંધાયા છે, તેમાના મોટા ભાગના પ્રકીર્ણકાંડમાંના છે. તેથી એમ પણ કહી શકાય કે આ કાંડમાં પાણિનીય અષ્ટાધ્યાયીના અધ્યાયોમાં આવતા ક્રમ પ્રમાણે સૂત્રો ઉદાહરણ કરવાનું ભારણ ન હોવાને લીધે, ભટ્ટિની વ્યાકરણ-વિષયક મૌલિકતાને વધારે અવકાશ મળ્યો છે.

અધિકારકાંડ અને તિઙન્તકાંડની સરખામણીમાં, કવિત્વની દષ્ટિએ પણ આ કાંડ ચઢિયાતો છે, એ બાબત પણ નોંધ્યા વગર ચાલે તેમ નથી. વ્યાકરણનાં સૂત્રોનાં ઉદાહરણ આપતાં આપતાં પણ ભટ્ટિ સુંદર કાવ્યરચના કરી શકે છે, એની પ્રતીતિ પ્રકીર્ણકાંડમાં ઘણે સ્થળે થાય છે, દા.ત. ત્રીજા સર્ગના પ્રારંભમાં આવતા શરદઋતુના વર્ણનમાં, રામના વનવાસમાં જતી વખતના ઉદ્‌ગારોમાં (૩.૧૨–૧૪) અને શૂર્પણખાએ રાવણને કરેલા સંબોધનમાં (૫.૬–૨૨).

નક્કી કરેલી યોજના મુજબ આ કાંડમાં એમણે, સમાસ અંગેના તેમજ બીજાં મહત્ત્વનાં સૂત્રોને આવરી લેવાય તે રીતે શબ્દો ખાસ પસંદ કર્યા છે, તે જણાઈ આવે છે. આ તેમની દષ્ટિનો સ્પષ્ટ ખ્યાલ નીચેના બે ત્રણ શ્લોકોમાં ઉદાહૃત થયેલાં સૂત્રો પરથી આવશે, જેમકે, (૧) શ્લો. ૧.૧૧માંના 'लताऽनुपातम्' એ સમાસમાં ૩.૪.૫૬, ૮.૧.૪, અને ૨.૨.૨૧ એ ત્રણ સૂત્રો ઉદાહૃત થયાં છે. (૨) શ્લો. ૨.૪૩ માંનાં 'दित्सुः' શબ્દમાં ૭.૪.૫૪, ૭.૪.૫૮, ૭.૪.૭૯ અને ૩.૨.૧૬૮ એ ચાર સૂત્રો ઉદાહૃત થયાં છે; 'नदीष्णाः' એ શબ્દમાં ૩.૨.૪, ૬.૪.૬૪ અને ૮.૩.૮૯ એ ત્રણ સૂત્રો ઉદાહૃત થયાં છે; 'गिरीज्ञान्'માં ૩.૧.૧૩૫ સૂત્ર ઉદાહૃત થયું છે અને 'मर्त्यमुख्यः'માં ૫.૩.૧૦૩ સૂત્ર ઉદાહૃત થયું છે; (૩) તેજ રીતે શ્લો. ૪.૧૭માં આવતા 'सुपात्' સમાસમાં ૫.૪.૧૪૦, ૪.૧.૮ એ બે સૂત્રો અને 'द्विरदनासोरुः'માં ૪.૧.૬૯, અને ૩.૩.૧૧૮ એ બે સૂત્રો ઉદાહૃત થયાં છે. (૪) આજ પ્રમાણે શ્લો. ૫.૪૧માં 'गेहेनर्दिनम्' સમાસમાં ૨.૧.૪૮ અને 'कुब्रह्मयज्ञके'માં ૨.૨.૧૮ અને ૫.૪.૧૦૫ એ બે સૂત્રો ઉદાહૃત થયાં છે.

## ૨. અધિકારકાંડ

ભટ્ટિકાવ્યનો અધિકારકાંડ, પાંચમા સર્ગના છેલ્લા ૧૨ શ્લોકો (૯૭–૧૦૮), છઠ્ઠો સર્ગ, સાતમો સર્ગ, આઠમો સર્ગ અને નવમા સર્ગનો બનેલો છે. જયમંગલ અને મલ્લિનાથ બંને પણ એને અધિકારકાંડ તરીકે ઓળખાવે છે. જયમંગલ પાંચમા સર્ગની પુષ્પિકામાં તેને 'અધિકારકાંડ' એવું નામ આપે છે, કારણકે

અહીં તિઙન્તકાંડ સમાપ્ત થાય છે અને તેની સાથે ભટ્ટિકાવ્ય પણ પૂરું થાય છે. તિઙન્તકાંડમાં કવિનું લક્ષ્ય કથાવસ્તુનો વિશાળ પટ આવરવાની સાથે સાથે તે તે કાળનાં વિવિધ રૂપોને ઉદાહૃત કરવામાં કેન્દ્રિત થયેલું છે, છતાં આ કાંડમાં તેમની શૈલી દુર્બોધ લાગતી નથી. ઊલટું ભટ્ટિકાવ્યનાં બીજા કાંડોની ખાસ કરીને પ્રકીર્ણકાંડ અને અધિકાર કાંડની સહેજ અઘરી શૈલીની સરખામણીમાં આ કાંડની શૈલીની સરળતા ધ્યાન ખેંચે તેવી છે.

## વ્યાકરણવિષયક ઉદાહરણો આપવાની પદ્ધતિ

મહાકવિ ભટ્ટિ, વ્યાકરણનાં સૂત્રોને ઉદાહૃત કરતા, કથાવસ્તુને અવરોધ ન થાય માટે, નીચેની બાબતો છોડી દે છે:

(૧) પાણિનીય વ્યાકરણમાં આવતાં વૈદિક પ્રક્રિયાને લગતાં સૂત્રો તે છોડી દે છે, પછી ભલે તે અધિકારોની અંતર્ગત આવતાં હોય દા.ત. સર્ગ ૭.૧–૨૭ માં ઉદાહૃત થયેલો તાચ્છીલિક અધિકાર ૩.૨.૧૩૪–૧૩૮ સૂત્રો સુધી ચાલે છે, તેમાં તેમણે ૧૩૭, ૧૩૮, ૧૭૦, ૧૭૧, એ ચાર સૂત્રો છોડી દીધાં છે.

(૨) સામાન્ય રીતે તેઓ અધિકારોની અંતર્ગત આવતાં બધાં સૂત્રો દર્શાવે છે, પણ તેમાંનાં પણ કેટલાંક સૂત્રો કથાવસ્તુમા તે તે જગ્યાએ બંધબેસતાં ન હોય તે છોડી દે છે, દા. ત. ડિત્વાધિકારમાં (૧.૨.૧–૨૬) हनः सिच्। ૧.૨.૧૪ સૂત્ર ઉદાહૃત થઈ શક્યું નથી, કારણકે તેનાં ઉદાહરણ તરીકે आहत, आहसत જેવાં રૂપો થાય, જે શ્લો.૭.૧૦૧માં કે આજુબાજુ કોઈરીતે બંધ બેસે તેમ નથી. તેજ પ્રમાણે તાચ્છીલિક અધિકાર નીચે આવતાં સૂત્રોમાંથી यश्च यङः । (૩.૨.૧૭૬) છોડી દેવું પડ્યું છે, કારણકે તેનું ઉદાહરણ 'यायावर' કથાવસ્તુમાં તે સ્થળે બંધબેસે તેમ ન હતું.

આજ પ્રમાણે पत्वाधिकार ની અંતર્ગત આવતુ सहेः साडः सः । (૮.૩.૫૬). શ્લો ૯.૬૭માં ઉદાહૃત ન થઈ શક્યુ, કારણકે જયમંગલે દર્શાવ્યુ છે તેમ તે તેની પહેલાં આવતા ૩.૨.૬૩ સૂત્રને લીધે વૈદિક પ્રક્રિયાનું ગણાય.

આમ અધિકારકાંડ કે જેમાં ભટ્ટિને વ્યાકરણનાં સૂત્રો અધિકારની અંદરના ક્રમ પ્રમાણે અને સઘનપણે ઉદાહૃત કરવાં હતાં, તેમાં પણ કથાપ્રવાહ સાથે સુસંગત ન થાય તેવાં સૂત્રો તેમને છોડી દેવાં પડ્યાં છે, તે દર્શાવે છે કે ભટ્ટિ આ બાબતમાં હઠાગ્રહી નથી.

પ્રકીર્ણકાંડમાં કે અધિકારકાંડમાં પણ તેમણે આખા સૂત્રને પૂરેપૂરી રીતે ઉદાહૃત કરવાનો આગ્રહ નથી રાખ્યો, પછી તે સૂત્ર, સંજ્ઞા, પ્રત્યાહાર, ગણ, નિપાત કે ધાતુઓને લગતું હોય, જેમકે,

(૧) શ્લો. ૫.૧૦૬માં ઉદાહૃત થયેલ इजादेश्च गुरुमतोऽनृच्छः । (૩.૧.૩૬) સૂત્રમાંથી इजादि ધાતુઓમાંથી માત્ર इह ધાતુનો દાખલો આપ્યો છે, જેમકે इहाञ्चक्राते.

(૨) શ્લો. ૭.૧૦૨માં स्थाघ्वोरिच्च (૧.૨.૧૭) સૂત્ર ઉદાહૃત થયું છે. આ સૂત્ર स्था ધાતુ અને घुसंज्ञक ધાતુઓ दा અને धा ને લાગુ પડે છે. તેમાંથી માત્ર स्था ધાતુનુ અદ્યતન ભૂતકાળનું 'प्रास्थिपत' રૂપ આપ્યું છે.

(૩) શ્લોક ૪.૧૪માં तिष्ठद्गुप्रभृतीनि च (૨.૧.૧૭) સૂત્ર ઉદાહૃત થયું છે, પણ તેમણે तिष्ठद्गु ગણના બધા શબ્દો આપવાનો લોભ રાખ્યા સિવાય आतिष्ठद्गु શબ્દ જ આપીને સંતોષ માન્યો છે.

(૪) તેજ પ્રમાણે શ્લોક ૫.૭૨ માં ઉદાહૃત થતા ऊर्यादिच्वि...। (૧.૪.૬૧) સૂત્રમાંના 'सजूःकृत्य' શબ્દને આપીને 'ऊर्यादि' ગણના બીજા શબ્દોને છોડી દીધા છે.

(૫) આજ પ્રમાણે કોઈ સૂત્રમાં અનેક ધાતુઓનો નિર્દેશ થયો હોય તો તેમાંથી એક જ ધાતુ દર્શાવવાનો સંયમ દાખવ્યો છે. જેમકે,

गतिबुद्धि...। (૧.૪.૫૨) સૂત્ર શ્લોક ૮.૮૨માં ઉદાહૃત થયું છે, તો તેમાં તેમણે ગત્યર્થક અને બુદ્ધ્યર્થક ધાતુઓનાં ઉદાહરણો દર્શાવીને બાકીના ધાતુઓને છોડી દીધા છે. શ્લો. ૭.૧૬માં ઉદાહૃત થતા क्रुधमण्डार्थेभ्यश्च । (૩.૩.૧૫૧) માં मड ધાતુને જ 'मण्डनाः' દ્વારા ઉદાહૃત કર્યો છે. મંડન અર્થ દર્શાવતાં भूष વગેરે બીજા ધાતુઓનાં રૂપો આપ્યાં નથી.

ભટ્ટિકાવ્યમાં નિપાતનને લગતાં ઠીકઠીક સૂત્રો कृदधिकार નીચે ઉદાહૃત થયાં છે. આમાંથી પણ તેઓ સૂત્રમાં નિર્દેશેલા બધા નિપાતનોને ઉદાહૃત ન કરી શકાય, તેથી એકાદને પસંદ કરે છે. જેમકે ૩.૧.૧૩૦ સૂત્રમાંથી તેમણે कुण्डपाय्य શબ્દને અને ૩.૧.૧૩૧માંથી उपचाय्य શબ્દને શ્લો. ૬.૬૭ માં દર્શાવ્યો છે. ૩.૧.૧૨૯ જેટલા લાંબા સૂત્રમાંથી તેમણે માત્ર निकाय्य શબ્દ દર્શાવ્યો (૩.૬૬) અને બાકીના શબ્દો છોડી દીધા છે.

ધાતુઓને લગતાં સૂત્રો તિઙન્તકાંડ સિવાય પ્રકીર્ણકાંડ અને અધિકારકાંડમાં પણ ઘણે સ્થળે ઉદાહૃત કરવામાં આવ્યાં છે, અને તેમાં પણ તેઓ ખૂબ વિવેકપૂર્વક ઉદાહરણો આપે છે, જેમકે,

(૧) તેઓ ધાતુઓને લગતાં સૂત્રોમાંથી પણ જે ધાતુઓ ભાગ્યે જ વપરાતા હોય, તેમને દર્શાવતા નથી, જેમકે શ્લો. ૬.૩૦ માં ઉદાહૃત થયેલા ૩.૧.૫૮ સૂત્રમાંથી એમણે શરૂઆતના ग्रुचु અને ग्लुचु ધાતુઓને છોડી દીધા છે.

(૨) ક્યારેક વળી કથાવસ્તુને અનુકૂળ હોય તો કવિ જે તે અધિકારમાંથી શક્ય તેટલા ધાતુઓને પ્રયોજે છે, જેમકે શ્લો. ૬.૩૫–૩૯માં श्रम् પ્રકરણ ઉદાહૃત કરતાં, તેમણે रुधादिगण ના ૨૫ માંથી ૧૩ ધાતુઓને પ્રયોજ્યા છે.

(૩) ધાતુઓને અમુક અર્થોમાં લાગતા પ્રત્યયને લગતાં સૂત્રો હોય તો પણ તેમાંથી બધા અર્થોને દર્શાવવાને બદલે એકાદ અર્થમાં લાગતો પ્રત્યય તે દર્શાવે છે, જેમકે શ્લો ૫.૩૦માં कृञो हेतुताच्छील्यानुलोम्येषु। (૩.૨.૨૦) સૂત્રમાંથી 'હેતુ'ના અર્થને દર્શાવતો માત્ર त्रपाकरः શબ્દ જ આપ્યો છે. ताच्छील्य, आनुलोम्य વગેરે અર્થમાં कृञ् ને લાગતો ट પ્રત્યય દર્શાવ્યો નથી.

તેજ પ્રમાણે ૧.૩.૩૨ સૂત્રમાં कृञ् પ્રત્યયનું 'गन्धन', 'अवक्षेपण,' 'सेवन', 'साहसिक्य' વગેરે અર્થમાં પણ વિધાન કર્યું છે. તેમાંથી 'सेवन' અર્થને ઉદાહૃત કરતા उपकुर्वन्तम् અને प्रकुर्वाणः એવા બે રૂપ શ્લો. ૬.૧૮માં આપ્યા છે. બાકીના અર્થોને છોડી દીધા છે.

આજ પ્રમાણે જો કોઈ સૂત્રમાં બધા ધાતુઓને લાગનારા એકથી વધારે પ્રત્યયોનું વિધાન કર્યું હોય તો તેમાંથી કોઈ ગમે તે એકજ પ્રત્યયને પસંદ કરી, અનુકૂળ હોય તે ધાતુનું રૂપ દર્શાવે છે. ण्वुल्तृचौ। (૩.૧.૧૩૩) સૂત્રમાંથી બધા ધાતુઓને લાગનારા ण्वुल् અને तृच् પ્રત્યયમાંથી શ્લો. ૬.૭૧માં कृ ધાતુને ण्वुल् પ્રત્યય લગાડી, એકવો कारक શબ્દ દર્શાવ્યો છે, कर्ता કે हर्ता જેવા શબ્દ પણ આપ્યા નથી.

તેમની આ લાક્ષણિકતા, લાંબાં સૂત્રોને ઉદાહૃત કરતાં ખાસ ધ્યાનમાં આવે છે, જેમકે, શ્લો. ૨.૭માં ग्रहिज्यावयि...ङिति च (૬.૧.૧૬) સૂત્ર ઉદાહૃત થયું છે, તો તેમાં मृगाविद् શબ્દ આપી व्यध् ધાતુને ઉદાહૃત કરી છે. તે જ પ્રમાણે શ્લોકો ૬.૬૮–૭૩ માં સ્ત્રીલિંગ અધિકાર દર્શાવાયો છે, તેમાં ૩.૩.૯૭ સૂત્રના ૭ શબ્દોમાંથી, जूति, कीर्ति અને यूति (૭.૬૯) ત્રણ શબ્દોને જ

દર્શાવ્યા છે. તે જ પ્રમાણે दिवाविभानिशा । (૩.૨.૨૧) જેવા લાંબા સૂત્રનાં બધાં ઉદાહરણો આપવા શક્ય ન હતાં, તેથી दिवाकर, अन्तकर અને अरुष्कर એવાં ત્રણ ઉદાહરણ આપ્યાં (૫.૯૯-૧૦૦).

તે જ રીતે શ્લો. ૯.૭૧ માં ઉદાહૃત થતા 'उपसर्गात्सुनोति । (૮.૩.૬૫) સૂત્રમાંથી સો અને સિચ્ એ બે ધાતુઓના જ રૂપો अभिष्यन्त. અને अभ्यषिष्वन् આપ્યાં છે. ભટ્ટિની આ પદ્ધતિની બીજી એક વિશિષ્ટતા એ છે કે જ્યારે પણ સૂત્રમાં કોઈ પ્રત્યયનું વિધાન કરીને તેનો વિકલ્પ દર્શાવવામાં આવ્યો હોય, ત્યારે તે પ્રત્યયને ઉદાહૃત કરે, પણ अन्यतरस्याम्થી સૂચવાતા બીજા વિકલ્પને દર્શાવતા નથી. જેમકે उपविद...। (૩.૧.૩૮) સૂત્રમાથી શ્લો.૬.૧માં ओपाञ्चकार આપ્યુ છે, उवोप આપ્યુ નથી. તેનું એક કારણ એ હોઈ શકે કે તેઓ મોટેભાગે પ્રચલિત રૂપોજ પસંદ કરે છે અને બીજું કારણ છંદની દૃષ્ટિએ જે રૂપ વધારે અનુકૂળ આવે, તેને પહેલાં લેવું પડે.

આ દૃષ્ટિએ જ કદાચ તેમણે શ્લો.૬.૯૩મા ઉદાહૃત થતા 'अमावास्यदन्य । (૩ ૧.૧૨૨)' સૂત્રમાંથી अमावस्या ને બદલે પ્રચલિત अमावास्या રૂપ પસંદ કર્યું છે.

## ભટ્ટિકાવ્યમાં શબ્દલક્ષણનો મહિમા

ભટ્ટિરચિત આ દ્વિસંધાન મહાકાવ્યમાં શાસ્ત્રકાવ્યનું જે પ્રધાન તત્ત્વ અભિપ્રેત છે, તેમાં સવિશેષ મહિમા શબ્દશાસ્ત્રનો રહેલો છે, આથી કવિ ભટ્ટિ પોતે મહાકાવ્યના અંતે એનો આ મહિમા સ્પષ્ટ કરતાં જણાવે છે :

> दीपतुल्यः प्रबन्धोऽयं शब्दलक्षणचक्षुषाम् ।
> हस्तामर्ष इवान्धाना भवेद्व्याकरणादृते ॥ (૨૨.૩૩)

જયમંગલની ટીકાવાળી બધી આવૃત્તિઓમાં 'हस्तामर्ष' પાઠ મળે છે. જયમંગલા ટીકામાં મળતા પ્રતીકમાં પણ 'हस्तामर्ष' પાઠજ છે, એને તે આમ સમજાવે છે: हस्तामर्ष इवावबोधः यथा अन्धाना हस्तेन घटपटादिवत् । स्वपरामृश्यसंस्थानमात्रपरिज्ञानं यथावस्थितस्वरूपपरिज्ञानमेव...। આમ તે એનો અર્થ 'અવબોધ' કે 'પરિજ્ઞાન' કરતા. લાગે છે. 'हस्ताऽमर्ष'માં हस्त+अमर्ष -બે શબ્દો છે. अमर्षનો પ્રચલિત અર્થ 'ક્રોધ' થાય છે અને એ અર્થ અહીં બંધ બેસતો નથી, તે સ્પષ્ટ છે, પણ આપ્ટેના 'સંસ્કૃત-અંગ્રેજી કોશમાં તેનો એક

બીજો અર્થ 'determination of purpose (વિનિશ્ચય)' આપ્યો છે,[૨૩] જે અહીં સંદર્ભમાં બંધ બેસી શકે છે વળી મલ્લિનાથની ટીકાના સંપાદક શ્રી ક. પ્રા ત્રિવેદીએ (મલ્લિનાથની ટીકામા हस्तादर्श પાઠ હોવા છતા પણ) આ પાઠને પસંદ કર્યો છે

આ શ્લોકમાના 'हस्तामर्ष' શબ્દને બદલે 'हस्तादर्श' એવો પાઠ મલ્લિનાથની ટીકામા મળે છે મલ્લિનાથ પોતાની ટીકામા પણ 'हस्तादर्श' પાઠ પ્રમાણેજ શ્લોકની સમજૂતી આપે છે શ્રી આ બા ધ્રુવ આ શ્લોકમા મલ્લિનાથે આપેલો પાઠ 'हस्तादर्श' લઈને "વ્યાકરણ ન જાણવાથી જેઓ આંધળા કહી શકાય તેમને માટે તો 'આંધળાના હાથમા આરસી' આપવા જેવુ છે,' તેવો અર્થ ઘટાવે છે વળી તેઓ हस्तामर्ष(र्श) પાઠ લઈએ તો હસ્તસ્પર્શથી આંધળાને પદાર્થોનો પરિચય કરાવીએ છીએ તેમ અત્રે વ્યાકરણના જ્ઞાન વિના કાવ્યના સ્પર્શમાત્રથી તે તે પદાર્થોનો પરિચય કરાવાય છે" એવો અર્થ પણ સમજાવે છે તેઓ हस्तामर्ष (र्श)' એવુ દર્શાવીને 'हस्तामर्श' એવો એક પાઠ પણ સૂચવતા હોય તેમ જણાય છે,[૨૪] પણ 'हस्तामर्श' પાઠ એક પણ હસ્તપ્રતમા મળતો નથી, તે નોંધવુ ઘટે વળી શ્રી આ બા ધ્રુવ નોંધે છે કે 'हस्तादर्श' પાઠ જો ખરો હોય તો આપણી 'આંધળાના હાથમા આરસી' એ કહેવત ગુજરાતમા ઘણી જૂની થઈ ગણાય શ્રી રસિકલાલ છો પરીખ 'हस्तादर्श' પાઠની તરફેણમા છે[૨૫] આમાથી ગમે તે પાઠ લો, પણ ભટ્ટિકાવ્યમાના વ્યાકરણનો મહિમા આ શ્લોકમા ગાયામા આવ્યો છે

## લક્ષણ અને લક્ષ્યનો મેળ

વ્યાકરણને લગતા ગ્રંથો કંઠે કર્યાનો અભ્યાસ કર્યા પછી, ભટ્ટિ વ્યાકરણના સૂત્રોના ઉદાહરણ અને કથાવસ્તુનો એટલે કે લક્ષણ અને લક્ષ્યનો કઈ રીતે મેળ પાડવા માગતા હતા, તેનો ખ્યાલ આવે છે કથાવસ્તુને ભોગે વ્યાકરણના સૂત્રોને ઉદાહૃત કરવાનો આગ્રહ રાખવામા તે માનતા નથી, એવુ સ્પષ્ટ જણાય છે, તેમ છતા પ્રકીર્ણકાડ અને અધિકારકાડમા ક્યાક ક્યાક વ્યાકરણના સૂત્રોનુ લાગણ કથાવસ્તુની પ્રવાહિતામા અહેજ અવરોધરૂપ બનતુ જણાય છે, એ નોંધવુ ઘટે

તેમની ઉદાહરણો આપવાની પદ્ધતિને જોતા પણ એવી છાપ ઉપજે છે કે વ્યાકરણના સૂત્રોનો ખ્યાલ આપવો જરૂરી હોય તે કાવ્યમા બંધબેસતા રીતે

તેવાં ને તેટલાંજ રૂપો પસંદ કરવાં ને બાકીનાં છોડી દેવાં. આમ કવિ શાસ્ત્રનાં ઉદાહરણોનો અતિરેક ટાળવા માટે સતત પ્રયત્નશીલ રહ્યા છે, તે જણાય છે. તેમણે કાવ્યના અંતમાં, આ કાવ્યનો પૂરો આસ્વાદ માણવા માટે શબ્દશાસ્ત્રનું જ્ઞાન જરૂરી રહેશે એવું પણ એક શ્લોકમા સૂચવ્યું છે.

આ ત્રણે કાંડમાં ઉદાહૃત થયેલા વ્યાકરણશાસ્ત્ર પરથી પુરવાર થાય છે કે તેના રચનાર ભટ્ટિ એક પ્રખર વૈયાકરણ હતા, તેથી જ 'સંક્ષિપ્તસાર' વ્યાકરણના કર્તા ક્રમદીશ્વર ભટ્ટિકાવ્યને વ્યાકરણશાસ્ત્ર પરનો પ્રમાણભૂત ગ્રંથ માને છે.[२९]

## પાદટીપો

१. काव्यालंकार, २.२०
२. काव्यमीमासा, पृ. ३७
३. शृंगारप्रकाश, वो. २, पृ. ४७०
४. सुवृत्ततिलक, पृ. ३. ४
५. नाटयशास्त्र-अभिनवभारती, वो. २, पृ. २२४
६. एजन
७. का.अ., पृ. १४२-१७३
८. एजन, पृ. १४२
९. काव्यालकारसूत्र, पृ. ७२-९८
१०. काव्यमीमासा, पृ. ३७
११. वक्रोक्तिजीवित, २.१६-२५
१२. शृं.प्र., वो. १, अ. १-५
१३. औचित्यविचारचर्चा श्लो. १९-२६
१४. V. M. Kulkarni, *Studies in Sāhityas'āstra*, p. 117
१५. K. P. Trivedi, *Introduction*, Bhaṭṭikāvya, pp. i-ii
१६. पतञ्जलि, व्याकरणमहाभाष्य, खंड १, पृ १४५
१७. K. P. Trivedi, *op.cit.*, pp i-ii
१८. Ibid., pp. i-iv
१९. प्रतापरुद्रीय, पृ. २३५
२०. सरस्वतीकण्ठाभरण, १.७२

૨૧. G. G. Leonardi, *Bhaṭṭikāvyam*, pp. 25–26
૨૨. K. P. Trivedi, *op. cit.*, pp. i–iv
૨૩. V. S. Apte, Sanskrit English Dictionary, p. 150
૨૪. આ. બા. ધ્રુવ, 'દિગ્દર્શન', પૃ. ૧૦–૧૨
૨૫. R C. Parikh, Presidential Address–classical Sanskrit Section, *Proceedings and Transactions* of *A.I O C.*, XXI Session (1961), Vol. I, pp 128–129
૨૬. M. Winternitz, History of Indian Literature, Vol. III, Part I, F.N. 3, p. 78, Vol III, Part II, p 445

## પ્રકરણ ૬

# ભટ્ટિકાવ્ય : શાસ્ત્રકાવ્ય તરીકે (ચાલુ)

### કાવ્યશાસ્ત્રને લગતો પ્રસન્નકાંડ

પ્રસન્નકાંડ એ ભટ્ટિકાવ્યના ચાર કાંડોમાં અનુક્રમે ત્રીજો અને મહત્ત્વનો કાંડ છે, પ્રાચીન હસ્તપ્રતો મુજબ અને ટીકાકાર જયમંગલના જણાવ્યા પ્રમાણે આ કાંડ કાવ્યલક્ષણને ઉદાહૃત કરે છે. ચાર પરિચ્છેદોનો બનેલો આ કાંડ, અલંકારોને, માધુર્યગુણને, ભાવિકત્વને અને ભાષાસમાવેશને અનુક્રમે દસમા, અગિયારમા, બારમા અને તેરમા–એમ ચાર સર્ગોમાં ઉદાહૃત કરે છે.

આ કાંડના 'પ્રસન્ન' એ શીર્ષકને સમજાવતાં, ટીકાકાર જયમંગલ, ભામહે આપેલી નીચેની પ્રસાદગુણની વ્યાખ્યા 'अविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत्' ટાંકીને વધારામાં ઉમેરે છે.[1] 'काव्यस्यात्र प्रसन्नत्वात्'। પણ કાવ્યનો આ પ્રસાદગુણ આ કાંડમાં કેવી રીતે વ્યક્ત થાય છે, તે જયમંગલ દર્શાવતા નથી.

એક વસ્તુ સ્પષ્ટ છે કે કવિ ભટ્ટિએ વ્યાકરણને લગતા કાંડોના, તેમાં ઉદાહૃત થયેલ સૂત્રો પરથી કે મુખ્ય વિષય પરથી નામ આપ્યાં, જ્યારે આ કાંડ વ્યાકરણને લગતા કાંડની સરખામણીમાં સરળ છે, સહેલાઈથી સમજાય તેવો છે. વાંચવો ગમે તેવો રસપ્રદ છે, તેથી તેને 'प्रसन्नकाण्ड' એમ નામ આપ્યું. શ્રી આપ્ટેના 'સંસ્કૃત–અંગ્રેજી કોશ'માં 'પ્રસન્ન'નો એક અર્થ સહેલાઈથી સમજાય તેવો' જે આપ્યો છે, તે આ બાબતને સમર્થન આપે છે.[2]

જયમંગલે પ્રસન્નકાંડની પ્રસ્તાવનામાં, અલંકાર, માધુર્યપ્રદર્શન, દોષ અને ભાષાસમાવેશ એમ જે ચાર પરિચ્છેદ દર્શાવ્યા છે, તેમાં ત્રીજા પરિચ્છેદના વિષય તરીકે ભૂલથી ભાવિકત્વને બદલે 'દોષ' લખાઈ ગયું લાગે છે. જયમંગલ ઉપરાંત મલ્લિનાથ અને ભરતમલ્લિક પણ આ વ્યવસ્થાનો સ્વીકાર કરે છે, તેથી એમ માનવું પડે કે આ પરંપરા કદાચ ભટ્ટિના સમયથી ચાલી આવતી હશે.

### કાવ્યાલંકારો : સર્ગ ૧૦

પ્રાચીન હસ્તપ્રતોમાં દસમા સર્ગના અંતમાં, 'इति भट्टिकाव्ये प्रसन्नकाण्डे

કાવ્યાલંકારો નામ દશમ સર્ગ । એમ લખાણવાળી પુષ્પિકા મળે છે[3] તે અનુસાર જયમંગલ, મલ્લિનાથ વગેરે ટીકાકારોએ પણ આમાં અલંકારો ઉદાહૃત થયા હોવાનું દર્શાવ્યું છે

દસમા સર્ગના મુખ્ય વિષય લંકાદહન અને લંકાદહન પછી હનૂમાને રામ લક્ષ્મણ પાસે આવીને, તેમને સીતા સાથેની પોતાની મુલાકાતના સમાચાર આપ્યા, તે છે ભટ્ટિએ અલંકારપ્રદર્શન માટે અનુકૂળ થાય એવી રીતે આ સર્ગનું સવિધાન કર્યું છે, તે જ દર્શાવે છે કે એમણે આ સર્ગમાં અલંકાર ઉદાહૃત કરવાનું ધાર્યું જ હતું આ દૃષ્ટિએ જ એમણે આ સર્ગમાં છંદોવૈવિધ્ય પણ દર્શાવ્યું છે

ડૉ પા વા મણેએ દર્શાવ્યું છે, તેમ અલંકારશાસ્ત્રના શરૂઆતના વિકાસની કેટલીક ખૂટતી કડીઓ આ સર્ગમાંથી મળતી હોઈ, આ સર્ગ અલંકારશાસ્ત્રના ઇતિહાસની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો છે[4] આ સર્ગમાં ભટ્ટિએ અલંકારો ઉદાહૃત કર્યા છે, તે બાબતમાં ભટ્ટિકાવ્યના બધા ટીકાકારો સંમત છે, માત્ર કયા અલંકારો ઉદાહૃત કર્યા છે, તે વિશે થોડો મતભેદ પ્રવર્તે છે

## જયમંગલે દર્શાવેલા અલંકારો

જયમંગલે દસમા સર્ગમાં જે અલંકારો દર્શાવ્યા છે, તે પ્રાચીન હસ્તપ્રતોને અનુસરીને દર્શાવ્યા લાગે છે, આમ અનુમાન કરવાનું કારણ એ છે કે પ્રાચીન હસ્તપ્રતોમાં દરેક શ્લોકની ઉપર તેમાં ઉદાહૃત થયેલ અલંકારનું નામ લખ્યું હશે એમ લાગે છે બીજું, જયમંગલ દરેક અલંકાર દર્શાવ્યા પછી, જાણે કે કોઈએ દર્શાવેલ અલંકાર પોતે જણાવતા હોય, તેમ તે અલંકારની સમજૂતી આપે છે, જેમક, પરિવૃત્તિરિતિ ।[5] (૧૦ ૬૭) વળી, શ્લો ૧૦ ૪૩માં પરંપરા પ્રમાણે તે અતિશયોક્તિ દર્શાવે છે, પણ પોતે તેમાં કંઈ વિશેષ દર્શાવી શકતા નથી, એટલે છેવટે કહે છે કે अवश्य च कश्चिद्विशेषोऽस्ति ।

જયમંગલે, ભટ્ટિની નજીકમાં થઈ ગયેલ અલંકારશાસ્ત્રી ભામહે આપેલા અલંકારોની વ્યાખ્યા ટાંકીને, તેમની વિભાવના પ્રમાણે ભટ્ટિકાવ્યના અલંકારોની ઓળખ આપી છે ડૉ પા વા મણે તથા ડૉ ત્રકુદે વગેરેને અનુસરીને જયમંગલની આ ઓળખ માન્ય રાખીને જ ભટ્ટિકાવ્યના અલંકારોની ચર્ચા અહીં કરી છે

દસમા સર્ગમાં, પ્રાચીન હસ્તપ્રતોમાં અને જયમંગલે દર્શાવ્યા પ્રમાણે ભટ્ટિએ કુલ ૩૮ અલંકાર—૨ શબ્દાલંકાર અને ૩૬ અર્થાલંકાર, દર્શાવ્યા છે

પ્રાચીન હસ્તપ્રતો અને જયમંગલે દર્શાવેલા અલંકારોની ઓળખ સાથે મલ્લિનાથ સંમત થતા નથી, એ હકીકત અત્રે નોંધવી જરૂરી છે, આગળ ઉપર બંને વચ્ચેના આ બાબતના મતભેદની વિગતે ચર્ચા કરીશું.

ભટ્ટિએ ઉદાહૃત કરેલા આ અલંકારોની વિગતમાં ઊંડા ઊતરીએ તે પહેલાં એમના સમય સુધીમાં થયેલા અલંકારોના ખેડાણ પ્રત્યે સહેજ દૃષ્ટિપાત નાંખી લેવો જરૂરી છે. ભરત 'નાટ્યશાસ્ત્ર'(આ. પ્રથમ સદી)માં ઉપમા, દીપક, રૂપક અને યમક(૧૦ પ્રકાર), એમ ચાર અલંકારોનું નિરૂપણ મળે છે.[૬] 'વિષ્ણુધર્મોત્તરપુરાણ' (ઈ.સ. ૪૫૦–૬૫૦)માં અનુપ્રાસ, યમક, રૂપક, વ્યતિરેક, શ્લેષ, ઉત્પ્રેક્ષા ઉપન્યાસ, અર્થાન્તરન્યાસ, વિભાવના, અતિશયોક્તિ, વાર્તા (ડૉ. રાઘવને સ્વીકારેલા પાઠ પ્રમાણે)[૭], યથાસંખ્ય, વિશેષોક્તિ, વિરોધ, નિન્દાસ્તુતિ, નિદર્શના, ઉપમા અને અનન્વય એમ કુલ ૧૮ અલંકારોનું નિરૂપણ મળે છે.[૮] તેમાંથી ઉપન્યાસ સિવાયના ૧૭ અલંકારો ભટ્ટિએ આપ્યા છે.

'કાવ્યાલંકાર'ના કર્તા ભામહ (ઈ.સ. ૭૦૦ આસપાસ) ૩૮ અલંકારોનું નિરૂપણ કરે છે.[૯] ભટ્ટિ અને ભામહ બંને ખૂબ નજીકના સમકાલીન છે. આ બંનેના પૌર્વાપર્ય વિશે ઘણો મતભેદ પ્રવર્તે છે.

## ભટ્ટિ અને ભામહના અલંકારનિરૂપણ વચ્ચેની તુલના

ભટ્ટિ અને ભામહે કરેલું અલંકારોનું નિરૂપણ ઘણું મળતું આવે છે. દંડી નામના પ્રસિદ્ધ અલંકારશાસ્ત્રી પણ ભટ્ટિ પછી નજીકના સમયમાં થઈ ગયા છે. તેમણે 'કાવ્યાદર્શ'માં ૩૫ અર્થાલંકારો આપ્યા છે.[૧૦] ડૉ. હરમાન યાકોબીએ તેમના 'ભામહ અને દંડી' નામના લેખમાં, ભામહ અને દંડીના અલંકારનિરૂપણની ભટ્ટિ સાથે વિગતે સરખામણી કરતાં જણાવ્યું છે કે દંડી કરતાં ભામહ સાથે ભટ્ટિનું અલંકારનિરૂપણ ઘણું મળતું આવે છે.[૧૧] દંડી આ બાબતમાં જે પરંપરાને અનુસરે છે, તે ભટ્ટિ અને ભામહ કરતાં ઠીકઠીક જુદી પડે છે. તેથી પણ અહીં ભામહ સાથેની ભટ્ટિની સરખામણી પર વધારે ભાર આપ્યો છે.

આ બંનેના અલંકારનિરૂપણને સરખાવતાં નજરે ચઢે તેવું પ્રથમ સામ્ય એ છે કે બંનેએ ૩૮ અલંકારોનું નિરૂપણ કર્યું છે. સહેજસાજ ફેરફારને બાદ કરતાં કહી શકાય કે અલંકારોનો ક્રમ પણ ઘણો મળતો આવે છે. ભટ્ટિએ આપેલો વાર્તા અલંકાર ભામહમાં સ્વભાવોક્તિ તરીકે મળે છે, જે બંને લગભગ એક જ છે. ભામહે ભાવિકનો ૩૮ અલંકારમાં સમાવેશ કર્યો છે, જ્યારે ભટ્ટિએ એને બારમા સર્ગમાં જુદો જ ઉદાહૃત કર્યો છે. ભામહે આપેલો અપ્રસ્તુત-

પ્રશંસા અનંકાર ભટ્ટિએ દર્શાવ્યો નથી, જ્યારે ભટ્ટિએ આપેલ હેતુ અને નિપુણ ભામહમાં મળતા નથી આશી અલંકાર આપ્યા પછી ભટ્ટિએ હેતુ અને નિપુણ એ બે ઉમેર્યા છે, તે પરથી એવું લાગે છે કે તે પોતે જે પરંપરાને અનુસરતા હતા, તે પ્રમાણે અલંકારો દર્શાવતા આશી સાથે એ યાદી પૂરી થઈ પછી હેતુ અને નિપુણ એ બંને અલંકારો બીજી કોઈ પરંપરા પ્રમાણેની યાદીમાંથી મૂક્યા લાગે છે પ્રથમ ૩૬ અલંકારોના નામ અને ક્રમ જોતા લાગે છે કે ભટ્ટિ આ બાબતમાં જે પરંપરાને અનુસરે છે, તેને લગભગ મળતી કોઈ પરંપરાને ભામહ પણ અનુસરે છે ભટ્ટિએ દર્શાવેલો નિપુણ નામનો અલંકાર તેના પહેલાના કે પછીના કોઈ પણ અલંકારશાસ્ત્રીએ નોંધ્યો નથી ડૉ યાકોબી ઉપરાંત ડૉ સુકુમાર અને ડૉ પાઠક બાળુએ પણ ભટ્ટિ અને ભામહના અલંકાર-નિરૂપણને વિગતે સરખાવ્યું છે[૧૨]

## અલંકારોનો ક્રમ

ભટ્ટિ દીપકથી અર્થાલંકારો શરૂ કરે છે જ્યારે ભામહ રૂપકથી શરૂ કરે છે. ભટ્ટિમાં દીપક, રૂપક અને ઉપમા એવો ક્રમ છે, તો ભામહમાં રૂપક, દીપક અને ઉપમા એવો ક્રમ છે પછી બંનેમાં આક્ષેપ અને અર્થાન્તરન્યાસ જુદા ક્રમમાં છે ત્યારપછી વ્યતિરેકથી શરૂ કરીને વિશેષોક્તિ સુધીના ૧૬ અલંકારો એક સરખા ક્રમમાં છે પછીના વ્યાજસ્તુતિ, ઉપમા, રૂપક, તુલ્યયોગિતા નિદર્શના અને વિરોધ એ સહેજ જુદા ક્રમમાં ભામહની યાદીમાં મળે છે એમણે તુલ્યયોગિતા પછી અપ્રસ્તુતપ્રશંસા અલંકાર ઉમેર્યો છે પાછી ઉપમેયોપમાથી માંડીને ઉત્પ્રેક્ષાવયવ સુધીના ૭ અલંકારો બંનેમાં એક સરખા ક્રમે મળે છે ત્યારબાદ બંનેમાં સંસૃષ્ટિ છે ભામહમાં ભાવિક અને આશી મળે છે, તો ભટ્ટિમાં આશી, હેતુ અને નિપુણ આવે છે

ભટ્ટિએ દર્શાવેલા ૩૮ અર્થાલંકારોમાંથી નિદર્શન આશી અને હેતુ એ ત્રણ ભરતના 'નાટ્યશાસ્ત્ર'માં નાટ્યલક્ષણ તરીકે મળે છે[૧૩] અત્રે એ નોંધવું જોઈએ કે આશી નાટ્યશાસ્ત્રની, ઉપજાતિછંદમાં રચાયેલી લક્ષણોની યાદીમાં, તે હેતુ અને નિદર્શન અનુષ્ટુપછંદમાં રચાયેલી યાદીમાં મળે છે[૧૪]

દંડીનું અલંકારનિરૂપણ ભટ્ટિના નિરૂપણથી વધારે જુદું પડે છે દંડી લક્ષ્મ અને લેશ ઉપરાંત આવૃત્તિ નામનો નવો અલંકાર આપે છે વળી તે અનન્વય અને સમરૂપને ઉપમામાં, ઉપમારૂપકને રૂપકમાં તેમજ ઉત્પ્રેક્ષાવયવને ઉત્પ્રેક્ષામાં સમાવે છે તે કુલ ૩૫ અલંકારનું નિરૂપણ કરે છે દંડી, ભટ્ટિ અને

-ભામહથી સાવ જ જુદી એવી કોઈ પરંપરાને અનુસરતા લાગે છે.

ભટ્ટિએ દર્શાવેલા ૩૮ અલંકારોમાંથી આઠ (દીપક, વાર્તા, પ્રેયઃ, ઊર્જસ્વી સમાહિત, ઉદાર, હેતુ અને નિપુણ)ને બાદ કરતાં, બાકીના ૩૦ અલંકારોને, જયમંગલ ભામહની વ્યાખ્યા ટાંકીને સમજાવે છે. દીપક, વાર્તા વગેરે આઠ અલંકારોને તે પોતાની રીતે સમજાવે છે કારણ કે હેતુ, વાર્તા અને નિપુણ એ ત્રણ ભામહે આપ્યા જ નથી, જ્યારે દીપક, પ્રેયઃ, ઊર્જસ્વી, સમાહિત અને ઉદારની સ્પષ્ટ વ્યાખ્યા ભામહે આપી નથી. બે જ કિસ્સાઓમાં જયમંગલ બીજાનો મત આપે છે. એક મત યમકની બાબતમાં ટાંક્યો છે: अन्यस्त्वाह यमकेषु क्रियापदस्याभिधेयत्वं न दुष्यतीति तेन दीप्त्यर्थं एव योज्यः। (૧૦.૨૯). બીજો મત તેમણે રૂપકની બાબતમાં ટાંક્યો છે: तदेवान्यैः खण्डरूपकमित्युच्यते (૧૦.૨૮) ।

આ ઉપરાંત જયમંગલે દર્શાવેલા અલંકારોના સંદર્ભમાં, બીજી એક નાની પણ અગત્યની બાબત નોંધવા જેવી છે. જયમંગલે ૧૦.૪૮માં રસવત્ અને ૧૦.૪૯માં ઊર્જસ્વી અલંકાર દર્શાવ્યા છે. શ્રી હુયકાસે નોંધ્યા પ્રમાણે, શ્લો. ૧૦.૪૮ માં ક. પ્રા. ત્રિવેદી સંપાદિત આવૃત્તિમાં આપેલો ग्रहमणिरसनं પાઠ સ્વીકારીએ તો તેમાં रस શબ્દ છે માટે, અને શ્લો. ૧૦.૪૯ માં ऊर्जित શબ્દ છે, તેથી તેમાં બંને અલંકારોના નામોનો નિર્દેશ થયો ગણાય.[૧૫] જો આ સૂચનને સ્વીકારીને આગળ ચાલીએ તો એમ જ માનવું પડે કે ભટ્ટિને આ શ્લોકોમાં આ બે અલંકારો જ અભિપ્રેત હતા. આથી આગળ વધીએ તો પછી એમ પણ કહી શકાય કે જયમંગલે દર્શાવેલા બાકીના અલંકારો પણ ભટ્ટિને અભિપ્રેત હોવા જોઈએ.

## ભટ્ટિએ દર્શાવેલા અલંકારોના પેટાપ્રકારો

પ્રાચીન હસ્તપ્રતો તેમજ જયમંગલે, દર્શાવ્યા પ્રમાણે ભટ્ટિએ ઉદાહૃત કરેલા અલંકારોના પેટાપ્રકારોનો વિચાર કરીએ.

ભટ્ટિએ ૩૮ અલંકારોમાંથી સાત અલંકારો યમક, રૂપક, ઉપમા, આક્ષેપ ઉદાર અને શ્લિષ્ટના પેટાપ્રકાર દર્શાવ્યા છે. ભામહે આ સાત ઉપરાંત વધારામાં અનુપ્રાસ, અર્થાંતરન્યાસ અને વિરોધના પણ પેટાપ્રકારો દર્શાવ્યા છે.

### યમક

યમક, રૂપક અને ઉપમાના પેટાપ્રકારોમાં ભટ્ટિ અને ભામહ વચ્ચે ઘણો તફાવત જણાય છે, ડૉ. સુ.કુ.દે એ કહ્યું છે[૧૬] તેમ યમકના પેટાપ્રકારો

બાબતમાં કોઈ પણ બે અલંકારશાસ્ત્રીઓ વચ્ચે એકમત જણાતો નથી, એટલે જ ભટ્ટિનું આ પેટાપ્રકારોનું નિરૂપણ ભામહ સાથે તો શું પણ બીજા કોઈપણ અલંકારશાસ્ત્રી જેવા કે ભરત, દંડી, રુદ્રટ કે ભોજ સાથે પણ ખાસ મળતું આવતું નથી. ભટ્ટિનું યમકનું નિરૂપણ જોતાં એમ લાગે છે, તેમણે આપણે જેનાથી અજ્ઞાત છીએ, એવા કોઈ અલંકારશાસ્ત્રીનું આ બાબતમાં અનુસરણ કર્યું છે.

ભટ્ટિએ દર્શાવેલાં આ પેટાપ્રકારોમાંના વૃન્તયમક અને મિથુનયમક જેવાં નામ પછીના ગ્રંથોમાં મળતાં નથી. કેટલાક અલંકારશાસ્ત્રીઓએ દર્શાવેલા પેટાપ્રકારોમાંના અમુક ભટ્ટિએ દર્શાવેલા પ્રકારો સાથે મળતા આવે છે. પણ નામ જુદાં પડે છે, જેમકે ભટ્ટિ જેને યુક્પાદયમક (૧૦.૨) કહે છે તેને ભરત વિક્રાન્ત યમક કહે છે. કેટલીક વાર નામ સરખાં હોય છે, પણ પ્રકારો જુદા હોય છે, જેમકે, ભટ્ટિનું ચક્રવાલયમક ભરતના ચક્રવાલયમક કરતાં જુદું છે. આ બધું, ભટ્ટિના યમકપ્રકારોની, બીજા અલંકારશાસ્ત્રીઓ અને મહાકવિઓએ આપેલા યમકપ્રકારો સાથે સરખાવતાં વધારે સ્પષ્ટ થશે.

યમકના ભરતે ના.શા.માં[૧૭] ૧૦ પ્રકારો, ભામહે[૧૮] ૫ અને દંડીએ[૧૯] ૬૪ પ્રકાર દર્શાવ્યા છે, જ્યારે ભોજે[૨૦] સ.ક.માં યમકના ૬૦ પ્રકાર દર્શાવ્યા છે અલંકારશાસ્ત્રીઓએ આ પ્રકારો દર્શાવ્યાં, તો મહાકવિઓ તેમના કાવ્યમાં યમકના આ પ્રકારોનું નિરૂપણ કરવામાં પણ પાછા પડયા નથી. 'રઘુવંશ'ના ૯મા સર્ગમાં, જાહ.ના ૧૮માં સર્ગમાં, 'કિ.અ.'ના ૧૫મા સર્ગમાં, 'શિશુપાલવધ'ના ૬ઠ્ઠા તેમજ ૧૯મા સર્ગમાં અને ભટ્ટિકાવ્યના ૧૦મા સર્ગમાં યમકોના અનેક પ્રકારો આપ્યા છે.

ભટ્ટિકાવ્યમાં યમકના ૨૦ પ્રકારો (૧૦.૧-૨૧) મળે છે, જેમાંના ૮પ્રકારો ના.શા.માંના ૮ પ્રકારો સાથે મળતા આવે છે, એમાંના કેટલાક પ્રકારોમાં બંનેએ આપેલા નામ માત્ર જુદાં પડે છે.

| ભટ્ટિ | | ભરત | |
|---|---|---|---|
| યુક્પાદયમક (૧૦.૨) | – | વિક્રાન્તયમક | (૧૬.૭૧), |
| પાદાન્તયમક (૧૦.૩) | – | પાદાન્તાભ્યાસયમક | (૧૬.૮૦), |
| પાદાદિયમક (૧૦.૪) | – | સંદષ્ટયમક | (૧૬.૭૬), |
| સમુદ્‌ગયમક (૧૦.૭) | – | સમુદ્‌ગયમક | (૧૬.૮૯), |
| કાંચીયમક (૧૦.૮) | – | ચક્રવાલયમક | (૧૬.૭૩) |

| | | | |
|---|---|---|---|
| ઋન્તયમક (૧૦.૧૩) | – | પાદાદિયમક | (૧૬.૭૮), |
| પુષ્પયમક (૧૦.૧૪) | – | પાદાન્તયમક | (૧૬.૬૪), |
| સર્વયમક (૧૦.૧૯) | – | ચતુર્વ્યવસિતયમક | (૧૬.૮૧). |

ભટ્ટિએ આપેલા પ્રકારોમાંથી ૭ પ્રકારો ભામહે આપેલા પાંચ પ્રકારો સાથે મળતા આવે છે :

| ભટ્ટિ | | | ભામહ | |
|---|---|---|---|---|
| પાદાદિયમક | (૧૦.૪) | – | આદિયમક | (૨.૧૧), |
| યુક્પાદયમક | (૧૦.૨) | } | પાદાભ્યાસયમક | (૨.૧૩), |
| અયુક્પાદયમક | (૧૦.૧૦) | | | |
| યમકાવલી | (૧૦૯) | – | આવલી | (૨.૧૪), |
| પુષ્પયમક | (૧૦.૧૪) | – | સમસ્તપાદયમક | (૨.૧૫), |
| મધ્યાન્તયમક | (૧૦.૧૭) | – | મધ્યાન્તયમક | (૨.૧૨). |

ભરતે અને ભામહે આપેલાં યમકો સાથે ભટ્ટિએ આપેલ યમકના પ્રકારોની સરખામણી પરથી ખ્યાલ આવે છે કે ભટ્ટિ યમકની પરંપરા બાબતમાં કોઈક જુદી જ પરંપરાને અનુસરતા લાગે છે.

'જા.હ.' (સાતમી શતાબ્દીનો પૂર્વાર્ધ)ના કર્તાએ તેના ૧૮મા સર્ગમાં ૨૫ પ્રકારનાં યમકો આપ્યાં છે,[૨૧] તેમાંના ત્રણ યમકો ભટ્ટિકાવ્યના નીચેનાં યમક સાથે મળતા આવે છે :

| ભટ્ટિકાવ્ય | | – | જાનકીહરણ | |
|---|---|---|---|---|
| પાદાદિયમક | (૧૦.૪) | – | આદિયમક | (૧૮.૧૦), |
| સમુદ્ગયમક | (૧૦.૭) | – | સમુદ્ગયમક | (૧૮.૧૬), |
| આદ્યન્તયમક | (૧૦.૨૨) | – | આદ્યન્તયમક | (૧૮.૨૬). |

પછીના સમયમાં ભટ્ટિએ આપેલાં યમકના પ્રકારો અને ઉદાહરણોને અલંકારશાસ્ત્રીઓ પ્રમાણભૂત ગણવા માંડ્યા હશે, એમ લાગે છે; કારણ કે 'સ.ક'માં ભોજે ભટ્ટિનાં નીચેનાં યમક, ભટ્ટિનું નામ આપ્યા વગર, જુદાં જુદાં પાંચ યમકોના ઉદાહરણ તરીકે આપ્યાં છે :[૨૨]

| ભટ્ટિ | | | ભોજ | |
|---|---|---|---|---|
| ચક્રવાલયમક | (૧૦.૬) | – | આદિયમક | (૨.૧૨૦), |
| યમકાવલી | (૧૦.૯) | – | સ્થૂલમધ્યપેતયમક | (૨.૧૨૬), |
| પાદાદ્યન્તયમક | (૧૦.૧૧) | – | આદ્યન્તયમક | (૨.૯૬), |
| પાદાદિમધ્યયમક | (૧૦.૧૫) | – | આદિમધ્યયમક | (૨.૧૧૧), |
| મધ્યાન્તયમક | (૧૦.૧૭) | – | મધ્યાન્તયમક | (૨.૧૧૩). |

ભટ્ટિએ દસમા સર્ગની શરૂઆતમાં દર્શાવેલાં યમક ઉપરાંત આઠમા સર્ગના ૧૩૧મા, દસમા સર્ગના ૩૭મા, તેરમા સર્ગના ૭મા અને એકવીસમા સર્ગના ૨૧મા શ્લોકમાં પણ યમક દર્શાવેલાં છે.

### દીપક

ભટ્ટિએ દીપક અલંકારના આદિદીપક મધ્યદીપક અને અંતદીપક–એમ ત્રણ પેટાપ્રકારો આપ્યા છે (૧૦.૨૩–૨૫), જે ભામહે આપેલા ત્રણ પ્રકારો સાથે એકદમ મળતા આવે છે.

### રૂપક

રૂપકના પ્રકારોની બાબતમાં ભટ્ટિ ભામહ કરતાં કોઈક જુદી જ પરંપરાને અનુસરતા લાગે છે. કારણ કે ભામહે રૂપકના સમસ્તવસ્તુવિષય અને એકદેશવિવર્તિ એમ બે પ્રકારો આપ્યા છે.[૧૩] જ્યારે ભટ્ટિએ સાવયવરૂપક દર્શાવી એના ચાર પેટાપ્રકારો (૧૦.૨૬–૩૦) વિશિષ્ટોપમાયુક્ત રૂપક, અર્થાન્તરન્યાસિત રૂપક, અર્ધરૂપક અને અન્યથોપમાયુક્ત રૂપક આપે છે. ટીકાકાર જયમંગલે જણાવ્યા પ્રમાણે આમાંથી પ્રથમ પ્રકારનું બીજું નામ 'કમલક', બીજા પ્રકારનું બીજું નામ 'અવતંસક' અને ચોથા પ્રકારનું બીજું નામ 'લલામક' છે. આ નામ પ્રાચીન હસ્તપ્રતોને આધારે જ જયમંગલે આપ્યાં લાગે છે. 'કમલક', 'અવતંસક' અને 'લલામક' એવા નામ ભટ્ટિ પહેલાંના કે પછીના પણ કોઈ અલંકારશાસ્ત્રીએ રૂપકના કે તેના પ્રકારોને આપ્યા નથી

રૂપકોના પ્રકાર તેમજ નામ બાબત ભટ્ટિ બીજા આલંકારિકોથી ઘણા જુદા પડે છે તે નોંધવું રહ્યું.

### ઉપમા

ભટ્ટિએ ઉપમાના ઇવોપમા, યથોપમા, અર્થોપમા, તદ્ધિતોપમા, લુપ્તોપમા અને સમોપમા એમ ૭ પ્રકાર દર્શાવ્યા છે. (૧૦.૩૧–૩૬). જ્યારે ભામહે ચાર

પ્રકારો નીચે પ્રમાણે દર્શાવ્યા છે:[૨૪] (૧) *યથા* *इव* થી પ્રયોજાતી ઉપમા (૨) *યથા* *इव* ના અભાવમાં સમાસ વડે પ્રયોજાતી ઉપમા (૩) *वत्* વડે પ્રયોજાતી ઉપમા (૪) પ્રતિવસ્તૂપમા આમાંની ભટ્ટિની ઇવોપમા અને યથોપમા ભામહના પ્રથમ પ્રકાર સાથે મળતી આવે છે, એમની લુપ્તોપમા અને તાદ્ધિતોપમા કંઈક અંશે ભામહની સમાસોપમા અને વત્ વડે પ્રયોજાતી ઉપમાને મળતી આવે છે, જ્યારે સહોપમા ને સમોપમાને મળતા પ્રકારો ભામહના નિરૂપણમાં મળતા નથી. પછીના કોઈ આલંકારિક પણ સહોપમા દર્શાવી નથી. ઉપમાના પ્રકારો અંગે ભટ્ટિ અને ભામહ વચ્ચેનો ભેદ જોતાં સ્પષ્ટ થાય છે કે બંને આ બાબતમાં જુદીજુદી પરંપરાને અનુસરી રહ્યા છે.

આક્ષેપ

ભટ્ટિ આક્ષેપના – વક્ષ્યમાણવિષય અને ઉક્તવિષય એમ-બે પ્રકારો (૧૦. ૩૮-૩૯) આપે છે, જે ભામહે આપેલા (૨.૬૮-૭૦) તેમ જ બધા આલંકારિકોએ આપેલા પ્રકારો સાથે એકદમ મળતા આવે છે. માત્ર દંડી આક્ષેપના વૃત્ત, વર્તમાન અને ભવિષ્યત્ – એવા ત્રણ જુદા પ્રકાર દર્શાવી, તેના ૨૧ પેટાપ્રકાર દર્શાવે છે.[૨૫]

ઉદાર

ભટ્ટિ ઉદાર અલંકારના બે પ્રકારો, મહાનુભાવતાપૂર્વક અને વિવિધરત્નયોગપૂર્વક, આપે છે (૧૦.૫૨-૫૪). પરમો શ્લોક પ્રથમ પ્રકારને અને ૫૩-૫૪ એ બંને શ્લોકો દ્વિતીય પ્રકારને ઉદાહૃત કરે છે. પ્રાચીન હસ્તપ્રતો શ્લો. ૧૦.૫૨ પૂર્વે उदारम् અને શ્લો. ૧૦.૫૩-૫૪ પૂર્વે उदारमेव એટલું જ જણાવે છે, જ્યારે જયમંગલે ભામહને આધારે આ બે પ્રકારો દર્શાવ્યા લાગે છે. દંડી ઉદાત્ત અલંકારના બે પ્રકારો દર્શાવે છે;[૨૬] આશયનું મહત્ત્વ દર્શાવતો એક તેમજ વિભૂતિનું મહત્ત્વ નિરૂપતો બીજો. દંડીના આ પ્રકારો ભટ્ટિના પ્રકારોથી ખાસ જુદા ન ગણાય. એ નોંધવું જરૂરી છે કે દંડી, ઉદ્ભટ અને તે પછીના બધા આલંકારિકો આ અલંકારને ઉદાત્ત તરીકે ઓળખે છે.

શ્લિષ્ટ

ભટ્ટિ સહોક્તિશ્લિષ્ટ, ઉપમાશ્લિષ્ટ અને હેતુશ્લિષ્ટ (૧૦.૫૫-૫૭) એમ શ્લિષ્ટના ત્રણ પ્રકારો દર્શાવે છે, જે ભામહના પ્રકારોને મળતા આવે છે. ભટ્ટિ, ભામહ અને ઉદ્ભટ એ ત્રણ સિવાયના બધા આલંકારિકો આ અલંકારનું નામ શ્લેષ આપે છે.

મમ્મટ વગેરે અનુકાલીન આલંકારિકોએ દર્શાવેલા વ્યતિરેક, સમાસોક્તિ, અતિશયોક્તિ, ઉત્પ્રેક્ષા, નિદર્શના, વિરોધ વગેરે અલંકારોના પેટા પ્રકારો ભટ્ટિ અને ભામહના સમયમાં જાણીતા નહીં હોય તેમ લાગે છે.

## ભટ્ટિના સમય પછી અલંકારોની બદલાયેલી વિભાવના

ભટ્ટિએ ઉદાહૃત કરેલા અલંકારો પરથી, તેના જમાનાની અલંકારોની વિભાવનાને, પછીના આલંકારિકોએ દર્શાવેલી વિભાવના સાથે સરખાવીએ તો ખ્યાલ આવે છે કે ઊર્જસ્વી, અપહ્નુતિ, તુલ્યયોગિતા અને નિદર્શના જેવા કેટલાક અલંકારોની વિભાવમાં પછીના આલંકારિકોની વિભાવના કરતાં વધારે જુદી પડે છે, જ્યારે દીપક, રૂપક, ઉપમા, અર્થાન્તરન્યાસ, વ્યતિરેક, વિભાવના, સમાસોક્તિ, અતિશયોક્તિ, પ્રેયઃ, વિશેષોક્તિ, વ્યાજસ્તુતિ, વિરોધ પરિવૃત્તિ વગેરેની વિભાવનામાં પ્રમાણમાં થોડો ફેરફાર થયો છે. આ ફેરફારની ચર્ચા જયમંગલ અને મલ્લિનાથના અલંકારોની ઓળખના મતભેદ પ્રસંગે કરીશું.

અલંકારોની ઓળખ અંગેના જયમંગલ અને મલ્લિનાથ વચ્ચેના મતભેદની ચર્ચા કરતાં પહેલાં એક બે બાબતની નોંધ લેવી આવશ્યક છે. અલંકારોમાં શબ્દાલંકારોની વિભાવના સ્પષ્ટ, અસંદિગ્ધ અને વર્ષો સુધી લગભગ એકસરખી રહી છે, જ્યારે અમુક અર્થાલંકારોની વિભાવના ઘણી બદલાઈ છે. ઈ.સ.ની અગિયારમી સદી પછી, એટલે કે મમ્મટનું 'કાવ્યપ્રકાશ' રચાયા બાદ મુખ્ય મુખ્ય અલંકારોની વિભાવના લગભગ રૂઢ થઈ અને તે પછી એમાં મહત્ત્વના ફેરફાર થયા નથી.

ભટ્ટિ અને ટીકાકાર જયમંગલ (નવમી કે દસમી સદી) વચ્ચે વધારેમાં વધારે બે કે ત્રણ સદીઓનું અંતર પડયું છે. આ ગાળામાં ભામહ ઉપરાંત દંડી ઉદ્ભટ, વામન અને રુદ્રટ જેવા પ્રખર અલંકારશાસ્ત્રીઓ થયા, અને ઉદ્ભટ વગેરે પર ભામહની અલંકારવિભાવનાની ઠીકઠીક અસર વર્તાય છે, તેથી જ કદાચ જયમંગલ પણ ભામહની જ વ્યાખ્યાઓ ટાંકે છે.

જયમંગલ અને મલ્લિનાથ (ચૌદમીસદી) વચ્ચે ઓછામાં ઓછું ચારપાંચ સદીઓનું અંતર પડયું છે, એટલું જ નહીં, એ ગાળામાં અલંકારોની વિભાવના કંઈક વધારે ચોક્કસ ને વ્યવસ્થિત થઈ. એ સમયના પ્રતિનિધિ આલંકારિક તરીકે મમ્મટને લઈ શકાય. આ વચગાળામાં, ભોજ, મમ્મટ, રુય્યક, વાગ્ભટ, હેમચંદ્ર, વિદ્યાનાથ, વિશ્વનાથ વગેરે આલંકારિકો થઈ ગયા. આ બધામાંથી, મલ્લિનાથ પર

'પ્રતાપરુદ્રીય'ના કર્તા વિદ્યાનાથથી વધારે અસર પડી લાગે છે, કારણકે તે ઘણા અલંકારોની વ્યાખ્યા તેમાંથી આપે છે, અને તે પ્રમાણે અલંકારો ઓળખાવે છે. આમ એક ટીકાકાર, ભામહ (૭મી સદી) પ્રમાણે અલંકાર ઓળખાવે છે અને બીજા ટીકાકાર વિદ્યાનાથ (૧૪મી સદી) પ્રમાણે ઓળખાવે છે, તેથી બંનેની ઓળખમાં ખાસ્સો મતભેદ પડે એ સ્વાભાવિક છે.

બીજી એક નોંધપાત્ર બાબત એ છે કે ઘણીવાર એક શ્લોકમાં એક કરતાં વધારે અલંકાર હોય છે અને એવે વખતે કયા અલંકારને મુખ્ય કહેવો અને કયાને ગૌણ કહેવો એ બધી વખત સ્પષ્ટ કહેવું મુશ્કેલ હોય છે. તે વખતે એ બાબતનો નિર્ણય અલંકારશાસ્ત્રીની દૃષ્ટિ પર અવલંબે છે. આ કારણને લીધે પણ બંને ટીકાકારો વચ્ચે મતભેદ પડે છે, કારણકે જયમંગલ પ્રત્યેક શ્લોકમાં એકજ અલંકારને ઓળખાવે છે, જ્યારે મલ્લિનાથ અંગી અને અંગભૂત જે જે અલંકાર હોય, તેમને દર્શાવી, તેમનો સંકર કે સંસૃષ્ટિ જે હોય, તેને સ્પષ્ટ કરે છે.

વળી જયમંગલ અને મલ્લિનાથ વચ્ચે જ અલંકાર ઓળખવા બાબત મતભેદ પડે છે એવું નથી. ભોજ અને મલ્લિનાથ વચ્ચે પણ આ બાબતમાં મતભેદ જોઈ શકાય છે, દા.ત. 'કુમારસંભવ'માં શ્લોક ૮.૬૬ માં મલ્લિનાથ અર્થાપત્તિ, અતિશયોક્તિ અને ઉત્પ્રેક્ષાનો સંકર દર્શાવે છે[૨૭] તો, ભોજ(૧૧મી સદી) એ ઉત્પ્રેક્ષાવયવ જણાવે છે.[૨૮] તેજ રીતે ઈ.સ.ની બારમી સદીમાં થયેલા રુય્યક 'અ. સ.' માં (પૃ. ૧૪૧) કુમારસંભવના શ્લો. ૫.૪માં કાવ્યલિંગ દર્શાવે છે, જ્યારે મલ્લિનાથ તેમાં દૃષ્ટાંત અલંકાર જણાવે છે.

આજ રીતે મલ્લિનાથ અને અપ્પયદીક્ષિત (૧૬મી સદી), જે બંને પ્રમાણમાં એકબીજાની વધારે નજીક છે, તેમની વચ્ચે પણ અલંકારોની ઓળખ બાબતમાં મતભેદ દેખાય છે. જેમાનાં નીચેનાં થોડાં ઉદાહરણ પ્રસ્તુત મુદ્દા માટે પૂરતાં થશે: 'રઘુવંશ' શ્લો. ૬.૨૨ અને ૬.૫૭માં મલ્લિનાથે કોઈ અલંકાર દર્શાવ્યો નથી, જ્યારે અપ્પયદીક્ષિતે 'કુવલયાનંદ'માં અનુક્રમે તે શ્લો.ને દૃષ્ટાંત[૨૯] અને સહોક્તિનાં[૩૦] ઉદાહરણ તરીકે દર્શાવ્યા છે. 'શિ વ.' શ્લો. ૧.૨૩માં મલ્લિનાથ અતિશયોક્તિ દર્શાવે છે.[૩૧] જ્યારે 'કુવલયાનંદ'માં તેને અધિક અલંકારના ઉદાહરણ તરીકે આપેલ છે.[૩૨]

## જયમંગલ અને મલ્લિનાથની ટીકા પ્રમાણે દસમા સર્ગના અલંકારોની ઓળખ દર્શાવતી યાદી

| શ્લો. નં. | જયમંગલ | મલ્લિનાથ |
|---|---|---|
| ૧. | અનુપ્રાસવત્ | જયમંગલ પ્રમાણે |
| ૨. | યુક્પાદયમક | ,, |
| ૩. | પાદાન્તયમક | ,, |
| ૪. | પાદાદિયમક | ,, |
| ૫. | પાદમધ્યયમક | ,, |
| ૬. | ચક્રનાલયમક | ,, |
| ૭. | સમુદ્ગયમક | ,, |
| ૮. | કાંચીયમક | ,, |
| ૯. | યમકાવલી | ,, |
| ૧૦. | અયુક્પાદયમક | ,, |
| ૧૧. | પાદાદ્યન્તયમક | ,, |
| ૧૨. | મિથુનયમક | ,, |
| ૧૩. | વૃન્તયમક | ,, |
| ૧૪. | પુષ્પયમક | ,, |
| ૧૫. | પાદાદિમધ્યયમક | ,, |
| ૧૬. | વિપથયમક | ,, |
| ૧૭. | મધ્યાન્તયમક | ,, |
| ૧૮. | ગર્ભયમક | ,, |
| ૧૯. | સર્વયમક | ,, |
| ૨૦. | મહાયમક | ,, |
| ૨૧. | મહાયમક | ,, |
| ૨૨. | આદ્યન્તયમક | ,, |
| ૨૩. | આદિદીપક | કારણમાલા |
| ૨૪. | અન્તદીપક | કાવ્યલિંગ |
| ૨૫. | મધ્યદીપક | અતિશયોક્તિ અને કાવ્યલિંગનો સંકર |
| ૨૬. | રૂપક | સાવયવરૂપક |

| | | |
|---|---|---|
| ૨૭. | વિશિષ્ટોપમાયુક્ત રૂપક | ઉત્પ્રેક્ષા |
| ૨૮. | રોષાર્થાન્વવસિત રૂપક | અતિશયોક્તિ અને રૂપકનો સંકર |
| ૨૯. | અર્ધરૂપક | ઉપમા |
| ૩૦. | અન્વર્થોપમાયુક્તરૂપક | ઉપમાગર્ભિત રૂપક |
| ૩૧ | ઇવોપમા | શ્રૌતી પૂર્ણોપમા |
| ૩૨. | યથોપમા | શ્રૌતી પૂર્ણોપમા |
| ૩૩. | સહોપમા | સહોક્તિ |
| ૩૪. | તદ્ધિતોપમા | તદ્ધિતગા પૂર્ણોપમા |
| ૩૫. | લુપ્તોપમા | ઉત્પ્રેક્ષા |
| ૩૬. | સમોપમા | લુપ્તોપમા |
| ૩૭. | અર્થાન્તરન્યાસ | અર્થાન્તરન્યાસ અને યમકની સંસૃષ્ટિ |
| ૩૮. | આક્ષેપ | કાવ્યલિંગ અને અર્થાન્તરન્યાસનો સંકર |
| ૩૯. | આક્ષેપ | આક્ષેપ |
| ૪૦. | વ્યતિરેક | વ્યતિરેક |
| ૪૧. | વિભાવના | કાવ્યલિંગ |
| ૪૨. | સમાસોક્તિ | અતિશયોક્તિ અને રૂપકનો સંકર |
| ૪૩ | અતિશયોક્તિ | સ્વભાવોક્તિ |
| ૪૪. | યથાસંખ્ય | યથાસંખ્ય |
| ૪૫. | ઉત્પ્રેક્ષા | ઉત્પ્રેક્ષા |
| ૪૬. | વાર્તા | અતિશયોક્તિ |
| ૪૭. | પ્રેયઃ | પ્રતીપ |
| ૪૮. | રસવત્ | ઉત્પ્રેક્ષા અને રૂપકનો સંકર |
| ૫૦. | પર્યાયોક્તિ | ભ્રાન્તિમાન |
| ૫૧. | સમાહિત | સ્વભાવોક્તિ |
| ૫૨. | ઉદાર (પ્રથમ પ્રકાર) | સ્વભાવોક્તિ |
| ૫૩. | ઉદાર (બીજો પ્રકાર) | ઉદાત્ત |
| ૫૪. | ઉદાર (બીજો પ્રકાર) | ઉદાત્ત અને અતિશયોક્તિનો સંકર |
| ૫૫. | સુહોક્તિશ્લિષ્ટ | તુલ્યયોગિતા |

| | | |
|---|---|---|
| ૫૬. | ઉપમાશ્લિષ્ટ | શ્લિષ્ટવિશેષણા ઉપમા અથવા પ્રકૃતાપ્રકૃતવિષયશ્લેષ |
| ૫૭. | હેતુશ્લિષ્ટ | તુલ્યયોગિતા |
| ૫૮. | અપહ્નુતિ | અપહ્નુતિ |
| ૫૯. | વિશેષોક્તિ | વિરોધ |
| ૬૦. | વ્યાજસ્તુતિ | અતિશયોક્તિ અને ઉપમાનો સંકર |
| ૬૧. | ઉપમારૂપક | રૂપક નિર્વ્યૂઢા ઉત્પ્રેક્ષા |
| ૬૨. | તુલ્યયોગિતા | સમ |
| ૬૩. | નિદર્શના | ઉત્પ્રેક્ષા |
| ૬૪. | વિરોધ | વિરોધ યથાસંખ્યને દીપકનો સંકર |
| ૬૫. | ઉપમેયોપમા | ઉપમેયોપમા |
| ૬૬. | સહોક્તિ | સહોક્તિ |
| ૬૭. | પરિવૃત્તિ | અર્થાન્તરન્યાસ |
| ૬૮. | સંસદેહ | સસંદેહ |
| ૬૯. | અનન્વય | અનન્વય |
| ૭૦. | ઉત્પ્રેક્ષાવયવ | ઉત્પ્રેક્ષા અને રૂપકનો સંકર |
| ૭૧. | સંસૃષ્ટિ | સંસૃષ્ટિ |
| ૭૨. | આશીઃ | કાવ્યલિંગ |
| ૭૩. | હેતુ | દષ્ટાંત |
| ૭૪. | નિપુણ | પ્રેયઃ |

## યાદીની તુલના

અલંકારોની આ યાદી સરખાવતાં સ્પષ્ટ થાય છે કે બંને ટીકાકારો સંમત થાય છે કે આ સર્ગના ૭૫ શ્લોકોમાંથી ૭૪ શ્લોકોમાં અલંકારો ઉદાહૃત થયેલા છે. બે શબ્દાલંકારો વિશે પણ બંને એકમત છે ૩૬ અર્થાલંકારોમાંથી ૩૦ના પ્રકાર નથી આપ્યા, જ્યારે ૬ અર્થાલંકારોના (તેમની સાથે) કુલ ૨૧ પ્રકારો થયા. તેમાંથી અર્થાન્તરન્યાસ, આક્ષેપ (બીજો પ્રકાર), વ્યતિરેક, યથાસંખ્ય, ઉત્પ્રેક્ષા, ઉદાર (બીજો પ્રકાર), અપહ્નુતિ, વિરોધ, ઉપમેયોપમા, સહોક્તિ, સંસદેહ, અનન્વય અને સંસૃષ્ટિ એ ૧૩ વિશે બંને પૂરેપૂરી રીતે તેમજ સાવયવરૂપક, અન્વર્થોપમાયુક્તરૂપક, ધર્મોપમા, યથોપમા, તદ્ધિતગા ઉપમા અને સમોપમા—એ ૬

વિશે લગભગ સહમત થાય છે, જ્યારે બાકીના ૩૨ મુદ્દા પર જયમંગલ અને મલ્લિનાથ વચ્ચે અલંકારોની ઓળખ અંગે મતભેદ પ્રવર્તે છે.

આ ૩૨ મુદ્દાઓની અહીં ભટ્ટિકાવ્યના શ્લોકોના ક્રમ પ્રમાણે વિગતવાર ચર્ચા કરવામાં આવી છે.

દસમા સર્ગમાં મલ્લિનાથે બધા થઈને ૨૫ અર્થાલંકારો ઓળખાવ્યા છે, તેમાંના ૨૦ જેટલાનું સમર્થન તેમણે વિદ્યાનાથના 'પ્ર.રુ' (ઈ.સ. ૧૨૦૧–૧૩૨૧) માંથી વ્યાખ્યા આપી કર્યું છે, જ્યારે બાકીના ઉપમા, રૂપક જેવા જાણીતા અલંકારની કોઈ વ્યાખ્યા આપી નથી. કારણમાલા અને ઉદાત્ત અલંકારની વ્યાખ્યા તેમણે 'અલંકારસર્વસ્વ' (ઈ.સ. ૧૧૩૫–૧૧૫૦) માંથી આપી છે, જ્યારે પ્રેયઃની વ્યાખ્યા દંડીના 'કા.આ.' માંથી આપી છે.

આ તફાવતની ચર્ચા કરતી વખતે બંને કયા મુદ્દાની બાબતમાં અને શા માટે જુદા પડે છે, તેનીજ મુખ્યત્વે ચર્ચા કરવામાં આવી છે. આ બાબતની છણાવટ ભટ્ટિકાવ્યના સંપાદક શ્રી. ક. પ્રા. ત્રિવેદીએ તેમની દસમા સર્ગ પરની નોંધમાં અને શ્રી શારદારંજન રે એ તેમની પણ દસમા સર્ગ પરની નોંધમાં કરી છે.

આ ઉપરાંત શ્રી. હુયકાસે ભટ્ટિકાવ્યના અલંકારો પરના તેમના અંગ્રેજી લેખમાં, અને ડૉ. સ. પા. નારંગે ભટ્ટિકાવ્ય પરના પુસ્તકમાં પણ આ ચર્ચા કરી છે.

## ૧. આદિદીપક વિ. કારણમાલા(૧૦.૨૩)

જયમંગલ આને અનેક ક્રિયાપદ સહિતના આદિદીપક તરીકે ઓળખે છે, કારણકે આમાં અનેક ક્રિયાપદ છે અને તે સમસ્ત વાક્યાર્થનો પ્રકાશ કરે છે. શરૂઆતમાં દર્શાવેલી ગમનક્રિયા ત્રણે વાક્યોમાં અન્વિત થઈને બાકીનાં કાર્યોનું કારણ બને છે અને તે ગમનક્રિયાનો નિર્દેશ શ્લોકની શરૂઆતમાં છે, માટે તે આદિદીપક છે.

મલ્લિનાથ 'અ.સ.' માંથી વ્યાખ્યા[૩૩] આપી આ શ્લોકમાં કારણમાલા દર્શાવે છે, કારણકે હનુમાનની ગમનક્રિયા પાણીને ક્ષુબ્ધ કરે છે અને પાણી વૃક્ષોને કંપાવે છે વગેરે. મલ્લિનાથની દલીલ એ છે કે દીપકમાં પ્રસ્તુત અપ્રસ્તુત વસ્તુઓનો એકક્રિયા સાથે સંબંધ હોવો જરૂરી છે, માટે આમાં દીપક ન ગણાય.

આ બંને ટીકાકારો વચ્ચેનો મતભેદ દીપક અલંકારની બદલાયેલી વિભાવનાને કારણે છે. આ શ્લોકની ચમત્કારિતા શૃંખલાની જેમ અન્વિત થયેલાં કારણોને લીધે વધારે ઉપસે છે એ હકીકત છે.

## ૨. અન્તદીપક વિ. કાવ્યલિંગ (૧૦.૨૪)

શ્લોકનું મુખ્ય ક્રિયાપદ 'अमण्डयन्' શ્લોકના અંતમાં છે, તેથી જય-મંગલ એને અન્તદીપક કહે છે, જ્યારે મલ્લિનાથ આમાં કાવ્યલિંગ અલંકાર જુએ છે, કારણકે હનૂમાને સ્મિતથી દર્શાવેલો કાર્યનો નિશ્ચય કપિસૈન્યના પ્રસન્ન થઈને ભેગા થવાનું કારણ છે.

અત્રે એ બાબત નોંધપાત્ર છે કે ભટ્ટિ અને ભામહના જમાનામાં, કાવ્યલિંગ અલંકારની અલંકારશાસ્ત્રમાં હસ્તી ન હતી, એટલું જ નહીં. દીપકની વિભાવના પણ ઘણી સરળ હતી. તેમાં પ્રસ્તુત અપ્રસ્તુત પદાર્થો કોઈ એક ક્રિયા કે ધર્મ જોડે સંકળાયેલા હોય અને તે પરથી ઔપમ્ય સૂચવાતું હોય, એવી કોઈ અપેક્ષા ન હતી. તે જમાનાની વિભાવના પ્રમાણે ક્રિયાપદ માત્ર બધા પદાર્થોને પ્રકાશિત કરે એટલુંજ પૂરતું હતું.

બંનેએ દર્શાવેલા અલંકારોમાંથી, એક પણ અલંકારની ચમત્કૃતિ શ્લોકમાં ઉપસતી નથી.

## ૩. મધ્યદીપક વિ. અતિશયોક્તિ અને કાવ્યલિંગનો સંકર (૧૦.૨૫)

આ શ્લોકમાં सम्मताः ક્રિયાપદનો મધ્યમાં નિર્દેશ છે માટે જયમંગલે તેમાં મધ્યદીપક અલંકાર દર્શાવ્યો છે. તેની સાથે સંમત થવું મુશ્કેલ છે, કારણકે सम्मताः મુખ્ય ક્રિયાપદ નથી, જ્યારે મુખ્યક્રિયાપદ 'अमन्यन्त' તો શ્લોકના લગભગ અંતે આવે છે.

આમાં દીપક અલંકાર દર્શાવવા માટે મલ્લિનાથે સખત શબ્દોમાં જયમંગલની ટીકા કરી છે અને કહ્યું છે કે તેને (અલંકારના) લક્ષણનું સહેજે જ્ઞાન નથી. મલ્લિનાથ માને છે કે અહીં કાવ્યલિંગ અલંકાર છે, કારણકે હનૂમાનનો અસા-ધારણ વેગ કાર્યની સિદ્ધિ સૂચવે છે અહીં મલ્લિનાથ સાથે પણ સંગત થવું મુશ્કેલ છે, કારણકે કાવ્યલિંગ અલંકાર પણ બરાબર ઉપસતો નથી. પ્રો. હુપકાસ પણ માને છે કે જયમંગલે અહીં દર્શાવેલો મધ્યદીપક અલંકાર પ્રતીતિકર લાગતો નથી.[૨૪]

આ શ્લોકમાં ગરુડ, અનિલ અને સૂર્ય એ જાણીતા ઉપમાન કરતાં પણ વાનરોને હનૂમાન વધારે વેગવાળા લાગ્યા, એ ભાવ ઉપસે છે અને તેથી વ્યતિરેક અલંકાર કદાચ વધારે બંધ બેસે છે.

### ૪. વિશિષ્ટોપમાયુક્ત રૂપક વિ. ઉત્પ્રેક્ષા (૧૦.૨૭)

જયમંગલે દર્શાવ્યું છે કે આમાં હિરણ્યલતાઓનો આરોપ ચલપિંગલકેસર પર અને મણિસંહતિનો આરોપ નેત્રપંક્તિ પર છે. આ બંને આરોપોને લીધે વાનરોને સોનાના શિખરો જેવા કહ્યું છે, માટે અહીં ઉપમાયુક્ત રૂપક છે.

મલ્લિનાથે 'कलधौतसानव इवाथ गिरेः' ને પ્રાધાન્ય આપી ઉત્પ્રેક્ષા અલંકાર કહ્યો છે. મલ્લિનાથે હનુમાનને ગિરિ સાથે સરખાવીને વાનરોને તેના શિખરો સાથે સરખાવ્યા છે તે જરા વિચિત્ર લાગે છે. આમાં ઉપમા કે ઉત્પ્રેક્ષા બંનેમાંથી ગમે તે અલંકાર લઈ શકાય તેમ છે.

### ૫. શેષાર્થાન્વવસિત રૂપક વિ. અતિશયોક્તિ અને રૂપકનો સંકર (૧૦.૨૮)

આ શ્લોકમાં જયમંગલ સમજાવે છે કે आनन्दपरीतनेत्रवारीन् એ શેષ અર્થ છે. તેનાથી યુક્ત कपितोयनिधीन् એ શેષાર્થાન્વવસિત રૂપક છે. મલ્લિનાથ તેને રૂપકાપેત અતિશયોક્તિ કહે છે. તેમના મત પ્રમાણે સમુદ્રના પાણીનો હર્ષાશ્રુ પર આરોપ છે, તેથી અહીં વારિદ્વયનો અભેદાધ્યવસાય છે માટે અતિશયોક્તિ છે. તે कपितोयनिधी અને प्लवङगमेन्दुः રૂપકોથી યુક્ત છે, માટે સંકર છે. આ શ્લોકને વાંચતાં તેમાં રૂપક અલંકાર મુખ્યત્વે ઉપસે છે, એ વાત પ્રત્યે ધ્યાન ખેંચવું જરૂરી છે.

જયમંગલ અહીં કોઈનો મત નોંધે છે કે કેટલાક એને ખંડરૂપક કહે છે. ખંડરૂપકનો ઉલ્લેખ હાલ આપણને 'વાગ્ભટાલંકાર'માં મળે છે, તેની વ્યાખ્યા તેમાં નીચે પ્રમાણે આપી છે:[૩૫]

यद्रूपकं विशेषणेषु खण्डे जायते तत्खण्डमेव ।

### ૬. અર્ધરૂપક વિ. ઉપમા (૧૦.૨૯)

જયમંગલ આ શ્લોકના ઉત્તરાર્ધમાં આવેલા कपिनागाः સમાસને ધ્યાનમાં રાખીને અર્ધરૂપક કહે છે, જ્યારે મલ્લિનાથ એ શબ્દના આધારે જ આમાં ઉપમા જુએ છે. બંને જણ તેનો વિગ્રહ कपयो नागा इव कपिनागाः એમજ કરે છે.

જ્યારે આવા સમાસ પરથી તે રૂપક છે કે ઉપમા છે તે નક્કી કરવું મુશ્કેલ હોય તેવે પ્રસંગે ઉપમેય અને ઉપમાન પૈકી કોનું પ્રાબલ્ય તે જોઈને અલંકાર નક્કી થાય છે. આ શ્લોકમાં मुदिताङ्गदाज्ञया એ વાક્યાંશને ધ્યાનમાં લઈએ તો ઉપમા અલંકારના પક્ષે વધારે નમવું પડે. જયમંગલે આપેલ અર્ધરૂપક નામ બીજા કોઈએ દર્શાવેલ નથી. દંડી 'કા. આ'માં આને અવયવીરૂપક કહે છે.[૩૬]

७. સહોપમા વિ. સહોક્તિ (૧૦૩૩)

જયમંગલ 'समदृश्यत जीविताशया सह रामेण वधूशिरोमणि મા સહોપમા જણાવે છે, કારણકે सह શબ્દથી જીવિતાશા સાથે ઔપમ્ય દર્શાવ્યુ છે મલ્લિનાથ એને સહોક્તિ તરીકે ઓળખાવે છે સહોપમા ઔપમ્ય પર અને સહોક્તિ અતિશયોક્તિ પર આધારિત હોય છે, છતા બન્ને વચ્ચે સૂક્ષ્મ તફાવત રહેલો છે

જયમંગલે દર્શાવેલ સહોપમા નામનો પ્રકાર બીજા કોઈ આલંકારિકે દર્શાવેલ નથી વળી આને સહોક્તિ ન જ કહેવાય એવી દલીલ થઈ શકે તેમ નથી, કારણકે ભટ્ટિએ શ્લો ૧૦૬૬મા દર્શાવેલા સહોક્તિ અલંકારનુ દૃષ્ટાંત સહોપમા સાથે પણ મળતુ આવે છે, માટે મલ્લિનાથનો અભિપ્રાય પણ નકારી શકાય તેમ નથી

જયમંગલને પક્ષે એટલુ જ કહી શકાય કે આ શ્લોક ઉપમાના બીજા પ્રકારો દર્શાવતા શ્લોકો સાથે આવે છે માટે સહોપમા કહીએ તો ક્રમમા બંધ બેસે છે આ શ્લોક વાચતા, સ્પષ્ટ થશે કે બન્ને માથી કોઈના પણ મતને ખોટો કહેવાય તેમ નથી

रुचिरोन्नतगौरत्न परिपूर्णामृतरश्मिमण्डल ।
समदृश्यत जीविताशया सह रामेण वधूशिरामणि ॥

૮. લુપ્તોપમા વિ ઉત્પ્રેક્ષા (૧૦૩૮)

જયમંગલ 'चिन्तामणि स्यान्न क्व हनूमान् । એ ઉક્તિમા 'इव' નો શબ્દાર્થ ગમ્ય હોવાને લીધે આમા લુપ્તોપમા કહે છે, જ્યારે મલ્લિનાથ, ચિન્તિતાર્થ મેળવી આપવાને લીધે આ જાણે કે ચિન્તામણિ છે,' એમ વિચારી તેને ઉત્પ્રેક્ષા કહે છે ઉપમામા ઔપમ્ય પર, જ્યારે ઉત્પ્રેક્ષામા સભાવન પર ભાર હોય છે, તેથી જે દૃષ્ટિએ વિચારીએ તે દૃષ્ટિએ આ અલંકાર લુપ્તોપમા કે ઉત્પ્રેક્ષા કહી શકાય

૯ આક્ષેપ વિ કાવ્યલિંગ (૧૦૩૮)

જયમંગલ આમા ઉક્તવિષય આક્ષેપ અલંકાર જણાવે છે, કારણકે પૂર્વાર્ધમા જે ઇષ્ટ અર્થ (રાક્ષસ મૂઢ અને સમૃદ્ધ છે, માટે તે ફૈટ થાય જ એમા કંઈ નવાઈ નથી), કહ્યો છે, તેનો ઉત્તરાર્ધમા દેખીતો નિષેધ કર્યો છે

મલ્લિનાથ આ શ્લોકને જુદીજ રીતે વિચારે છે એ કહે છે કે ગજેના ઉદ્ધત થવ મારેના ક્રમ કારણ પૂર્વાર્ધમા જણાવ્યા છે, માટે પદાર્થહેતુક કા

### ૪. વિશિષ્ટોપમાયુક્ત રૂપક વિ. ઉત્પ્રેક્ષા (૧૦.૨૭)

જયમંગલે દર્શાવ્યું છે કે આમાં હિરણ્યલતાઓનો આરોપ ચલપિંગલકેસર પર અને મણિસંહતિનો આરોપ નેત્રપંક્તિ પર છે. આ બંને આરોપોને લીધે વાનરોને સોનાના શિખરો જેવા કહ્યું છે, માટે અહીં ઉપમાયુક્ત રૂપક છે.

મલ્લિનાથે 'कलधौतसानव इवाथ गिरेः' ને પ્રાધાન્ય આપી ઉત્પ્રેક્ષા અલંકાર કહ્યો છે. મલ્લિનાથે હનુમાનને ગિરિ સાથે સરખાવીને વાનરોને તેના શિખરો સાથે સરખાવ્યા છે તે જરા વિચિત્ર લાગે છે. આમાં ઉપમા કે ઉત્પ્રેક્ષા બંનેમાંથી ગમે તે અલંકાર લઈ શકાય તેમ છે.

### ૫. શેષાર્થા-વવસિત રૂપક વિ. અતિશયોક્તિ અને રૂપકનો સંકર (૧૦.૨૮)

આ શ્લોકમાં જયમંગલ સમજાવે છે કે आनन्दपरीतनेत्रवारीन् એ શેષ અર્થ છે. તેનાથી યુક્ત कपितोयनिधीन् એ શેષાર્થા-વવસિત રૂપક છે. મલ્લિનાથ તેને રૂપકોપેતા અતિશયોક્તિ કહે છે. તેમના મત પ્રમાણે સમુદ્રના પાણીનો હર્ષાશ્રુ પર આરોપ છે, તેથી અહીં વારિદ્વયનો અભેદાધ્યવસાય છે માટે અતિશયોક્તિ છે. તે कपितोयनिधी અને प्लवङ्गमेन्दुः રૂપકોથી યુક્ત છે, માટે સંકર છે. આ શ્લોકને વાંચતાં તેમાં રૂપક અલંકાર મુખ્યત્વે ઉપસે છે, એ વાત પ્રત્યે ધ્યાન ખેંચવું જરૂરી છે.

જયમંગલ અહીં કોઈનો મત નોંધે છે કે કેટલાક એને ખંડરૂપક કહે છે. ખંડરૂપકનો ઉલ્લેખ હાલ આપણને 'વાગ્ભટાલંકાર'માં મળે છે, તેની વ્યાખ્યા તેમાં નીચે પ્રમાણે આપી છે:[૩૫]

यद्रूपकं विशेषणेषु खण्डे जायते तत्खण्डमेव ।

### ૬. અર્ધરૂપક વિ. ઉપમા (૧૦.૨૯)

જયમંગલ આ શ્લોકના ઉત્તરાર્ધમાં આવેલા कपिनागाः સમાસને ધ્યાનમાં રાખીને અર્ધરૂપક કહે છે, જ્યારે મલ્લિનાથ એ શબ્દના આધારે જ આમાં ઉપમા જુએ છે. બંને જણ તેનો વિગ્રહ कपयो नागा इव कपिनागाः એમજ કરે છે.

જ્યારે આવા સમાસ પરથી તે રૂપક છે કે ઉપમા છે તે નક્કી કરવું મુશ્કેલ હોય તેવે પ્રસંગે ઉપમેય અને ઉપમાન પૈકી કોનું પ્રાબલ્ય તે જોઈને અલંકાર નક્કી થાય છે. આ શ્લોકમાં मुदिताङ्गदाज्ञया એ વાક્યાંશને ધ્યાનમાં લઈએ તો ઉપમા અલંકારના પક્ષે વધારે નમવું પડે. જયમંગલે આપેલ અર્ધરૂપક નામ બીજા કોઈએ દર્શાવેલ નથી. દંડી 'કા. આ'માં આને અવયવીરૂપક કહે છે.[૩૬]

પણ પ્રાચીન હસ્તપ્રતોમાં ચાલી આવતી પરંપરાને અનુસરીને જ આમ કહ્યું લાગે છે, કારણ કે એ પોતે પણ એવું કોઈ અસામાન્ય તત્ત્વ બતાવી શક્યા નથી, તેથી તો એમણે કહ્યું છે કે, अवश्यं च कश्चिद् विशेषोऽस्ति ।

મલ્લિનાથને પણ એવી કોઈ ચમત્કૃતિ જણાતી નથી, તેથી તેમણે, પ્રાસ્થાનિક રૂપ,વેશ, વગેરે ક્રિયાનું યથાતથ વર્ણન આમાં હોવાથી, સ્વભાવોક્તિ દર્શાવે છે. હ્યુકાસ પણ આમાં સ્વભાવોક્તિ જુએ છે.[37] ટીકાકાર ભરતમલ્લિક પણ આમાં સ્વભાવોક્તિ છે તેમ સાબિત કરવા પ્રયત્ન કરે છે. ખરેખરતો આ શ્લોકમાં કોઈ પણ અલંકાર દર્શાવવો મુશ્કેલ છે, તેમ છતાં સળંગ અલંકારો નિરૂપાયા છે તેથી કોઈ અલંકાર હોવો જોઈએ એમ માનીનેજ મલ્લિનાથે સ્વભાવોક્તિ અલંકાર દર્શાવ્યો હશે.

## ૧૩. વાર્તા વિ. અતિશયોક્તિ (૧૦.૪૬)

મહેન્દ્ર પર્વતનું વર્ણન કરતા આ શ્લોકમાં વાર્તા નામનો અલંકાર છે, તેમ કહીને, તેને સમજાવતાં જયમંગલ કહે છે કે આ શ્લોકમાં તત્ત્વાર્થ કથન છે માટે વાર્તા છે વાર્તાના બે પ્રકાર–વિશિષ્ટા અને નિર્વિશિષ્ટા–જયમંગલે દર્શાવ્યા છે. તેમાં વિશિષ્ટા વાર્તા તે સ્વભાવોક્તિ કહેવાય છે અને નિર્વિશિષ્ટા પ્રકાર તે 'વાર્તા' અલંકાર કહેવાય છે તેમ તે જણાવે છે, જ્યારે આ શ્લોક વિશિષ્ટા વાર્તાનું ઉદાહરણ છે, તેમ ડૉ. રાઘવન માને છે.[38]

પ્રાચીન–જાવાઈ રામાયણના અલંકારને ઉદાહૃત કરતા અગિયારમા સર્ગમાં વાર્તા (૧૧.૫૩) અને સ્વભાવોક્તિ (૧૧.૬૦) બંને અલંકાર મળે છે, તે નોંધવા જેવું છે. વિ. ધ. પુ. ના કર્તા અને ભટ્ટિ સિવાય બીજા કોઈ સંસ્કૃત અલંકારશાસ્ત્રી 'વાર્તા' નામનો અલંકાર આપતા નથી, જ્યારે ભામહ ચમત્કારહીન ઉક્તિને 'વાર્તા' કહે છે, (૨.૮૯) અને તે સ્વભાવોક્તિ અલંકાર જુદો ગણાવે છે (૨.૯૩).

મલ્લિનાથ આ શ્લોકમાં અતિશયોક્તિ દર્શાવે છે (अत्र मूलादीना पाताद्यसंबन्धेऽपि संबन्धोक्तेरतिशयोक्तिः ।) આ શ્લોકની વિગતમાં ઊંડા ઉતરીએ તો જણાય છે કે પહેલા ત્રણ ચરણમાં અતિશયોક્તિ છે, કારણ કે પર્વતનાં મૂળ પાતાળમાં છે. તેમ, તેનાં શિખરો દેવલોકને સ્પર્શી રહ્યા છે, વગેરે નિરૂપાયું છે, જ્યારે છેલ્લા ચરણમાં ફળફૂલથી લચી પડેલી કુંજોના વર્ણનમાં સ્વભાવોક્તિ છે, માટે અતિશયોક્તિનું પ્રાધાન્ય ગણાય.

## ૧૪. પ્રેયઃ વિ. પ્રતીપ (૧૦.૪૭)

જયમંગલ આમાં પ્રેયઃ અલંકાર દર્શાવે છે, કારણ કે પ્રિયાધ્વનિ જેવા

લિંગ અલંકાર છે અને તે ઉત્તરાર્ધમાં આવેલા અર્થાંતરન્યાસથી અનુપ્રાણિત થાય છે. પ્રસ્તુત શ્લોક નીચે પ્રમાણે છે :

ऋद्धिमान् राक्षसो मूढश्चित्रं नासौ यदुद्धतः ।
को ना हेतुरनार्याणा धर्म्ये वर्त्मनि वर्तितुम् ॥

તટસ્થપણે જોઈએ તો આ શ્લોકની ચમત્કારિતા ઉત્તરાર્ધમાં રહેલા દેખીતા પ્રતિષેધમાં રહેલી છે, માટે આક્ષેપ અલંકાર વધારે ઉપસે છે. વળી ભટ્ટિના જમાનામાં કાવ્યલિંગ અલંકાર જાણીતો ન હતો, તે ધ્યાનમાં રાખવું ખાસ જરૂરી છે.

## ૧૦. વિભાવના વિ. કાવ્યલિંગ (૧૦.૪૧)

જયમંગલ આ શ્લોકમાં વિભાવના દર્શાવે છે, કારણકે રાક્ષસમાં વૃદ્ધસેવા વગર પંડિતત્વ આવ્યું હતું, વિરોધ વગર નિષ્ઠુરતા આવી હતી વગેરે. આમ ક્રિયાનો પ્રતિષેધ છતાં ફલનિષ્પત્તિ છે, માટે વિભાવના છે. મલ્લિનાથ શ્લોકના છેલ્લાચરણ પર ભાર મૂકીને કહે છે કે સીતાનું તાત્કાલિક રક્ષણ કરવાના કારણો પ્રથમ ત્રણે ચરણમાં જણાવ્યાં છે, જેમકે રાક્ષસે પરીક્ષા (વિચાર) કર્યા વગર તેનું અપહરણ કર્યું છે વગેરે, માટે પદાર્થહેતુક કાવ્યલિંગ છે. (अत्र रावणविशेषणैः ..सीतात्राणस्यावश्यकत्वसमर्थनात् पदार्थहेतुकं काव्यलिङ्गमलङ्कारः। આ શ્લોકમાં વિભાવના કરતાં કાવ્યલિંગ કદાચ વધારે ઉપસે છે.

## ૧૧. સમાસોક્તિ વિ. અતિશયોક્તિ (૧૦.૪૨)

જયમંગલ આમાં સમાસોક્તિ કહે છે, કારણકે રામના (પ્રસ્તુતનાં) સમાન વિશેષણો જેવાં કે विह्वलसत्त्वमंकुल, परितापमूर्च्छित વગેરે વડે અપ્રસ્તુત મહાહ્રદ સૂચવાય છે (જો કે અહીં તો મહાહ્રદનું સ્પષ્ટ કથન છે), માટે આ સમાસોક્તિ છે.

મલ્લિનાથ કહે છે કે અહીં પ્રિયના સમાચાર પર અનભવૃષ્ટિત્વનો અધ્યવસાય છે, માટે ભેદે અભેદલક્ષણા નામની અતિશયોક્તિ છે.

આ શ્લોકનો અભ્યાસ કરતાં લાગે છે કે પછીના આલંકારિકો (એટલે મલ્લિનાથના સમયના પણ) મહાહ્રદનું શ્લોકમાં સ્પષ્ટ કથન છે એ એક વાંધાને બાદ કરતાં શ્લિષ્ટવિશેષણોને લીધે, આ શ્લોકમાં સમાસોક્તિ ગણવા પ્રેરાય એમ લાગે છે.

## ૧૨. અતિશયોક્તિ વિ. સ્વભાવોક્તિ (૧૦.૪૩)

આ શ્લોકમાં જયમંગલે અતિશયોક્તિ અલંકાર દર્શાવ્યો છે, પણ આમાં ભામહની વ્યાખ્યા પ્રમાણે 'લોકાતિક્રાન્તગોચર' જેવું કઈ જણાતું નથી. જયમંગલે

આપી નથી. આ શ્લોકમાં એવું નિરૂપણ છે કે પર્વત જે પોતે સ્થિર, અનુલ્લંઘનતિવાળો હતો, તે પ્રચપલ, ગુરુ નહીં તેવા એવા મનુષ્યને છોડીને જાણે સમુદ્રકાંઠે વસ્યો હોય.

જયમંગલ પણ પ્રાચીન હસ્તપ્રતોને અનુસરીને અહીં ઊર્જસ્વી દર્શાવે છે, તેમ તેમણે આપેલ સમજૂતી પરથી લાગે છે. તેઓ સમજાવે છે કે આ શ્લોકમાં સાહંકાર વસ્તુનું અભિધાન છે માટે ઊર્જસ્વી છે. શ્લોકના ભાવાર્થને જોતાં આ બાબત ખાસ બંધબેસતી નથી. ભામહના ઊર્જસ્વીના ઉદાહરણમાં અહંકારયુક્ત ઉક્તિ છે, તે ધ્યાનમાં રાખીને જયમંગલે આમ કહ્યું હશે? દંડીની આ અલંકારની વ્યાખ્યામાં (૨.૨૭૫), 'રૂઢાહંકાર' એજ મુખ્ય લક્ષણ તરીકે નિર્દિષ્ટ થયો છે.

ઊર્જસ્વીની, પછીના આલંકારિકોની વિભાવના એકદમ જુદી છે. સા. દ. (૧૦.૯૫) પ્રમાણે રસાભાસ કે ભાવાભાસ જ્યારે બીજા કોઈ ભાવનો ગુણીભૂત બને ત્યારે આ અલંકાર બને છે. ડૉ. હુવકાસ માને છે કે આ શ્લોકમાં આવતો ઊર્જિત શબ્દ પણ અલંકારનું નામ સૂચવવા હેતુપૂર્વક પ્રયોજાયો છે[४१]

મલ્લિનાથે ત્રીજા ચરણમાં આવેલા कृतवसतिमिव શબ્દ ઉપર ભાર મૂકીને, અહીં ઉત્પ્રેક્ષા અલંકાર દર્શાવી તેને કાવ્યલિંગથી અનુપ્રાણિત કહ્યો છે કારણકે મનુષ્યને છોડી, સમુદ્રકાંઠે વસવાનાં કારણો જેવાં કે મનુષ્યની ચપલતા વગેરે પૂર્વાર્ધમાં અપાયાં છે.

આ શ્લોકમાં ઉત્પ્રેક્ષાની ચમત્કારિતા વધારે ઉપસે છે, તો બીજી બાજુ 'ઊર્જિત' શબ્દનો ઉપયોગ ઊર્જસ્વી અલંકાર તરફ આપણને ખેંચે છે.

## ૧૭. પર્યાયોક્તિ વિ. ભ્રાન્તિમાન (૧૦.૫૦)

જયમંગલ આ શ્લોકમાં પર્યાયોક્તિ અલંકાર માને છે, કારણકે આ પ્રર્વત અમરપુર જેવો સમૃદ્ધ છે, કલ્પવૃક્ષની જેમ સુખ કરનાર છે, તેમ કવિ પર્યાય વડે કહેવા માગે છે, જ્યારે મલ્લિનાથ सुराङ्गनाना अमरपुरमतिं दधतम्' એ ત્રીજા ચરણ પર ભાર મૂકીને જણાવે છે કે તે સુરાંગનાઓને સ્વર્ગની ભ્રાન્તિ કરાવતો હતો. (सरत्नदीपैः सुराङ्गनानाममरपुरमतिं स्वर्गभ्रान्तिं दधत कुर्वाणम् ।) માટે ભ્રાન્તિમાન્ અલંકાર છે.

ભટ્ટિ અને ભામહના જમાનામાં ભ્રાન્તિમાન્ અલંકાર જાણીતો ન હતો, એ બાબત નોંધપાત્ર છે. આ શ્લોકનાં ચારે ચરણોને જોતાં એમ લાગે છે કે કદાચ પર્યાયોક્તિ અલંકાર વધારે બંધ બેસે છે, કારણકે કવિનો ભાર પર્વત અમરપુર જેવો હતો, એ બાબત પર વધારે છે.

મધુકરવિરુત વગેરેને સાંભળીને રામને થતો પ્રમોદ નિરૂપાયો છે, પ્રિયતમ વસ્તુનું અભિધાન જેમાં હોય તે પ્રેયઃનું ઉદાહરણ ગણાય એવી તેની વિભાવના હતી. પછીના સમયમાં તેમાં ફેરફાર થયો છે 'કા.પ્ર.'કાર પ્રેયઃ અલંકારને, દસમાં ઉલ્લાસમાં આપતા નથી. વિશ્વનાથ પ્રમાણે, એક ભાવ કે રસ જ્યારે બીજા ભાવનો ગુણીભૂત બને છે. ત્યારે પ્રેયઃ અલંકાર થાય છે.[૩૯]

મલ્લિનાથ આને પ્રતીપ અલંકાર ગણાવે છે, કારણકે પ્રિયધ્વનિનું અનુકરણ કરતા મધુકરવિરુત વગેરે ઉપમાનને ઉપમેય તરીકે કલ્પવામાં આવ્યાં છે. (अत्र मधुकरविरुताना सरसीरुहाणा चोपमानाना उपमयत्वकल्पनाद.. प्रतीपाल कारः એ નોંધવું જરૂરી છે કે ભટ્ટિના જમાનામાં પ્રતીપ અલંકાર જાણીતો ન હતો

## ૧૫. રસવત્ વિ. ઉત્પ્રેક્ષા અને રૂપકનો સંકર (૧૦.૪૮)

જયમંગલ આ શ્લોકમાં રસવત્ અલંકાર દર્શાવે છે, કારણકે પર્વતને પ્રિયતમ અને આકાશને પ્રિયતમા તરીકે કલ્પીને નિરૂપણ કરવામાં આવ્યું છે. (रसवदिति दिवो गिरेश्च स्त्रीपुंसयोरिव शृङ्गाररसाभिधानात् ।) મલ્લિનાથ આ શ્લોકના છેલ્લા ચરણ शिखरकरैर्मदनादिव स्पृशन्तम् । પર ભાર મૂકી તેને ક્રિયાસ્વરૂપોત્પ્રેક્ષા દર્શાવે છે અને એનો ग्रहमणिरशन વગેરે રૂપક સાથે સંકર દર્શાવે છે.

આ બાબતમાં બંનેમાંથી એકને ખોટા દર્શાવી શકાય તેમ નથી. જે પાસા પર ભાર મૂકીએ તે પ્રમાણે અલંકાર દર્શાવાય તેમ છે. રસવત્‌ની વિભાવના પણ ભટ્ટિ અને ભામહના સમય પછી સહેજ બદલાઈ છે. ભામહ (૩.૬) પ્રમાણે જ્યાં શૃંગાર વગેરે રસનું સ્પષ્ટ કથન થયું હોય તેને રસવત્ ગણાય, જ્યારે વિશ્વનાથ (૧૦.૯૫) પ્રમાણે એક રસ બીજા રસના અંગભૂત તરીકે નિરૂપાય ત્યારે રસવત્ અલંકાર ગણાય. શ્રી. ક. પ્રા. ત્રિવેદી સંપાદિત ભટ્ટિકાવ્યની આવૃત્તિ આ શ્લોકમાં 'ग्रहमणिरसन' એવો પાઠ આપે છે, તે ધ્યાનમાં રાખીને શ્રી હુયકાસ માને છે કે રસવત્ અલંકારના નામનો આમાં સંકેત કરાયો છે.[૪૦] આ શ્લોકમાં રસવત્ કે ઉત્પ્રેક્ષા ગમે તે અલંકાર હોય પણ તે ભટ્ટિની ઊંચી કાવ્યશક્તિનો ખ્યાલ આપે છે.

> ग्रहमणिरशनं दिवो नितम्बं विपुलमनुत्तमलब्धकान्तियोगम् ।
> च्युतघनवसनं मनोऽभिरामं शिखरकरैर्मदनादिव स्पृशन्तम् ॥

## ૧૬. ઊર્જસ્વી વિ. ઉત્પ્રેક્ષા અને કાવ્યલિંગનો સંકર (૧૦.૪૯)

જયમંગલ આમાં ઊર્જસ્વી અલંકાર દર્શાવે છે. આ અલંકારની વિભાવના ભામહના સમયમાં સ્પષ્ટ ન હતી એમ લાગે છે, કારણકે ભામહે તેની વ્યાખ્યા

પ્રતીત થાય છે, માટે તુલ્યયોગિતા છે, અહીં બંને વચ્ચે મતભેદ પડવાનુ કારણ શ્લેષ અનકાર વિશેની બદલાયેલી વિભાવનાજ લાગે છે, જેની ચર્ચા શ્લો. ૧૦૫૬ ના સદર્ભમા કરી છે.

## ૨૧. ઉપમાશ્લિષ્ટ વિ. શ્લિષ્ટવિશેષણા ઉપમા અથવા શ્લેષ (૧૦૫૬)

જયમગલ પચાવનમા શ્લોકને અતે દર્શાવે છે તેમ આમા ઉપમાશ્લિષ્ટ અલકાર છે, કારણકે 'जलमुच इव महातरङ्गान्'મા વાદળાનો ઉપમાન તરીકે અને તરગોનો ઉપમેય તરીકે નિર્દેશ થયો છે અને 'उरमुक्तशीकरौघान्' વગેરે શ્લિષ્ટ વિશેષણો બનેને લાગુ પડે છે

મલ્લિનાથ આ શ્લોકમા પોતે શુ માને છે, તે જણાવ્યા સિવાય બીજા બે મત દર્શાવે છે કે કેટલાક આને શ્લિષ્ટવિશેષણા ઉપમા કહે છે તો કેટલાક પ્રકૃત' અપ્રકૃતવિષય શ્લેષ કહે છે.

શ્લેષમા ખરેખર વિશેષ્ય પણ શ્લિષ્ટ જોઈએ, જ્યારે અહીં તેમ નથી, તેથી ઉપમા અલકાર દર્શાવવોજ વધારે યોગ્ય છે. પણ શ્લિષ્ટવિશેષણા ઉપમા અને ઉપમાશ્લિષ્ટ વચ્ચે નામનોજ ભેદ રહે છે

શ્લેષ અલકારની બાબતમા પ્રાચીન અને પછીના આલકારિકો વચ્ચે એક મતભેદ એ પ્રવર્તે છે કે ઉદ્ભટ વગેરે આલકારિકો એમ માને છે કે જ્યારે શ્લેષ વિદ્યમાન હોય ત્યારે તેની સાથે બીજા અલકારો હોય તો પણ તે ગૌણ ગણાય.[૪૪] બીજુ બાજુ પછીના આલકારિકો એમ માને છે કે શ્લેષ જ્યારે બીજા અલકાર સાથે હોય તો તે બીજા અલકારને મુખ્ય અને શ્લેષમૂલક અલકાર ગણવો.[૪૬] આ જ કારણને લીધે જયમગલ અને મલ્લિનાથ વચ્ચે અહીં મતભેદ પડયો છે

## ૨૨. હેતુશ્લિષ્ટ વિ. તુલ્યયોગિતા (૧૦૫૭)

જયમગલ આ શ્લોકમા હેતુશ્લિષ્ટ નામનો અલકાર દર્શાવે છે, કારણકે હેતુ દ્વારા શ્લિષ્ટ વિશેષણો, જેવાકે विद्रुममणिकृतभूषत्वात् વગેરેનો નિર્દેશ થયો છે

મલ્લિનાથ આ શ્લોકમા, વેલાતટ અને પર્વતો બને પ્રકૃત વસ્તુઓ વચ્ચે શ્લિષ્ટ વિશેષણોને લીધે, સામ્ય જણાય છે, એમ દર્શાવી તુલ્યયોગિતા જણાવે છે આ શ્લોકમા વેલાતટ અને પર્વતો એ હેતુને લીધે જે ગૌ ક્રિયા તના પર ભાર મૂકીએ તો હેતુશ્લિષ્ટ ગણાય અને તુલ્યધર્મને લીધે પ્રતીત થતા ઔપમ્ય પર ભાર મૂકીએ તો તુલ્યયોગિતા જણાય છે શ્લોક વાચતા આ બાબત વધુ સ્પષ્ટ થશે.

## ૧૮. સમાહિત વિ. સ્વભાવોક્તિ (૧૦.૫૧)

હનૂમાને આંગળીથી ચીંધેલી ઉદધિની દક્ષિણ દિશા તરફ રામ અને વાનરસેના જોઈ રહ્યા, એવું નિરૂપણ કરતા આ શ્લોકમાં જયમંગલે સમાહિત અલંકાર કહ્યો છે, પણ, તેની પાસે પણ આની વિભાવના સ્પષ્ટ નથી, કારણ એ હોઈ શકે કે ભામહની આ અલંકારની વિભાવના એવી જ અસ્પષ્ટ છે. ભામહે પોતે પણ વ્યાખ્યા આપ્યા વિના માત્ર દૃષ્ટાંત જ આપ્યું છે સમાહિતનો એક અર્થ 'એકાગ્રતા' છે, એમ કોશમાં આપ્યું છે.[૪૨] જયમંગલ પણ કદાચ આ અર્થ ધ્યાનમાં રાખીને સમાહિતનું સમર્થન કરતાં કહે છે કે समाहितमिति अनन्यमनस्कतया दिशोऽवलोकनात् ।

ભટ્ટિ અને ભામહ પછીના સમયમાં સમાહિત અલંકારની વિભાવના બદલાઈ, જેનો ખ્યાલ સા.દ. માં આપેલી તેની વ્યાખ્યા પરથી આવશે. તે અનુસાર ભાવ પ્રશમ જ્યારે બીજા ભાવને ગુણીભૂત તરીકે નિરૂપાય છે, ત્યારે સમાહિત અલંકાર કહેવાય છે.[૪૩] મલ્લિનાથ આ શ્લોકમાં સ્વભાવોક્તિ અલંકાર માને છે (अत्र स्वभाववर्णनात्स्वभावोक्तिः ।) શ્રી હુયકાસ તેમની સાથે સંમત થાય છે કે આમાં સ્વભાવોક્તિ અલંકારનાંજ લક્ષણો જણાય છે.[૪૪]

## ૧૯. ઉદાર વિ. સ્વભાવોક્તિ (૧૦.૫૨)

જયમંગલ પ્રમાણે, આ શ્લોકમાં જલનિધિની મહાનુભાવતાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, માટે એમાં ઉદાર અલંકાર છે, જ્યારે મલ્લિનાથ યથાવત્ વસ્તુવર્ણનને લીધે આમાં સ્વભાવોક્તિ છે એમ માને છે. હકીકત એ લાગે છે કે મલ્લિનાથ બીજા ચરણને ધ્યાનમાં રાખીને અલંકાર દર્શાવે છે, જ્યારે જયમંગલ ચોથા ચરણને (भुवनभरक्षमप्यभिन्नवेलम्) ધ્યાનમાં રાખીને જલનિધિની મહાનુભાવતા પર ભાર મૂકે છે, જે શ્લોકને વાંચતા વધારે સ્પષ્ટ થશે:

जलनिधिमगमन्महेन्द्रकुञ्जात् प्रचयतिरोहिततिग्मरश्मिभासः ।
सलिलसमुदयैर्महातरङ्गैर्भुवनभरक्षममप्यभिन्नवेलम् ॥

## ૨૦. સહોક્તિશ્લિષ્ટ વિ. તુલ્યયોગિતા (૧૦.૫૫)

આ શ્લોકમાં भुवनभरसहान् વગેરે જેવાં વિશેષણો શ્લિષ્ટ છે અને તે गिरि અને अहि બંનેને લાગુ પડે છે, તેથી જયમંગલ અહીં સહોક્તિશ્લિષ્ટ જુએ છે, કારણકે ગિરિઓ અને સર્પો બંનેનો સહોક્તિથી નિર્દેશ થાય છે. મલ્લિનાથ અહીં તુલ્યયોગિતા જણાવી, તેનું સમર્થન કરતાં કહે છે અહીં ગિરિ અને અહિ (સર્પ) બંને પ્રકૃત છે, ધર્મના સામ્યથી તેમની વચ્ચેનું ઔપમ્ય

## ૨૫. ઉપમારૂપક કિ રૂપકનિર્વ્યૂઢા ઉત્પ્રેક્ષા (૧૦ ૧)

જયમ ગલ આમા ઉપમારૂપક જુએ છે, કારણ "धरणिधरस्तनशुक्लचीनपट्टम् એ રૂપક છે અને આ આખુ રૂપક जलनिवह ઉપમેય માટે ઉપમાનરૂપ છે

મલ્લિનાથે જલનિવહની ધરણિધરરૂપી સ્તનના ચીનપટ તરીકે સભાવના કરી છે માટે તે અહી ઉત્પ્રેક્ષા જણાવે છે આ ઉત્પ્રેક્ષા ઉપર્યુક્ત રૂપકથી ઉપેત છે માટે રૂપકનિર્વ્યૂઢા ઉત્પ્રેક્ષા અલકાર કહ્યો છે છેલ્લા ચરણમા આવેલા રૂપક વિશે બન્ને સહમત છે, પણ 'इव'ને જયમ ગલ ઉપમાદ્યોતક, તો મલ્લિનાથ ઉત્પ્રેક્ષાદ્યોતક ગણે છે

ઉપમારૂપક નામનો સ્વતત્ર અલકાર માત્ર ભટ્ટિ અને ભામહે જ આપ્યો છે દડીએ તેને ઉપમાના એક પ્રકાર તરીકે ગણાવ્યો છે વામન તેને ઉપમાજન્ય રૂપક કહી તેમા ઉપમા અને રૂપકની સસૃષ્ટિ ગણાવે છે

## ૨૬ તુલ્યયોગિતા કિ સમ (૧૦ ૬૨)

આ શ્લોકમા જયમગલે તુલ્યયોગિતા અલકાર દર્શાવ્યો છે કારણકે સુગ્રીવ લક્ષ્મણ, રામ વગેરે જલનિધિના પ્રમાણમા કઈક ન્યૂન હોવા છતા મહાદ્ભુત વગેરેથી વિશિષ્ટ હોવાના ગુણસામ્યને લીધે તે બન્નેની વચ્ચે તુલ્યકાર્ય ભાવ દર્શાવ્યુ છે, તેથી તુલ્યયોગિતા છે

અહી સમાનવિશેષણોથી પ્રતીત થતા બન્ને અનુરૂપના સમાગમનુ વર્ણન છે માટે આમા સમાલકાર છે, તેનુ મલ્લિનાથ સમજાવે છે મલ્લિનાથના જમાનામા તુલ્યયોગિતામા ન્યૂન અને વિશિષ્ટના ગુણસામ્યની અપેક્ષા ન હતી, માત્ર પ્રસ્તુત-અપ્રસ્તુતના સમાન ધર્મ સાથેના સબધમાથી ઔપમ્ય પ્રતીત થવુ જોઈએ તેથી મલ્લિનાથને આમા તુલ્યયોગિતા ન દેખાય તે સહજ છે,

સુગ્રીવ, લક્ષ્મણ વગેરે અને જલનિધિ બન્નેના ગુણસામ્ય અને સમાગમ પર ભાર મૂકીએ અને પ્રાચીનોની વિચારણા સ્વીકારીએ તો આને તુલ્યયોગિતા કહેવાય. વળી ભટ્ટિના જમાનામા સમ અલકાર હતો નહી, એ ધ્યાનમા લેવાની જરૂર છે

## ૨૭ નિદર્શના કિ ઉત્પ્રેક્ષા (૧૦ ૬૩)

આ શ્લોકમા એવુ નિરૂપણ છે કે સમુદ્રના રત્નો દેવુ ઉપાડનાર ધનાઢ્યોને, વિપત્તિ વિના મદિરા નથી, એવો બધો કે એ ધન આપનાર લોક, તેથી જાણે નિદર્શના જણાવે છે

विद्रुममणिकृतभूषा मुक्ताफलनिकररञ्जितात्मानः ।
बभुरुदकनागभग्ना वेलातटशिखरिणो यत्र ॥

## ૨૩ વિશેષોક્તિ વિ. વિરોધ (૧૦.૫૯)

આ શ્લોકમાં જયમંગલ વિશેષોક્તિ અલંકાર દર્શાવે છે, કારણ કે शशिरहितमपि प्रभूतकान्ति વગેરે વિશેષણો એકદેશરહિત હોવા છતાં ગુણાન્તરની સ્તુતિ વડે જલધિની સ્તુતિ દર્શાવે છે. તે ભામહની વ્યાખ્યા આપી આ અલંકારનું સમર્થન કરે છે, અહીં આપેલી વિશેષોક્તિની વ્યાખ્યા પછીના આલંકારિકોના વ્યાખ્યા કરતાં સહેજ જુદી છે. એટલું જ નહીં આ શ્લોકની રજૂઆત પરથી પછીના અલંકારિકો કદાચ તેને વિભાવના કહેવાનું વધારે પસંદ કરે એમ લાગે છે. જો કે આ બંને અલંકારો એક જ અલંકારનાં બે પાસાં છે. અને રજૂઆત પ્રમાણે વિભાવના કે વિશેષોક્તિ નક્કી થાય છે.

પછીના અલંકારિકો વિશેષોક્તિની વ્યાખ્યામાં ગુણાન્તરની સ્તુતિની વાત નથી કરતા, પણ માત્ર કારણસામગ્રી અખંડ હોવ ને ફલાભાવ દર્શાવ્યો હોય ત્યારે વિશેષોક્તિ કહે છે.

મલ્લિનાથ દેખીતા વિરોધને ધ્યાનમાં રાખી, આ અલંકારને વિરોધ તરીકે ઓળખાવે છે.

## ૨૪. વ્યાજસ્તુતિ વિ. અતિશયોક્તિ અને ઉપમા (૧૦.૬૦)

જયમંગલ આમાં વ્યાજસ્તુતિ અલંકાર જણાવે છે, કારણકે क्षित्यादिधारणादधिकगुणस्य जलनिधेः स्तोत्रव्यपदेशेन वराहेण तुल्यत्वात् ।

અહીં અતિશય ગુણશાલી એવા અપ્રસ્તુત મહાવરાહની સ્તુતિ કરી છે અને તેને પણ જીતી લેનાર સમુદ્ર છે, એમ કહીને દેખીતી નિન્દા કરીને સ્તુતિ કરી છે, માટે વ્યાજસ્તુતિ છે.

મલ્લિનાથ આમાં અતિશયોક્તિ અને ઉપમાનો સંકર બતાવે છે. ક્ષિતિ અને કુલ પર્વતો વગેરેના ઉદ્વહનનો સમુદ્ર સાથે સંબંધ ન હોવા છતાં તે દર્શાવ્યો છે, માટે અતિશયોક્તિ છે અને નાવની જેમ એ બધાંનું ઉદ્વહન કરતો સમુદ્ર એ ઉક્તિમાં ઉપમા છે, તેથી સંકર છે.

આ શ્લોકમાં પછીના આલંકારિકોની વ્યતિરેકની વ્યાખ્યા उपमानाद्यदन्यस्य व्यतिरेकः(का.प्र)[૧૭] પણ લાગુ પડી શકે એમ લાગે છે.

દર્પણ'મા[૫૪] નાટ્યાલંકાર તરીકે મળે છે ભામહ, દંડી અને 'કાવ્યાનુશાસન'ના કર્તા વાગ્ભટ[૫૫] એને અર્થાલંકાર તરીકે નિરૂપે છે નાટ્યલક્ષણ તરીકે અથવા નાટ્યાલંકાર તરીકે કે અર્થાલંકાર તરીકે આશીની વિભાવના ખાસ જુદી નથી, એ નોંધવુ જરૂરી છે

ભામહના જમાનામા પણ આશી ને અલંકાર તરીકે બધા અલંકારશાસ્ત્રીઓ સ્વીકારતા નહી હોય તેમ ભામહના નીચેના ઉદ્ગારો પરથી લાગે છે आशीरपि केषाञ्चिदलङ्कारतया मता । તેની વ્યાખ્યા તેમણે આપી નથી, પણ તેનો પ્રયોગ સૌહાર્દના અથવા અવિરોધના વર્ણનમા થાય છે, એવુ કહ્યુ છે અને તેના આધારે જયમંગલ આ શ્લોકમા આશી દર્શાવે છે

ભામહ અને ભટ્ટિએ ઉદાહૃત કરેલો આ અલંકાર એ બાબતનો ખ્યાલ આપે છે કે આશી અને એના જેવા બીજા કેટલાક નાટ્યલક્ષણો સમય જતા અર્થાલંકારમા ફેરવાતા ગયા છે 'કા આ'ના ટીકાકાર પ્રેમચંદ્ર સ્પષ્ટ જણાવે છે કે આ અલંકારનો મોટાભાગના અલંકારશાસ્ત્રીઓ સ્વીકાર કરતા નથી, કારણકે તેમા વૈચિત્ર્ય નથી કેટલાક વળી એમ માને છે કે આશી નાટ્યમા જ ચમત્કારજનક છે, માટે નાટ્યાલંકાર તરીકે જ એને સ્વીકારી શકાય, તો કોઈ વળી પ્રેય અલંકારમા એનો અંતર્ભાવ કરે છે[૫૬] ખરેખર તો નાટકમાજ અભિનયને લીધે આ અલંકારની ચમત્કૃતિ ઉપજે છે

મલ્લિનાથ અહી પર્યાયોક્ત અલંકાર માને છે, કારણકે લક્ષ્મણ રામને કહે છે તમે જગતના નાતા છો, માટે તમને મોહ શોભે નહી, તેથી શોક છોડીને નમાર શત્રુને હણી નાખવો યોગ્ય છે (अनन वाक्यार्थेन शत्रुवधवर्त व्यतासमर्थनाद्वाक्यार्थ हेतुक काव्यलिङ्गमलङ्कार ) ખરેખર તો આ એમાથી એકે અલંકાર એકદમ ઉપજતો નથી, તેની રાણીઓ પર થનારી શત્રુ વધની અસરને વર્ણવી હોવાથી પર્યાયોક્તિની સહેજ છાયા જણાય છે જ્યારે શ્લોકના ઉત્તરાર્ધમા વિષમ અલંકાર વધારે ઉપસે છે

पतिवधपरितप्तग्लानवीर्यनजन्यावहनाञ्जनौघ्ठगगा ।

कुरु [illegible] पुनरपि ता जहाहि शोक वय च गरण जगता नरान गत्र माह ॥

૩૧ હેતુ નિદર્શન (૧૦૭૩)

જયમંગલ આ શ્લોકમા હેતુ અલંકાર દર્શાવે છે પણ તેના સમર્થનમા તે ભામહની વ્યાખ્યા આપી શક્યા નથી કારણકે ભામહ હેતુને અલંકાર તરીકે સ્વીકારતા નથી, પણ દંડી તેનો સ્વીકાર કરે છે[૫૭] જયમંગલ સમજાવે છે કે

મલ્લિનાથ, આ મોજા જાણે કે બોધ આપતા હોય (अवगमयन्निव) તે ભાવ પર ભાર મૂકી, આ શ્લોકમા ઉત્પ્રેક્ષા દર્શાવે છે આ શ્લોકમા કદાચ નિદર્શનાનુ તત્ત્વ વધારે ઉપસે છે

## ૨૮ પરિવૃત્તિ વિ અર્થાન્તરન્યાસ (૧૦૬૭)

ભટ્ટિ અને ભામહની વ્યાખ્યાને અનુસરીને જયમગલ અહી પરિવૃત્તિ અલકાર જણાવે છે એમના જમાનામા, પરિવૃત્તિમા આદાન અને અપોહ ઉપરાત અર્થાન્તરન્યાસ પણ આવશ્યક લક્ષણ તરીકે અપેક્ષિત હતો ચન્દ્ર અધકારને સમુદ્રમા નાખ્યો અને ગગનમા આખોને અજવાળુ આપ્યુ, તેથી ખોવાઈ ગયેલુ જગત જાણે પાછુ મળ્યુ, અને તે પછી 'महान् हि पराऽर्थ एव सर्व ।' એ અર્થાન્તરન્યાસ છે તેથી અર્થાન્તરન્યાસવાળી પરિવૃત્તિ કહી છે મલ્લિનાથ સ્વાભાવિક રીતે અહી અર્થાન્તરન્યાસ દર્શાવે છે અહી પણ બદનાયેની વિભાવના અને દૃષ્ટિભેદ જ બન્ને વચ્ચેના મતભેદનુ કારણ છે, કારણ કે મલ્લિનાથના જમાનામા પરિવૃત્તિ અર્થાન્તરન્યાસ સાથે સકળાયેલી ન હતી શ્લોક વાચતા સ્પષ્ટ જણાશે કે બન્નેના મતમા વજૂદ રહેલી છે

अधिजलधि तम क्षिपन हिमांशु परिदवशेऽथ दृशा कृतावकाश ।
विदधदिव जगत् पुन प्रलीन भवति महान् हि पराऽर्थ एव सर्व ॥

## ૨૯ ઉત્પ્રેક્ષાવયવ વિ ઉત્પ્રેક્ષા અને રૂપકનો સકર (૧૦૭૦)

જયમગલ આ શ્લોકમા ઉત્પ્રેક્ષાવયવ જણાવી ભામહની વ્યાખ્યા આપી, તેનુ સમર્થન કરે છે આ અલકારમા શ્લેષ, ઉત્પ્રેક્ષા અને રૂપક ત્રણેનો સમન્વય હોય છે આ શ્લોકમા 'निटविनिराकृतचन्द्ररश्म्यरातौ' મા રૂપક છે, 'शरणमिव गतम्' મા ઉત્પ્રેક્ષા છે, જ્યારે 'मोतवत्ससाद' મા ઉપમાશ્લેષ છે, માટે ભામહનુ ઉત્પ્રેક્ષાવયવનુ લક્ષણ લાગુ પડે છે

મલ્લિનાથ ઉત્પ્રેક્ષા અને રૂપકને ધ્યાનમા લઈ બન્નેનો સકર જણાવે છે વળી, એ નોધવુ જોઈએ કે ઠેઠ દડીના[૪૮] સમયથી આલકારિકો એને જુદો અલકાર ગણવાને બદલે ઉત્પ્રેક્ષાનો ભેદ જ ગણે છે ભટ્ટિ અને ભામહ સિવાય કોઈ એને જુદો અલકાર ગણાવતુ નથી વામન સ્પષ્ટ કહે છે કે ઉત્પ્રેક્ષાવયવ ઉત્પ્રેક્ષાનો હેતુ દર્શાવે છે માટે તેને ઉત્પ્રેક્ષા અને હેતુની સસૃષ્ટિ કહેવાય[૫૦]

## ૩૦ આશી વિ કાવ્યલિગ (૧૦૭૨)

આ શ્લોકમા જયમગલ આશી અલકાર દર્શાવે છે આશી 'ના શા'[૫૧]મા અને 'દ રૂ'મા[૫૨] નાટ્યલક્ષણ તરીકે અને 'ભાવપ્રકાશન'[૫૩] તેમજ 'સાહિત્ય

ગજપતિના હેતુ (ઉદાહરણ) દ્વારા નિર્દેશ કર્યો છે કે મહિમાવાળો પણ પ્રમાદી માણસ મુશ્કેલીમાં આવી પડે છે, માટે આ 'હેતુ' છે.

મલ્લિનાથ અહીં દષ્ટાન્ત અલંકાર દર્શાવે છે, કારણ એના જમાના પહેલાં થઈ ગયેલા મમ્મટ જેવા પ્રસિદ્ધ આલંકારિકો વૈચિત્ર્યના અભાવને લીધે હેતુને અલંકાર તરીકે સ્વીકારતા ન હતા.[૫૮] મલ્લિનાથ સમજાવે છે કે અહીં બિંબ-પ્રતિબિંબભાવ છે અને સામાન્ય ધર્મનો નિર્દેશ છે, માટે દષ્ટાંત છે.

ના.શા. માં હેતુનું નિરૂપણ નાટ્યલક્ષણ તરીકે થયું છે[૫૯] પણ ત્યાં વિભાવના જરા જુદી જ છે.

## ૩૨. નિપુણ વિ. પ્રેયઃ (૧૦.૭૪)

જયમંગલ આ શ્લોકમાં નિપુણ અલંકાર દર્શાવે છે, પણ તેની વ્યાખ્યા આપતા નથી. માત્ર એટલો જ નિર્દેશ કરે છે કે 'निपुणमिति अर्थावगाढत्वादस्य चोदात्तेऽन्तर्भावो द्रष्टव्यः ।' અર્થાવગાઢત્વ એ લક્ષણ નિપુણ અલંકાર ગણવાનું કારણ છે કે ઉદાત્તમાં અંતર્ભાવ કરવાનું, તે સ્પષ્ટ નથી. પણ અર્થની ઘનતાને લીધે તેને 'નિપુણ અલંકાર' કહ્યો છે, એમ અર્થ ઘટાવીએ તો ચાલે ખરું. જયમંગલ કોઈ પરંપરાને અનુસરીને આ અલંકાર આપે છે, એ ઉપરની ચર્ચા પરથી સ્પષ્ટ છે. પણ એ પરંપરા હાલ આપણી પાસે નથી.

આ શ્લોકનો સાર એ છે કે લક્ષ્મણ, રાવણને હરાવીને, સીતાને તેની પાસેથી પાછી લઈ આવવા માટે રામને તત્પર થવા પ્રેરે છે. ટીકાકાર ભરતમલ્લિકે નોંધ્યું છે, તે પ્રમાણે, કોઈ વિદ્યાસાગરે સમજાવ્યું છે કે કનિષ્ઠ જ્યેષ્ઠને ઉપદેશ આપે, તેમાં અનૌચિત્ય હોવા છતાં નિપુણતાથી કહેવાયું છે, માટે નિપુણ એમ પ્રાચીનો માને છે અને કોઈ દેવનાથ નામના અલંકારશાસ્ત્રી તેનો પ્રેયઃમાં સમાવેશ કરે છે.

ભટ્ટિકાવ્યના અર્થાલંકારોની જેના પર ઘણી અસર છે, તે પ્રાક્ર.રા.ના શ્લોક ૧૧.૯૪માં પણ નિપુણ અલંકાર ઉદાહૃત થયો છે, એટલું જ નહીં, તેમાં નિપુણ શબ્દ પણ ગૂંથાયેલો મળે છે, તે ડો. હુયકાસે નોંધ્યું છે.[૬૦] તેથી એમ લાગે છે કે નિપુણ અલંકાર એ જમાનામાં જાણીતો હશે. આ અલંકાર માત્ર ભટ્ટિકાવ્યમાં જ મળે છે.

મલ્લિનાથ આમાં પ્રેયઃ અલંકાર છે, એમ દર્શાવે છે. તેમની પાસે નિપુણ અલંકાર વિશે કોઈ પ્રાચીન પ્રમાણ તો હતું જ નહીં, તેથી તેમણે આમાં પ્રિયતર આખ્યાન હોવાથી, આને પ્રેય કહેવાનું જ યોગ્ય માન્યું છે. જયમંગલ પ્રમાણે નિપુણને ઉદાહૃત કરતો આ શ્લોક નીચે પ્રમાણે છે :

बोद्धव्य किमिव हि यत्त्वया न बुद्ध
किं वा ते निमिषितमप्यबुद्धिपूर्वम् ।
लब्धात्मा तव सुकृतैरनिष्टशङ्की
स्नेहौघो घटयति मा तथापि वक्तुम् ॥

## ઉપસંહાર

જયમંગલ અને મલ્લિનાથ વચ્ચે ભટ્ટિકાવ્યના દસમા સર્ગના અલંકારો અંગેના મતભેદની ચર્ચા પછી એક વસ્તુ સ્પષ્ટ થાય છે કે મતભેદનું કારણ મોટે ભાગે, બંનેના જમાના વચ્ચેના ગાળામાં બદલાયેલી અલંકારોની વિભાવના છે અગાઉ આપેલા તુલનાત્મક કોષ્ટક પરથી સ્પષ્ટ થશે કે જયમંગલની યાદી વ્યવસ્થિત લાગે છે, કારણકે તેમાં અલંકારોનું પુનરાવર્તન નથી થતું અને અલંકારોના પેટાપ્રકારો સાથેસાથે આવે છે જયમંગલે આપેલી અલંકારોની ઓળખ સાથે કેટલીકવાર સંમત થવું આપણે માટે મુશ્કેલ બને છે તેનું કારણ એ પણ હોઈ શકે કે આપણે અલંકારોને ઓળખીએ છીએ ત્યારે મમ્મટ અને વિશ્વનાથની વિભાવના જાણે અજાણે સ્વીકારીને ચાલતા હોઈએ છીએ

આમ છતાં, ભટ્ટિના જમાનામાં પ્રવર્તતી અલંકારોની સંભવિત વિભાવનાનો ખ્યાલ મેળવવા તેજ યાદીને ધ્યાનમાં રાખવી પડે તેમ છે, કારણકે ભામહના અલંકારનિરૂપણ સાથે તેનું ઘણું સામ્ય છે

મલ્લિનાથે દર્શાવેલા અલંકારો એમના જમાનાની વિભાવના પ્રમાણે બરાબર છે એમણે દસમા સર્ગમાં કુલ ૨૮ અર્થાલંકારો નીચે પ્રમાણે દર્શાવ્યા છે કારણમાલા, કાવ્યલિંગ, ઉપમા, ઉત્પ્રેક્ષા, અતિશયોક્તિ, રૂપક, સહોક્તિ, અર્થાન્તરન્યાસ, આક્ષેપ, વ્યતિરેક, સ્વભાવોક્તિ, યથાસંખ્ય, પ્રતીપ, ભ્રાન્તિમાન્, ઉદાત્ત, તુલ્યયોગિતા, અપહ્નુતિ, વિરોધ, સમ, ઉપમેયોપમા, સસંદેહ, અનન્વય, દૃષ્ટાંત, [illegible] આમાંના ૭ અલંકાર–કારણમાલા, કાવ્યલિંગ, પ્રતીપ, ભ્રાન્તિમાન સમ અને દૃષ્ટાન્ત–ભટ્ટિ અને ભામહના જમાનામાં અલંકારોને નાતે ન હતા નથી, કાવ્યલિંગ (૨૮, ૨૫, ૩૮, ૪૧, ૭૨) અને ઉત્પ્રેક્ષા ( ૭ ૩૧, ૮ , ૬૧, ૩૦) જેવા કેટલાક અલંકારો વારંવાર આવે છે, તો અનેક શ્લોકોમાં મલ્લિનાથ બબ્બે અલંકારોનો સંકર દર્શાવે છે

આ ઉપરાંત ભટ્ટિના જમાનામાં જાણીતા હતા એવા નીચેના ૧૫ અલંકાર મલ્લિનાથની યાદીમાં આવતા નથી વિભાવના, સમાસોક્તિ, રસવત્, ઊર્જસ્વી,

પર્યાયોક્તિ, વ્યાજસ્તુતિ, સમાહિત, વિશેષોક્તિ, ઉપમારૂપક, નિદર્શના, પરિવૃત્તિ, ઉત્પ્રેક્ષાવયવ, આશી:, હેતુ, અને નિપુણ.

મલ્લિનાથે પોતાના સમયની વિભાવનાને જ નજર સમક્ષ રાખી અલંકારો દર્શાવ્યા. પરિવૃત્તિ, વ્યાજસ્તુતિ, વગેરેની એમના સમયની વિભાવના પ્રાચીનોથી જરા જુદી હતી, એ વાત એમના ધ્યાન બહાર ગઈ લાગે છે.

આક્ષેપ, સમાસોક્તિ, વિભાવના જેવા જે અલંકારોના સ્વરૂપમાં પછીના સમયમાં ખાસ ફેરફાર થયા નથી, તે અલંકારોને બદલે તેમણે જુદા અલંકાર દર્શાવ્યા છે. મલ્લિનાથે દર્શાવેલા ૨૪ અલંકારોમાંથી ૨૧ અલંકારોનું સમર્થન એમણે 'પ્રતાપરુદ્રીય'માંની વ્યાખ્યા વડે કર્યું છે, જ્યારે કારણમાલા અને ઉદાત્તની વ્યાખ્યા 'અલંકારસર્વસ્વ'માંથી આપી અને પ્રેયઃની વ્યાખ્યા 'કાવ્યાદર્શ'માંથી આપી છે.

એકંદરે વિચારતાં એમ કહી શકાય કે જયમંગલે આપેલી અલંકારોની ઓળખ તેના જમાનાની વિભાવનાને અનુરૂપ હોઈ, તેમજ ભટ્ટિએ ઉદાહૃત કરવા ધારેલા અલંકારો ક્રમ અને સંખ્યામાં (એકેક વાર) બરાબર બંધબેસતા હોઈ, અહીં એ વધુ સ્વીકાર્ય ગણાય. હસ્તપ્રતોમાં આપેલાં શીર્ષકોની પરિપાટીનું પણ એને સમર્થન હોવાનું જણાય છે.

મલ્લિનાથે આપેલી અલંકારોની ઓળખ ઉત્તરકાલીન વિભાવના અનુસાર કેટલાક દાખલાઓમાં વધુ ગ્રાહ્ય લાગતી હોવા છતાં એને ઐતિહાસિક દૃષ્ટિએ અસ્વીકાર્ય ગણવી ઘટે, કેમ કે એમાં કવિ ભટ્ટિને ઉદ્દિષ્ટ એવી કોઈ વ્યવસ્થિત આયોજના ફલિત થતી નથી.

**માધુર્યગુણ : સર્ગ ૧૧**

પ્રસન્નકાંડના બીજા પરિચ્છેદ ૧૧મા સર્ગમાં, ટીકાકારોના મતે માધુર્યગુણ ઉદાહૃત કરવામાં આવ્યો છે. આ સર્ગનો મુખ્ય વિષય લંકામાંના પ્રભાતનું તથા રાક્ષસીઓની પ્રેમક્રીડાનું વર્ણન છે.

વાલ્મીકિ રામાયણમાં, યુદ્ધકાંડમાં રાક્ષસીઓની પ્રેમક્રીડાનું વર્ણન મળતું નથી. ઈ.સ.ની પાંચમી સદીની આસપાસ થયેલા કવિ પ્રવરસેને 'સેતુબન્ધ' નામના પ્રાકૃત મહાકાવ્યમાં દસમા આશ્વાસકમાં, રાક્ષસીઓની પ્રેમક્રીડાનુ વર્ણન આપ્યું છે.[૬૧] તે પરથી જ ભટ્ટિને આ વર્ણન આપવાનું સૂઝ્યું હોય એ બહુ સંભવિત છે. એ ઉપરાંત માધુર્યગુણને ઉદાહૃત કરવા માટે આવું વર્ણન અનુકૂળ હતું અને કાવ્યમાં શૃંગારરસના નિરૂપણ માટે અહીં જ અવકાશ હતો એ બાબત

પણ કવિના ધ્યાન બહાર ન રહ્યો હોય, તેથી તેમણે માધુર્યગુણ દર્શાવવાની અને શૃંગારરસ નિરૂપવાની તક આ વર્ણનને નિમિત્તે ઝડપી લીધી

તેમણે આ વિષય પૂરતી જ પ્રવરસેન પાસેથી પ્રેરણા લીધી છે, બાકી રાક્ષસીઓની પ્રેમક્રીડાનું એમણે આપેલું વર્ણન કંઈ 'સેતુ'માના વર્ણનને ખાસ મળતુ આવતુ નથી તે તો તેમણે પોતાની આગવી રીતે આપ્યુ છે. વાલ્મીકિની રામકથામા, સંભોગશૃંગારનુ નિરૂપણ કરવાનો સ્વાભાવિક રીતે અવકાશ ન હતો, તે ખોટ પૂરવાનો રસ્તો પ્રવરસેનના 'સેતુ'માના આ વર્ણને ભટ્ટિને સુઝાડયો, એમ લાગે છે

જયમંગલ અને મલ્લિનાથ બન્ને, માધુર્યગુણની ભામહે આપેલી વ્યાખ્યા ટાંકી, આ સર્ગને માધુર્યના ઉદાહરણ તરીકે જણાવે છે એમાંથી કોઈ ભામહની તે ગુણની વિભાવના સ્પષ્ટ કરતુ નથી, કે આ સર્ગમા તે ગુણ ઉદાહૃત થયેલો કેવી રીતે ગણાય તે પણ દર્શાવતુ નથી.

અહીં ઉદાહૃત થયેલા માધુર્યને સમજવા ભામહે આપેલી તેની નીચેની વ્યાખ્યા સમજવી જરૂરી છે·

श्रव्यं नातिसमस्तार्थं काव्य मधुरमिष्यते । (२ २)

તેની વ્યાખ્યામા રહેલ 'શ્રવ્યત્વ' લક્ષણનો અર્થ 'સાભળવુ ગમે તેવાપણુ' તેવો થાય કાવ્ય સાભળવુ ત્યારે ગમે કે જ્યારે તે આહ્લાદક હોય આમ આ શ્રવ્યત્વ, મમ્મટે દર્શાવેલા માધુર્યના લક્ષણ आहलादकत्वની નજીક આવે છે: आह्लादकत्व माधुर्य शृङ्गारे द्रुतिकारणम् ।[62] જો શ્રવ્યત્વનો આ અર્થ લઈએ તો જ માધુર્યગુણ પ્રસાદ અને ઓજથી જુદો પડે શ્રવ્યત્વના આ અર્થને 'વારવાર 'નાટ્યશાસ્ત્ર'મા આપેલી નીચેની માધુર્યની વ્યાખ્યાથી સમર્થન મળે છે સાભળવા છતા, જે વાક્યનુ શ્રવણ કંટાળો ન આપે, તે વાક્યમાના તે ગુણને માધુર્ય કહેવાય છે'[63]

ભામહના માધુર્યગુણના બીજા લક્ષણ 'नातिसमस्तार्थत्व' ને ભોજના 'સરસ્વતીકંઠાભરણ'માની શબ્દગુણ માધુર્યની વ્યાખ્યા 'पृथक्पदत्व वाक्ये तन्माधुर्यमिति स्मृतम् ।[64] વડે સમર્થન મળી રહે છે કે માધુર્યમા ભયંકર સમાસો ન જોઈએ માધુર્ય ગુણને રસની સાથે સાકળનાર પ્રથમ આનંદવર્ધન કારિકા દંડી છે मधुर रस वद्वाचि वस्तुन्यपि रस स्थित ।[65] તે પછી આનન્દવર્ધન અને ત્યારબાદ મમ્મટ સ્પષ્ટ રીતે માધુર્યને રસ સાથે સાકળે છે આનન્દવર્ધને કહ્યુ છે કે

शृङ्गार एव मधुर पर प्रह्लादनो रस ।
तन्मय काव्यमाश्रित्य माधुर्यं प्रतितिष्ठति ॥[१६]

મમ્મટે તો માધુર્યગુણને દ્રુતિકારણ તરીકે ગણાવ્યો જ છે આમ, દંડીના સમયથી આનંદવર્ધક માધુર્યને શૃંગારરસ સાથે સાંકળતા આવ્યા છે, પણ ભામહના સમયમા એ વિભાવના સ્પષ્ટ દેખાતી નથી છતા ભટ્ટિએ આ સર્ગમા માધુર્યગુણને શૃંગારરસના નિરૂપણની સાથે ઉદાહત કર્યો છે, તે દર્શાવે છે કે તેમના મનમા માધુર્યગુણનો શૃંગારરસ સાથે સબંધ હતો જે વસ્તુ આનન્દવર્ધન અને મમ્મટ જેવા અલંકારશાસ્ત્રીઓએ સિદ્ધાંત તરીકે, બસો વર્ષે પછી દર્શાવી તેને ભટ્ટિએ કાવ્યમા ઉદાહત કરી બતાવી તે તેમની જેવી તેવી સિદ્ધિ ન કહેવાય

માધુર્યગુણના ઉપર્યુક્ત બને લક્ષણ આ સર્ગમા મળે છે શ્રવ્યત્વ તો તેના વિષયનિરૂપણમા રહેલુ જ છે એ વાચતાની સાથે જણાય છે રાત્રિ લગભગ પૂરી થતા, રાક્ષસીઓની અનેક પ્રકારની પરોઢની પ્રેમક્રીડાઓનુ વર્ણન કવિએ કર્યું છે પ્રેમીઓની જુદી જુદી અવસ્થાઓનુ આકર્ષક રીતે કરાવેલુ આ નિરૂપણ, વ્યાકરણને ઉદાહત કરતા અધિકારકાડ પછી આવતુ હોઈ ખરેખરા અર્થમા આહ્લાદક બની રહે છે

'નાતિસમસ્તાર્થત્વ' લક્ષણ પણ આ આખા સર્ગમા જણાય છે, કારણ કે ક્યાય પણ રસમા અવરોધક એવા દીર્ઘસમાસો કે અર્થ સમજવામા મુશ્કેલી પડે તેવી ક્લિષ્ટ રચના આ સર્ગમા જણાતી નથી તદુપરાત અનુમલીન મમ્મટે દર્શાવ્યુ છે કે પોતપોતાના અન્ત્યવર્ણથી યુક્ત એવા 'હ'કાર રહિત 'ટ'વર્ગ સિવાય ના સ્પર્શવર્ણો, અને હ્રસ્વસ્વરથી અન્તરિત એવા રેફ અને 'ણ'કાર—આ માધુર્ય ના વ્યંજક વર્ણો છે, તથા સંઘટના અલ્પસમાસવાળી કે મધ્યમસમાસવાળી જોઈએ[૧૭] તે નિયમ પણ ભટ્ટિએ પોતાની આગવી સૂઝથી અમલમા મૂકેલો જણાય છે, કારણકે આ સર્ગના શ્લોકોમા 'ટ' વર્ગના 'હ'કાર સિવાયના વર્ણો બહુ ઓછા પ્રયોજાયા છે અને અલ્પસમાસવાળી કે મધ્યમસમાસવાળી સંઘટના જ જોવા મળે છે

આ સર્ગની બીજી વિશિષ્ટતા એ છે કે કવિની કામશાસ્ત્રની તેમજ અલંકારશાસ્ત્રની નિપુણતા આમા જણાય છે રાક્ષસીઓની સંભોગક્રીડાના વર્ણન પર વાત્સ્યાયનના 'કામસૂત્ર'ના સાપ્રયોગિક નામના બીજા અધિકરણની સ્પષ્ટ અસર જણાય છે રાક્ષસીઓની પ્રેમક્રીડાનુ આવુ વર્ણન, સેતુબન્ધ ઉપરાત 'જાનકીહરણ' (સર્ગ ૧૬), રામાયણ કાચિન (સર્ગ ૧૨) અભિનંદકૃત રામ

ચરિત' (સર્ગ-૧૮), 'ક બન રામાયણ' (૬ ૨૪) અને 'રામનિ ગામૃત (સર્ગ ૧) મા મળે છે, તે નોધવુ જરૂરી છે [૬૮]

અન કારશાસ્ત્રમા આવતા નાયિકાઓના આઠ મુખ્ય પ્રકારે માથી ભટ્ટિએ કનહાન્તરિતા (૧૧ ૪-૧) અને વિપ્રલબ્ધા (૧૧ ૭૨) નાયિકાને ઉદાહૃત કરી છે, તે મલ્લિનાથે 'પ્ર રુ માથી વ્યાખ્યા આપીને દર્શા યુ છે [૬૯] તે જ પ્રમાણે અવ સ્થાનુસાર નાયિકાના મુગ્ધા, મધ્યમા અને પ્રૌઢા એ ત્રણ ભેદોમાથી તેમણે મુગ્ધા (૧૧ ૧૨-૧૩) અને પ્રગલ્ભા (૧૧ ૮, ૧૫) નાયિકા દર્શાવી છે આ ઉપરાત આ સર્ગના નવમા શ્લોકમા કવિએ આઠ સાત્ત્વિક ભાવોમાથી સ્તમ્ભ, સ્વેદ અને રોમાચને (૧ ૮) દર્શા યા છે, તે પ્રત્યે પણ મલ્લિનાથે ધ્યાન ખેચ્યુ છે

બીજી દૃષ્ટિએ જોઈએ તો આ સર્ગ કવિનતિભાનો સાચો પરિચાયક છે, એમ પણ કહી શકાય ભટ્ટિ માત્ર વ્યાકરણશાસ્ત્રના જ મહાવિદ્વાન હતા અને વ્યાકરણના નિયમો ઉદાહૃત કરવા માટે કાવ્યના કલેવરને એ સાધન તરીકે સ્વીકાર્યુ છે, તેવુ નથી જ્યારે વ્યાકરણના નિયમોને ઉદાહૃત કરવાનુ બ ધન ન હોય અને શૃગારિક વૃત્તાન્ત નિરૂપવાનો હોય ત્યારે તેમની કવિપ્રતિભા તેના સાચા સ્વરૂપે પ્રકાશી ઉઠે છે તેની ઝાખી આ સર્ગમા વારવાર થાય છે

આ સર્ગમા અન કારો ઉદાહૃત કરવાનુ જરાયે ભારણ નથી છતા કેટનાક સુદર અન કારો, ઉત્તમ કવિતામા બને છે તેમ વિષય સાથે આપાઆપ વણાઈને આ ના છે, તે પણ નોધપાત્ર છે આ સર્ગના કેટલાક શ્લોકો તો ભટ્ટિને ભારવિ, માઘ વગેરેની કક્ષામા મૂકી શકાય એવી ઉત્તમ કોટિના છે એમા શ ક નથી પ્રાચીન કહી શકાય એવા લગભગ બધા જ સુભાષિતસગ્રહોમા આ સર્ગનો નીચેનો શ્લોક (૨૧) સગૃહીત થયા છે, તે જ આ બાબત પુરવાર કરવા પૂરતી છે

वीतौष्ठरागाणि हृताञ्जनानि भास्वन्ति लोलैरलकर्मुखानि ।
प्रात कृतार्थानि यथा विरेजुस्तथा न पूर्वेद्युरलकृतानि ॥
(सूक्तिमुक्तावली ८०१, सुभाषितावली, ७१३६)

## ભાવિકત્વ સર્ગ ૧૨

પ્રસન્નકાડના ત્રીજા પરિચ્છેદને દર્શાવતા બારમા સર્ગમા ભાવિકત્વ ગુણ ઉદાહૃત થયો છે, એમ ટીકાકારો જણાવે છે અને બારમા સર્ગને અ તે, 'भट्टिकाव्ये प्रसन्नकाण्ड भाविकत्वप्रदर्शनस्तृतीय काव्यस्य द्वादश सर्ग ।' એવી પુષ્પિકા પણ મળે છે આ સર્ગની મુખ્ય વસ્તુ વ કામાની રાવણની સભામા રાવણ, માલ્યવાન પ્રહસ્ત વિભીષણ વગેરેએ કરેલી રાજનીતિની ચર્ચા છે

આ સર્ગમાં 'ભાવિકત્વ' નામનો 'પ્રબન્ધવિષય અલંકાર' ઉદાહૃત થયો છે એમ જયમંગલ તેના પ્રારંભમાં કહે છે, ને ત્યારબાદ ભામહની 'ભાવિકત્વ'ની વ્યાખ્યા આપે છે, એથી વિશેષ સમજૂતી અહીં આપતા નથી.

મલ્લિનાથ પણ 'ભાવિક' નામનો આ વાક્યગત અનલંકાર કેટનાક દર્શાવે છે, એમ જણાવી 'પ્રરુ.'(૬.૨૧૧)માથી તેની વ્યાખ્યા (નામ આપ્યા વગર) આપીને, ભામહની વ્યાખ્યા પણ ટાંકે છે. એ પણ આ બાબતમાં આટલું જ કહે છે. 'अन्ये तु गुणोऽयं प्रबन्धगतश्चरित्रादिप्रवृत्तिहेतुकश्च मन्यन्ते सपादयन्ति च ।' આ કોનો અભિપ્રાય છે તે ખ્યાલ આવતો નથી, પણ ચરિત્ર-ચિત્રણમાં 'ભાવિકત્વ'નો વધુ ઉપયોગી થાય એવો અલંકાર કે ગુણ છે, તે સૂચન એમાંથી મળે છે

દંડી પણ તેનું નિરૂપણ અર્થાલંકાર વિરોના પરિચ્છેદમાં કરે છે, પણ તેની વ્યાખ્યા (૨.૩૬૪ ૩૬૬) આપતા તેને ગુણ તરીકે વર્ણવે છે આમ ભામહ, દંડી વગેરે આલંકારિકો તેમજ જયમંગલ, મલ્લિનાથ વગેરે ટીકાકારો તેનો નિર્દેશ અલંકાર તરીકે કરે છે, જ્યારે એના એ જ આલંકારિકો વ્યાખ્યામાં તેનો નિર્દેશ પ્રબન્ધવિષય ગુણ તરીકે કરે છે. તેથી એમ લાગે છે કે ભટ્ટિના સમયમાં ભાવિકત્વને ગુણ ગણવો કે અલંકાર એ નિશ્ચિત નહી થયુ હોય પછીના સમયમાં તેનું સ્થાન અલંકાર તરીકે નિશ્ચિત થઈ ગયુ છે

આ ભાવિકત્વને પ્રબન્ધવિષય ગુણ કહેવામાં આવે છે, કારણકે તે આખા પ્રબન્ધને, પછી તે મહાકાવ્ય હોય તો તેને અથવા તેના એક અંશને એટલે કે એક સર્ગને આવરે છે ભાવિકત્વને પ્રબન્ધવિષય અનલંકાર (ગુણ) તરીકે માત્ર ભટ્ટિએ જ ઉદાહૃત કર્યો હોઈ, તેની વિભાવના સમજવામાં જરા મુશ્કેલી રહે છે.

ભટ્ટિની ભાવિકત્વની વિભાવના સમજવા ભામહે એની ગુણ તરીકેની આપેલી વ્યાખ્યા સમજવી જરૂરી છે.[૭૦]

> भाविकत्वमिति प्राहु• प्रबन्धविषयं गुणम् ।
> प्रत्यक्षा इव दृश्यन्ते यत्रार्था भूतभाविन ॥
> चित्रोदात्ताद्भुतार्थत्वं कथायां स्वभि(वि)नीतता ।
> शब्दानाकुलता चेति तस्य हेतुं प्रचक्षते ॥

ટીકાકાર ભરતમલ્લિક પણ આજ વ્યાખ્યા ટાંકે છે, પણ બીજા શ્લોકના પૂર્વાર્ધમાં કથાયાં અતિશીલતા અને ઉત્તરાર્ધમાં શબ્દાનાં કૌશલં ચાપિ એવું કયા આધારે આપે છે, તેનો ખ્યાલ આવતો નથી

ભૂત અને ભાવિ અર્થોનું 'પ્રત્યક્ષાયમાણત્વ' એ આ અલંકારનું ખાસ લક્ષણ છે. તે માટે કથાની સ્વભિનીતતા જોઈએ. આપ્ટેના કોશમા અભિનીતતા-નો અર્થ 'highly polished (અતિશય સમાર્જિત) એવો આપ્યો છે[૭૧] જયમંગલ શ્લો ૧૨.૬ પર ટીકા કરતા 'સ્વવિનીતતા' એવો તેનો બીજો પાઠ આપી, 'સુબોધતા' એવો અર્થ કરે છે

આમ, આ વ્યાખ્યા અનુસાર કથાવસ્તુમા સુઘડતા અથવા સુબોધતા જોઈએ કથાનો અર્થ એટલે કે તેની વસ્તુ વૈવિધ્યવાળી, ઉદાત્ત અને અદ્ભુત જોઈએ. શબ્દોની અનાકુલતાનો અર્થ ક્લિષ્ટતાનો અભાવ એવો થાય છે, એટલે કે શબ્દોની રચના સરળ હોવી જોઈએ

દંડીની 'ભાવિક'ની વિભાવના ભામહ કરતા જુદી પડે છે. તેમા, વસ્તુના પર્વો પરસ્પર સહાયક હોય, વ્યર્થ વિશેષણો ન હોય, પ્રકૃતોપયુક્ત વિશેષનુ વર્ણન હોય, ગંભીર વસ્તુનુ યોગ્ય રીતે અભિધાન હોય, અને બધુ કવિના ભાવ પર અવલંબતુ હોય તેને ભાવિક અલંકાર કહ્યો છે પછીના આલંકારિકોએ ઉદ્ભટ દ્વારા મળેલી ભામહની વ્યાખ્યા અપનાવી લાગે છે. આ અલંકાર ઉદ્ભટના સમયથી શ્લોક પૂરતો મર્યાદિત બને છે જુદા જુદા આલંકારિકોએ દર્શાવેલી ભાવિકત્વની વિભાવના વિશે શ્રી રાઘવને[૭૨] તથા શ્રી ડી કે ગુપ્તાએ પોતપોતાના લેખમા વિગતે ચર્ચા કરી છે[૭૩] 'પ્રરુ'કાર વિદ્યાનાથે અને રુય્યકે 'ભાવિકત્વ'ને સર્વોત્તમ અલંકાર કહ્યો છે[૭૪] બીજા અલંકારો કરતા આ અલંકારમા કઈ ખૂબીઓ રહેલી છે, તેની વિગતવાર અને સરસ ચર્ચા ઉદ્ભટના 'કાવ્યાલંકાર સારસંગ્રહ' પરની પ્રતિહારેન્દુરાજના ટીકામા કરેલી છે[૭૫]

બારમા સર્ગમા ભાવિકત્વની આ વિભાવના કેવી રીતે વ્યક્ત થઈ છે તેનો સહેજ અણસાર જયમંગલે સર્ગની વચ્ચે વચ્ચે આપ્યો છે તેમણે દર્શાવ્યુ છે કે શરૂઆતના ૭ શ્લોકોમા આવતી રાવણની માતાની ઉક્તિમા ઉદાત્ત અર્થ છે, કારણકે તે વિભીષણને કહે છે કે રાવણને સમજાવીને સીતાને પાછી સોંપો.

રાવણની વિભીષણ, માલ્યવાન અને કુંભકર્ણ સાથેની ચર્ચામા ચિત્ર અને અદ્ભુત અર્થ દર્શાવ્યો છે, જ્યારે સ્વવિનીતતા અને શબ્દાનુકુલતા આખા સર્ગમા મળે છે

જયમંગલની આ સમજૂતીથી આપણને કંઈ સંતોષ થતો નથી, કારણકે ભાવિકત્વ રાજનીતિના વિષય સાથે કઈ રીતે સંકળાય છે, તેનો ઉકેલ નથી મળતો. વળી, ભાવિકત્વને આમ ઉદાહૃત કરવાની પ્રેરણા ભટ્ટિને ક્યાથી મળી હશે

એનો પણ કોઈ અણસાર મળતો નથી. બીજા કોઈ કવિનો આવો નમૂનો એમની પાસે હતો કે આ નવતર પ્રયોગ એમણે પોતે જ કર્યો છે, તેનો પણ ખ્યાલ આવતો નથી. સકની ભાવિકત્વની અર્થગુણ તરીકેની વ્યાખ્યા 'साभिप्रायोक्तिविन्यासो'[36] અને કેશવમિશ્રની 'भाविकत्वमभिप्रायपूर्वकमभिधानम्'[37] વ્યાખ્યા આ સંદર્ભમાં કંઈક ઉપયોગી નીવડે છે.

બારમા સર્ગમાં વિભીષણ, માલ્યવાન, કુંભકર્ણ વગેરે પોતાના સ્પષ્ટ અભિપ્રાય વ્યક્ત કરે છે, એમાં ભાવિકત્વ ગણાય. ભામહની વ્યાખ્યા પ્રમાણે આપણે સમજાવવાનું હોય તો કહેવાય કે ચિત્રાર્થત્વ રાવણ અને વિભીષણની સામસામી દલીલોમાં રહેલું છે અને રાજનીતિને આધારે જુદી જુદી નીતિની તરફેણ કરતી દલીલો કરે છે, તેમાં રહેલું વૈવિધ્ય ચિત્રાર્થત્વ કહેવાય, જ્યારે અદ્ભુત અર્થ પ્રહસ્તની બડાશભરી ઉક્તિ (૧૨.૧૮–૧૯) તેમજ કુંભકર્ણની અતિશયોક્તિભરી ઉક્તિઓ (૧૨.૬૪–૭૭) માં દર્શાવી શકાય.

સ્વવિનીતતાનો અર્થ સુબોધતા કરીએ તો કહેવાય કે આવી રાજનીતિની અટપટી બાબતોની ચર્ચા કરતા આ સર્ગમાં ક્લિષ્ટતા કે દુર્બોધતા નથી. શબ્દાનુકુલતાનો ગુણ ખાસ કરીને વિભીષણની ઉક્તિમાં દર્શાવી શકાય તેવો છે. તે પ્રથમ રાજનીતિની સૈદ્ધાંતિક ચર્ચા કરી, પછી પ્રસ્તુત બાબતમાં તેને લાગુ પાડીને છેવટે દર્શાવે છે કે હાલના સંજોગોમાં અમુક નીતિ આપણે અપનાવવા યોગ્ય છે, એથી વિરુદ્ધ નીતિ અપનાવવાના ગેરલાભ પણ એ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવે છે. આમ, આ સર્ગમાં ભાવિકત્વ અનેક રીતે ઉદાહૃત થયેલો દર્શાવી શકાય.

આ સર્ગમાં વ્યક્ત થતા રાજનીતિવિષયક સિદ્ધાંતો પર 'કૌટિલીય અર્થશાસ્ત્ર' તેમજ 'કામંદકીય નીતિસાર'ની સ્પષ્ટ અસર પડેલી છે જેની ચર્ચા પ્રથમ અધ્યાય કરવામાં આવી છે. રાજનીતિના આ ગ્રંથો સાથે બારમો સર્ગ કેટલું સામ્ય દર્શાવે છે, તેની વિગતવાર ચર્ચા ડૉ. જી. જી. લીઓનાર્ડીએ ઇટાલિયન ભાષામાં લખેલા તેમના ભટ્ટિકાવ્યના પુસ્તકમાં કરી છે.

આ સર્ગમાં મળતા રાજનીતિવિષયક સિદ્ધાંતોને ભારવિના કિરાતના પ્રથમ સર્ગમાં મળતા તેવા સિદ્ધાંતો સાથે સરખાવી શકાય તેમ છે. આ સર્ગમાં કવિ ભટ્ટિએ વાદવિવાદકલામાં પોતાની કુશળતા દાખવી છે. તેમણે આ કાવ્યના અંતભાગ (૨૨.૩૨) માં કહ્યું છે કે, 'આ કાવ્ય વક્તાઓ તેમજ વક્તા બનવા માગતા લોકો માટે, ઈશ્વરના અમોઘ અસ્ત્રની જેમ, વિજય અપાવશે.' આ તેમની ઉક્તિ બારમા સર્ગને જ ખાસ કરીને લાગુ પડે છે એમ કહી શકાય. ભટ્ટિની

ઉપર્યુક્ત ઉક્તિ પરથી એમ અનુમાન પણ કરી શકાય કે બારમા સર્ગમા સચોટ અને તર્કસંગત સંભાષણનો આદર્શ દર્શાવીને, તે લોકોની,ખાસ કરીને રાજનીતિજ્ઞોના વૈદગ્ધ્યને કેળવવા માગતા હતા

## ભાષાસમાવેશ સર્ગ ૧૩

પ્રસન્નકાંડનો ચોથો અને છેલ્લો પરિચ્છેદ એટલે કે તેરમો સર્ગ ભાષા સમાવેશને ઉદાહૃત કરે છે દસમા સર્ગ અને અગિયારમા સર્ગની પુષ્પિકામાં અનુક્રમે અલંકાર પ્રદર્શન અને માધુર્યગુણ વિશે કંઈ જ ઉલ્લેખ નથી, જ્યારે બારમા સર્ગની જેમ તેરમા સર્ગના પુષ્પિકામા આ પ્રમાણે ઉલ્લેખ આપેલો છે 'इति भट्टिकाव्ये प्रसन्नकाण्ड भाषासमावेशो नाम चतुर्थ परिच्छेदस्त्रयोदश सर्ग ' એવો સ્પષ્ટ ઉલ્લેખ આપેલો છે ટીકાકાર મલ્લિનાથ આ સર્ગની શરૂઆતમા 'ભાષાસમાવેશ'નો ભાષાસમ્ર તરી અને પુષ્પિકામા તેનો 'ભાષાસમ' તરીકે ઉલ્લેખ કરે છે

સમુદ્ર પાર કરીને, લંકા પહોચવા માટે, વાનરોએ સમુદ્ર પર જે સેતુબંધ બાંધ્યો, તેનુ વર્ણન આ સર્ગમા નિરૂપાયુ છે તેથી જયમંગલની ટીકામા આ સર્ગનુ શીર્ષક 'સેતુબન્ધન' આપેલુ છે

જયમંગલે આ સર્ગની પ્રસ્તાવનામા લખ્યુ છે કે અહી સંસ્કૃત ભાષામા શબ્દસમા પ્રાકૃતભાષાનો સમાવેશ થયો છે અહી સંસ્કૃત સાથે જે પ્રાકૃત ભાષાનો સમાવેશ થયો છે, તે મોટેભાગે મહારાષ્ટ્રીય પ્રાકૃત લાગે છે, કારણકે શ્લો ૧૩ ૪માના 'आरीण' શબ્દને સમજાવતા જયમંગલ કહે છે કે આ શબ્દ જ શ્લોકની શરૂઆતમા હોવો જોઈએ કારણકે, रीणमित्यप्रयोग प्राकृते महाराष्ट्रे तस्या प्रयोगात् ।' મલ્લિનાથે નોધ્યુ છે કે અહી કવિએ 'ભાષાસમ' નામનુ શબ્દચિત્ર આર્યાગીતિ નામના માત્રાવૃત્તમા આપ્યુ છે (अत्र सर्वेषा शब्दाना संस्कृत प्राकृतयोरेकत्वात् भाषासमत्वम्) ।

રુદ્રટથી માંડીને વિશ્વનાથ સુધીના બધા અલંકારશાસ્ત્રીઓ આ ભાષાસમનુ એક યા બીજા નામે નિરૂપણ કરે છે, તે પરથી એમ લાગે છે કે ઘણા કવિઓ આ ભાષાસમાવેશ કાવ્યમા અને નાટકમા યોજતા હશે અને તેથી જ અલંકાર શાસ્ત્રીઓએ એને સિદ્ધાંતમા સ્વીકાર્યું હશે

ભાષાશ્લેષ, ભાષાસમાવેશ, ભાષાસમ વગેરે નામે ઓળખાતો આ શ્લેષ ખરેખર તો શ્લેષનો એક પ્રકાર જ છે આમાં એક જ વાક્ય કે શ્લોકમા બે

કે ક્યારેક બે કે ત્રણ ભાષાઓનું નિબન્ધન કરવામાં આવે છે અને એક જ અર્થ એ ભાષાઓ વડે વ્યક્ત થાય છે

આ ભાષાસમાવેશની વ્યાખ્યા અલંકારશાસ્ત્રીઓ પણ લગભગ એક સરખી જ આપે છે, તે નીચેની ચર્ચા પરથી સ્પષ્ટ થશે. ભામહ કે દંડી જેવા ભટ્ટિના સમકાલીન અલંકારશાસ્ત્રીઓના ગ્રંથોમાં તો ભાષાસમાવેશનો ઉલ્લેખ મળતો નથી તેનો પ્રથમ સ્પષ્ટ ઉલ્લેખ ઈસની નવમી સદીમાં થઈ ગયેલા રુદ્રટના 'કાવ્યાલંકાર'માં નીચે પ્રમાણે મળે છે ૭૯

वाक्यं यत्रैकस्मिन्ननेकभाषानिबन्धनं क्रियते ।
अयमपरो विद्वद्भिर्भाषाश्लेषोऽत्र विज्ञेयः ॥

મમ્મટે પણ આઠ પ્રકારના શ્લેષમાં ભાષાશ્લેષને ઉદાહૃત કર્યો છે અને ઉદાહરણ તરીકે આનન્દવર્ધનરચિત 'દેવીશતક'નો પદ્મો શ્લોક ટાંક્યો છે ૮૦

હેમચંદ્રે 'કાવ્યાનુશાસન'માં તેની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે ૮૧ द्विविध तुल्यश्रवणा भाषाणामर्थभिदे युगपदुक्तिर्द्वयादि भाषाश्लेष । તેમણે તેના ઉદાહરણ તરીકે 'માલતીમાધવ' નાટકનો શ્લોક ૯.૧૦ આપ્યો છે, તે પરથી પણ ખ્યાલ આવે છે કે કોઈ કોઈ નાટકકાર નાટકમાં પણ ભાષાશ્લેષથી યુક્ત આવા શ્લોકો ક્યારેક પ્રયોજતા હશે 'માલતીમાધવ'ના ટીકાકાર જગદ્ધરે આ શ્લોક પર વિવેચન કરતા ભાષાસમાવેશનું 'પ્રાકૃતસમ' નામ આપ્યું છે ૮૨ તો વિશ્વનાથ એને ભાષાસમ તરીકે ઓળખે છે ૮૩ આ પરથી કહી શકાય કે મલ્લિનાથના સમયમાં આ શ્લેષ 'ભાષાસમ' તરીકે ઓળખાતો હશે કેશવમિશ્ર પણ 'અલંકાર શેખર'માં શ્લેષના આઠ પ્રકાર દર્શાવી, ભાષાશ્લેષનો છઠ્ઠા પ્રકાર તરીકે ઉલ્લેખ કરે છે ૮૪

આખા સર્ગમાં આ ભાષાસમાવેશ ઉદાહૃત કરવાની પ્રેરણા ભટ્ટિને ક્યાંથી મળી હશે તેનો વિચાર કરતા પ્રાકૃત મહાકાવ્ય સેતુબન્ધ તરફ નજર જાય છે ભટ્ટિકાવ્યના તેરમા સર્ગ પર સેતુબન્ધના ૭ થી ૮ સર્ગોની ઠીક ઠીક અસર પડેલી જણાય છે, તે સેતુબન્ધના સંપાદક ગોલ્ડશ્મિટ અને ફેન્ડીકીએ નોંધેલ છે ૮૫ આ સિવાય પણ બીજી કેટલાક બાબતોમાં ભટ્ટિકાવ્ય પર સેતુબન્ધની અસર જણાય છે, જેની વિગતે ચર્ચા આ પુસ્તકને અંતે આપેલા એક પરિશિષ્ટમાં કરવામાં આવી છે છતાં અહીં એટલું નોંધવું જરૂરી છે કે સેતુબન્ધના આ પ્રાકૃત શ્લોકો પરથી જ ભટ્ટિને કદાચ તેરમા સર્ગના 'સેતુબન્ધના વિષયને, સંસ્કૃતમાં પ્રાકૃતને સમાવીને, પ્રવરસેને તેમાં પ્રયોજેલા આર્યાગીતિ છંદમાં જ વર્ણવવાનો વિચાર આવ્યો હોય તો એ અસંભવિત નથી

ભામહે તેમના 'કા અ'મા 'અચ્યુતોત્તર' નામના કોઈ યમક તેમજ સમસ્યાથી પ્રચુર કાવ્યનો નિર્દેશ કર્યો છે[૮૬] તે પરથી લાગે છે કે આવા ચિત્રકાવ્યો તે જમાનામા રચાતા હશે ભટ્ટિની સમક્ષ આ સર્ગ રચતી વખતે એવુ કોઈ ભાષાશ્લેષયુક્ત કાવ્ય વિદ્યમાન હોય તો પણ નવાઈ નહી.

આનન્દવર્ધન તેમજ મમ્મટે આવા પ્રયોગોવાળા કાવ્યોને સહેજ ઊતરતી કોટિના ગણ્યા છે,[૮૭] પણ કવિને ન્યાય કરવા ખાતર કહેવુ જોઈએ કે આવા કાવ્યો રચવા એ રમત વાત નથી કવિ પાસે વિપુલ શબ્દભંડોળ અને બન્ને ભાષા પર અસાધારણ પ્રભુત્વ હોય તો જ આ શ્લેષને કાવ્યમા દર્શાવી શકાય નીચે ટાંકેલો એક શ્લોક આ બાબતની પ્રતીતિ કરાવવા માટે પૂરતો છે

घोरनलदन्तिसकुलमट्टमहापङ्ककाहलजलाऽऽवासम् ।
'आरीण लवणजल समिद्धफरबाणविद्धघोरफणिवरम् ॥ (१३ ८)

કાવ્યમા કથાવસ્તુનુ સાતત્ય સાચવીને ભાષાશ્લેષનો આ પ્રયોગ કરવો અઘરો છે, ભટ્ટિ જેવા સમર્થ કવિ પણ આ સર્ગમા સળંગ ભાષાસમાવેશ નિરૂપી શક્યા નથી, તેમણે પાચ શ્લોકો (૨૧, ૨૫–૨૮) અસકીર્ણ મૂક્યા છે, તે ઉપરાંત બે શ્લોકો (૮, ૧૫) એવા છે કે જેમનો પૂર્વાર્ધ માત્ર સસ્કૃતમા હોય અને ઉત્તરાર્ધ બન્ને ભાષામા હોય

આ સર્ગના સાતમા શ્લોકમા એક સુંદર યમક મળે છે, તે બાબત પણ નોંધવા જેવી છે ભાષાસમાવેશને ઉદાહૃત કરતા આ સર્ગમા પણ ભટ્ટિનો વ્યાકરણશાસ્ત્રનો શોખ છૂપો રહેતો નથી તેમણે એક શ્લોકમા (૨૭) 'એકાન્તરાખ્યાત' તરીકે જાણીતો ક્રિયાપદોથી બનેલો પ્રયોગ દર્શાવ્યો છે આ શ્લોકમા ક્રિયાપદોની વચ્ચે નામના રૂપોનુ વ્યવધાન આવે છે તેથી તેને 'એકાન્તરાખ્યાત' કહેવામા આવે છે તે પછીના ૨૮મા શ્લોકમા તેમણે એક પણ નામના રૂપ વિનાના સળંગ ક્રિયાપદો જ આપ્યા છે, જેને 'આખ્યાતમાલા' કહેવાય છે આ શ્લોકને ભોજે શૃ પ્ર'મા, કવિ સ્થાને વર્ણવતા કોઈ બીજા શાસ્ત્રને (વ્યાકરણશાસ્ત્રને) પ્રાસંગિક રીતે ઉદાહૃત કરે છે તેના સંદર્ભમા ટાંક્યો છે[૮૮] તિડન્તકાંડમાથી ઉદાહરણ ન આપતા પ્રસન્નકાંડનો આ શ્લોક અહી ભોજે પસંદ કર્યો છે તે પણ દર્શાવે છે કે ભટ્ટિએ પ્રસન્નકાંડમા પણ તિડન્તને લગતા સુંદર ઉદાહરણો આપ્યા છે તે જ પ્રથમા પ્રસન્નકાંડમા 'એકાન્તરાખ્યાત' અને 'નિરન્તરાખ્યાત'ના ઉદાહરણ તરીકે અનુક્રમે શ્લોક ૨૭ અને ૨૮ આપ્યા છે[૮૯]

આ કાવ્યને આપણે બીજા અર્થમાં પણ દીપતુલ્ય કહી શકીશું, કારણ કે તેને પગલે સંસ્કૃત સાહિત્યમાં બીજા અનેક દીવાઓ-શાસ્ત્રકાવ્યો સર્જાયાં.

## પાદટીપો

१. काव्यालंकार, १.२
२. V. S Apte, *Sanskrit-English Dictionary*. p. 864
३. K. P. Trivedi, *Introduction*, Bhaṭṭikāvya, p. iv
४. P. V. Kane, *History of Sanskrit Poetics*, pp.70-75
५. H. R. Divekar, Bhāmaha, Bhaṭṭi and Dharmakīrti, *JRAS*, Oct. 1929, pp. 829-841
६. नाट्यशास्त्र, वो. २, १६. ४०
७. V. Raghavan, *Some Concepts of Alaṅkāras'āstra*, p. 107
८. विष्णुधर्मोत्तरपुराण, १४. १-१५. ९. का. अ., परि. २-३
१० काव्यादर्श, २.१-३६८
११. Hermann Yakobi, 'Bhamaha and Dharmakīrti', *ZDMG*, Lxiv, (1922), pp 210 ff, Guj. Trans. by Narasimha Patel, *Purātattva*, Vol. I (1923), pp. 81 ff
१२. S. K. De, *History of Sanskrit Poetics*, pp. 51-56, P.V. Kane, *History of Sanskrit Poetics*, pp. 70-75
१३. ना.शा., (स. रामकृष्ण कवि), वो. २, १६.२८ १४. ना शा. (स. दुर्गाप्रसाद पंडित), १६ १०, १६ १५
१५. C Hooykaas, On Some Arthalamkāras in Bhaṭṭikāvya', *BSOAS*, Vol xx, pp. 351-363.
१६. S. K. De, *History of Sanskrit Poetics*, pp. 51-56
१७. ना.शा., वो. २, १६. १६-८६ १८. का.अ, २ ६-१७
१९. का.आ, ३.१-३७ २० सरस्वतीकण्ठाभरण, २.१६-१२६
२१. जानकीहरण, (सं. श्रीकृष्णदास), परि १४ २२ म क., २.६६-१२६
२३. का.अ, २.२२ २४ एजन, २.३०-३४
२५. का आ, २.१२०-१६८ २६. एजन, २.३००-३०३
२७. कुमारसंभव, ८.२३ २८. स.क., ८.५१

२९. कुवलयानन्द, का. ५२ ३०. एजन, का. ५८
३१. शिशुपालवध, १.२३ ३२. कुवलयानन्द, का. ६५
३३. अलंकारसर्वस्व, का. ५३
३४. C. Hooykaas 'On Some Arthālamkāras in BK, *BSOAS*, Vol. xx, pp. 351–363
३५. वाग्भट, वाग्भटालंकार, ४.६६ ३६. का.आ., २.७३
३७. C. Hooykaas, *op.cit.*, *BSOAS*, Vol. xx, pp. 351–363
३८. V. Raghavan, *op.cit.*, pp. 105–108
३९. साहित्यदर्पण, १०.९५–९६
४०. C. Hooykaas, *op.cit.*, *BSOAS*, vol. xx, pp. 351–363.
४१. C Hooykaas, Stylistic Figures in the OJR, *JOI*, Vol. VII, pp 135–157
४२. V. S. Apte, *Sanskrit-English Dictionary*, p. 1098
४३. सा.द., १०. ६६
४४. C. Hooykaas, On Some Arthālankāras in BK., *BSOAS*, Vol xx pp. 351–363 ४५. काव्यालंकारसंग्रह, ४.१०
४६. अ.स., का. ३३ ४७. काव्यप्रकाश, १०.१५६
४८. काव्यालंकारसूत्र, ४.३.३२ ४९. का.आ., २.३५६
५०. काव्यालंकारसूत्र, ४.३.३३ ५१. ना.शा., वो.२, १६.२८
५२. शृं.प्र., वो. २, पृ. ५८५ ५३. भावप्रकाशन, पृ. २२३
५४. सा.द., ६.१६६ ५५. वाग्भट, काव्यानुशासन, पृ. ४६
५६. का.आ., प्रेमचन्द्र टीका, पृ. ३०६–३३१ ५७. का.आ. २.२३५
५८. का.प्र., १०.५२५ ५९. ना.शा., वो. २, १६.१४
६०. C. Hooykaas, 'Stylistic Figures . OJR', *JOI*, vol. VII, pp. 135–157
६१. सेतुबन्ध, १०.५६–८२ ६२. का.प्र., ८.६८
६३. ना.शा, वो. २, १६ १०४ ६४. स.क., १.६६
६५. का.आ., १.५१ ६६. ध्वन्यालोक, २.७
६७. का.प्र., ८.७४ ६८. बुल्के कामिल, 'रामकथा', पृ. १८४–२१०; C. Hooykaas, *The Old Javanese Ramayana* (Nijhoff)
६९. रुग्रनापद्रीय, १.५४–५८ ७०. का.अ., ३.३–४

૭૧ V S Apte, Sanskrit-English Dictionary, p 132
૭૨ V Raghavan, *op cit*, pp 131–146
૭૩ D K Gupta, The Concept of Bhavikatva, *JOI*, Vol xxxii, pp 54–60
૭૪ प्र रु, ६२५१, अ स, का ७६
૭૫ काव्यालङ्कारसारसंग्रह-प्रतिहारेन्दुराजव्याख्या, ६६
૭૬ स च, १७५ ૭૭ अलङ्कारशेखर प २१
૭૮ G G Leonardi *Tre Studi Sulla Bhattikavya* pp 41–46
૭૯ रुद्रट, काव्यालङ्कार, ४१६ ૮૦ का प्र, ६२७२
૮૧ का अनु, वो १, पृ ३३५ ૮૨ मालतीमाधव-जगद्धरटीका ६१०, पृ १३१ ૮૩ सा द, १०८८
૮૪ अलङ्कारशेखर, पृ ५८
૮૫ K K Handiqui, *Introduction, Pravarasena's Setubandha*, p 35
૮૬ का अ, २१६ ૮૭ ध्वन्यालोक, ३४२, का प्र, १५
૮૮ शृ प्र, वो २ पृ ३१६ ૮૯ एजन, वो. १, पृ १०४
૯૦ नामलिङ्गानुशासन-टीकासर्वस्व, तृतीयकाण्ड, पृ ६६, ११५, १८०, २१४, २३२
૯૧ V Raghavan, *Sanskrit Literature*, pp 105–115

## પ્રકરણ ૭

# ભટ્ટિકાવ્યની લોકપ્રિયતા

ભટ્ટિમન્ન નામના આ સંસ્કૃત કાવ્યને, ટીકાકારો કવિઓ, વૈયાકરણો, અનંકારશાસ્ત્રીઓ અને અર્વાચીન વિવેચકોએ જે ભાવભર્યો આવકાર આપ્યો છે, તેના પરથી, તેની લોકપ્રિયતાનો ખ્યાલ આવે છે. આ લોકપ્રિયતા મોટે ભાગે તેના શાસ્ત્રકાવ્ય તરીકેના વિશિષ્ટ સ્વરૂપને લીધે છે, તે કહેવાની જરૂર નથી.

આ કાવ્ય પર ટીકાઓ લખવાનો અનેક ટીકાકારોએ અનેરો ઉત્સાહ દાખવ્યો છે. તે રચાયું, ત્યારપછીની બે ત્રણ સદીઓમાં જ તેના પર ટીકાઓ લખાવા માંડી હતી એમ લાગે છે, કારણકે હાલ ઉપલબ્ધ થતી ટીકાઓમાં પ્રાચીનતમ ટીકા જયમંગલાનો સમય વહેલામાં વહેલો ઈસની નવમી સદીનો ગણવામાં આવે છે. ઉપલબ્ધ માહિતી પ્રમાણે, ઠેઠ અઢારમા સૈકાના અંત સુધીમાં પણ આ કાવ્ય પર સંસ્કૃત ટીકાઓ લખાતી રહી છે.

આજ પ્રમાણે, ભટ્ટિકાવ્યને આદર્શ તરીકે રાખીને, એમના જેવા જે બીજા અનેક સંસ્કૃત શાસ્ત્રકાવ્યો ત્યારબાદ રચાયા, તેમાંના પ્રાચીનતમ કાવ્ય 'રાવણાર્જુનીય'ના કર્તા ભટ્ટ ભીમ આશરે ઈસની સાતમી સદીમાં થઈ ગયેલા મનાય છે. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસને જોતા સ્પષ્ટ થાય છે કે આવા દ્વૈહેતુક શાસ્ત્રકાવ્યો રચવાની પરંપરા પણ અઢારમી સદીના અંતભાગ સુધી ચાલુ રહી હતી.

સંસ્કૃત સાહિત્યમાં વ્યાકરણને ઉદાહૃત કરતા આવા ઓછામાં ઓછા દસબાર શાસ્ત્રકાવ્યો ભારતમાં રચાઈ ગયા, જેમાંના 'વાક્યાવલિ' નામના ચાર સર્ગના એકમાત્ર અજ્ઞાતકર્તૃક કાવ્યમાં વ્યાકરણ ઉપરાંત અલંકારો અને છંદો વગેરેને ઉદાહૃત કરવાનો પ્રયત્ન થયો છે. ભારત બહાર પણ 'પ્રાચીન-જાવાઈ રામાયણ' નામનું કાવ્ય યોગીશ્વર નામના કવિએ રચ્યું, જે અમુક અંશે ભટ્ટિકાવ્યનું રૂપાંતર જ ગણાય. આ કાવ્યનો વિગતવાર પરિચય ગ્રંથને અંતે પરિશિષ્ટમાં આપ્યો છે.

ભટ્ટિકાવ્યને આવકારવામાં વૈયાકરણો પણ પાછા પડે તેમ ન હતા. વ્યાકરણ-દૃષ્ટિએ ભટ્ટિના જે પ્રયોગો વિવાદાસ્પદ અને નોંધપાત્ર લાગ્યા, તેમની વ્યાકરણકારોએ સવિસ્તર ચર્ચા કરી છે. કયા કયા ગ્રંથમાં ભટ્ટિના કુલ કેટલા પ્રયોગોનો ઉલ્લેખ થયો છે, તેની વિગત અહીં દર્શાવવામાં આવી છે.

છેવટે, ભટ્ટિકાવ્ય વિશેના અર્વાચીન વિદ્વાનોના અભિપ્રાયો આપવામાં આવ્યા છે.

## અ. ભટ્ટિકાવ્ય પરની ટીકાઓ

ભટ્ટિએ પોતે કાવ્યના અંતભાગમાં તેને 'વ્યાખ્યાગમ્ય' કહ્યું તેથી કે પછી ભટ્ટિકાવ્યમાંના વ્યાકરણને સમજાવવા માટે, ગમે તે કારણ હોય, પણ આ કાવ્ય પર સારી એવી સંખ્યામાં ટીકાઓ લખાઈ છે. ભટ્ટિકાવ્ય પર પાણિનીય વ્યાકરણ સંપ્રદાય ઉપરાંત કાતંત્ર સંક્ષિપ્તસાર, મુગ્ધબોધ, સૌપદ્મ વગેરે વ્યાકરણપરંપરાઓને અનુસરતા ટીકાકારોએ પણ ભટ્ટિકાવ્ય પર ટીકા લખી છે, તે દર્શાવે છે કે સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રના અન્ય સંપ્રદાયો પણ ભટ્ટિને માનથી જોતા હતા. ભટ્ટિના જમાનામાં ગુજરાતમાં પાણિનીય વ્યાકરણ સંપ્રદાય પ્રચલિત હતો એમ કહી શકાય, કારણકે મૈત્રકકાળના એક તામ્રશાસનમાં રાજા ધ્રુવસેન બીજાને (ઈ.સ. ૬૨૮–૬૪૩) શાલાતુરીય તંત્ર એટલે કે પાણિનીય પરંપરામાં પ્રવીણ કહ્યો છે.[૧] ભટ્ટિના સમય પહેલાં, માત્ર પાણિનીનું વ્યાકરણ અને કાતંત્ર વ્યાકરણ બંને રચાયાં હતાં,[૨] છતાં ટીકાકારો પોતપોતાના જમાનામાં અને પ્રદેશમાં પ્રચલિત વ્યાકરણ પરંપરાને અનુસરીને ટીકાઓ લખે તે સ્વાભાવિક છે. ભટ્ટિકાવ્યના વ્યાકરણ પર આધારિત કાંડોને સારી રીતે સમજવા અને સમજાવવા માટે પાણિનીય વ્યાકરણ પરંપરા અનુસાર ટીકા કરતી વ્યાખ્યાઓ જ વધારે ઉપયોગી થાય એ દેખીતું છે.

ભટ્ટિકાવ્ય પરની ટીકાઓનો સંક્ષિપ્ત પરિચય નીચે પ્રમાણે છે :

### ૧. અનિરુદ્ધ-કૃત 'ભટ્ટિકાવ્યલઘુટીકા'

અનિરુદ્ધ નામના વિદ્વાને લખેલી 'ભટ્ટિકાવ્યલઘુટીકા'નામની ટીકા, શ્રી સી. ડી. દલાલે તેમના જેસલમીર ભંડારની હસ્તપ્રતોના સૂચિપત્રમાં નોંધી છે. તેના વિશે બીજી કોઈ માહિતી મળતી નથી.[૩]

### ૨. કંદર્પશર્મા-કૃત 'વૈજયન્તી'

ભટ્ટિકાવ્ય પરની 'વૈજયન્તી' નામની આ ટીકા કંદર્પશર્માએ લખેલી છે. તેઓ 'કંદર્પચક્રવર્તી' તરીકે પણ ઓળખાય છે. તેમણે ટીકાની શરૂઆતમાં શ્રીકૃષ્ણ અને શિવની સ્તુતિ કરી છે. તેમણે ભટ્ટિકાવ્યના વ્યાકરણને લગતા કાંડો, સૌપદ્મ વ્યાકરણ અનુસાર સમજાવ્યા છે. તેમણે દંડી (૮મી સદી), 'કાવ્યપ્રકાશ' (૧૧મી સદી), ક્ષીરસ્વામી (૧૧મી સદી) અને 'દુર્ઘટવૃત્તિ' (૧૨મી સદી)નો ઉલ્લેખ કર્યો છે, તેથી ઈ.સ.ની બારમી સદી પછી તેમને મૂકી શકાય.[૪]

### ૩. કેશવશર્મા-કૃત 'ભટ્ટિકાવ્યટીકા'

કેશવશર્માએ લખેલી આ ટીકા દસમા સર્ગ સુધીની જ છે. ગોયાચન્દ્રે

લખેલી 'સંક્ષિપ્તસારટીકા' પર કેશવ શર્માએ 'દુર્ઘટોદ્ઘાટ' નામની વ્યાખ્યા લખી છે તે વ્યાખ્યાને અનુસરીને તેમણે ભટ્ટિકાવ્ય પરની આ વ્યાખ્યા લખી છે તેઓ ક્રમદીશ્વરના 'સંક્ષિપ્તસાર' વ્યાકરણની પરંપરાને અનુસરે છે[૫]

## ૪. કુમુદાનંદ–કૃત સુબોધિની

કુમુદાનંદે પાણિનીય વ્યાકરણ પરંપરા અનુસાર ભટ્ટિકાવ્ય પર આ ટીકા લખી છે મલ્લિનાથે ભટ્ટિકાના શ્લો ૭૧૦૩ પરની, વ્યાખ્યામાં આ ટીકાકારનો ઉલ્લેખ કર્યો છે, તેથી તે ઈસની ૧૪મી સદી પહેલાં થઈ ગયા છે તે ચોક્કસ છે[૬]

## ૫. જયમંગલ–કૃત 'જયમંગલા

હાલ ભટ્ટિકાવ્ય પરની ઉપલબ્ધ ટીકાઓમાં જયમંગલે રચેલી આ ટીકા સૌથી પ્રાચીન છે જયમંગલનો ઉલ્લેખ, ઈસ ૧૧૨૦ આસપાસની 'દુર્ઘટવૃત્તિ'માં પણ મળે છે[૭] તેથી તે અગિયારમી સદીમાં કે તે પહેલાં થઈ ગયા હોવા જોઈએ પા વા કાણે માને છે કે તે ઈસ ૮૦૦ અને ઈસ ૧૦૫૦ની વચ્ચે થયા હોવા જોઈએ[૮] આ જયમંગલ જટીશ્વર અને જયદેવ તરીકે પણ જાણીતા હતા

ઇતિહાસકાર કૃષ્ણમાચારીયર માને છે (પૃ ૧૮૩) કે આ જયમંગલ રાજા સિદ્ધરાજ જયસિંહના દરબારમાં હતા અને 'કવિશિક્ષા' નામના ગ્રંથના કર્તા પણ તેજ હતા, પણ એમનો આ મત સ્વીકારવો મુશ્કેલ લાગે છે, કારણ કે, 'કવિશિક્ષા' ગ્રંથના લેખક જયમંગલ આચાર્ય જૈન હતા, એટલું જ નહી, પણ તેમનો સમય ઈસની બારમી સદીનો પૂર્વાર્ધ ગણાય છે[૯] જ્યારે જયમંગલની આ ટીકામાં તેઓ જૈન હતા, એવું અનુમાન કરવા માટે કોઈ આધાર મળતો નથી વળી તે અગિયારમી સદીના અંત પહેલાં જ થઈ ગયા છે, તે બીજા ગ્રંથોમાં મળતા એમના વિશેના નિર્દેશો પરથી કહી શકાય

ટીકાકાર જયમંગલ વ્યાકરણ અંગેના નિયમો ટાંકીને 'પાઅ' અનુસાર સમજાવે છે અને પ્રત્યેક શ્લોકમાં જે સૂત્રો ઉદાહૃત થતાં હોય છે, તેમને પણ દર્શાવે છે વ્યાકરણ દૃષ્ટિએ વિવાદાસ્પદ પ્રયોગોની ચર્ચા કરવાનું પણ તેઓ ચૂકતા નથી આ જ પ્રમાણે પ્રસન્નકાંડમાં ઉદાહૃત થયેલી બધી ઉપમાઓને ભામહના 'કાઅ'માંથી ટાંકીને આ ટીકા અભિનવના ઘણાખરા વ્યાખ્યા આપી સમજાવે છે તેમણે ... પાસાઓને આવરી લે છે

રામાયણ કથાનો સંક્ષેપ કરતા આ ગ્રંથમાં, કાવ્યમાં ખૂટતી કેટલીક વિગતો પણ તેઓ પૂરી પાડે છે, જેમકે દશાનન પિતા સાધુએ મૈનાક પર્વતને ઇન્દ્રથી

## અ. ભટ્ટિકાવ્ય પરની ટીકાઓ

ભટ્ટિએ પોતે કાવ્યના અંતભાગમાં તેને 'વ્યાખ્યાગમ્ય' કહ્યું તેથી કે પછી ભટ્ટિકાવ્યમાંના વ્યાકરણને સમજાવવા માટે, ગમે તે કારણ હોય, પણ આ કાવ્ય પર સારી એવી સંખ્યામાં ટીકાઓ લખાઈ છે. ભટ્ટિકાવ્ય પર પાણિનીય વ્યાકરણ સંપ્રદાય ઉપરાંત કાતંત્ર સંક્ષિપ્તસાર, મુગ્ધબોધ, સૌપદ્મ વગેરે વ્યાકરણપરંપરાઓને અનુસરતા ટીકાકારોએ પણ ભટ્ટિકાવ્ય પર ટીકા લખી છે, તે દર્શાવે છે કે સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રના અન્ય સંપ્રદાયો પણ ભટ્ટિને માનથી જોતા હતા. ભટ્ટિના જમાનામાં ગુજરાતમાં પાણિનીય વ્યાકરણ સંપ્રદાય પ્રચલિત હતો એમ કહી શકાય, કારણકે મૈત્રકકાળના એક તામ્રશાસનમાં રાજા ધ્રુવસેન બીજાને (ઈ.સ. ૬૨૮–૬૪૩) શાલાતુરીય તંત્ર એટલે કે પાણિનીય પરંપરામાં પ્રવીણ કહ્યો છે.[૧] ભટ્ટિના સમય પહેલાં, માત્ર પાણિનીનું વ્યાકરણ અને કાતંત્ર વ્યાકરણ બંને રચાયાં હતાં,[૨] છતાં ટીકાકારો પોતપોતાના જમાનામાં અને પ્રદેશમાં પ્રચલિત વ્યાકરણ પરંપરાને અનુસરીને ટીકાઓ લખે તે સ્વાભાવિક છે. ભટ્ટિકાવ્યના વ્યાકરણ પર આધારિત કાંડોને સારી રીતે સમજવા અને સમજાવવા માટે પાણિનીય વ્યાકરણ પરંપરા અનુસાર ટીકા કરતી વ્યાખ્યાઓ જ વધારે ઉપયોગી થાય એ દેખાતું છે.

ભટ્ટિકાવ્ય પરની ટીકાઓનો સંક્ષિપ્ત પરિચય નીચે પ્રમાણે છે :

### ૧. અનિરુદ્ધ-કૃત 'ભટ્ટિકાવ્યલઘુટીકા'

અનિરુદ્ધ નામના વિદ્વાને લખેલી 'ભટ્ટિકાવ્યલઘુટીકા'નામની ટીકા, શ્રી સી. ડી. દલાલે તેમના જેસલમીર ભંડારની હસ્તપ્રતોના સૂચિપત્રમાં નોંધી છે. તેના વિશે બીજી કોઈ માહિતી મળતી નથી.[૩]

### ૨. કંદર્પશર્મા-કૃત 'વૈજયન્તી'

ભટ્ટિકાવ્ય પરની 'વૈજયન્તી' નામની આ ટીકા કંદર્પશર્માએ લખેલી છે. તેઓ 'કંદર્પચક્રવર્તી' તરીકે પણ ઓળખાય છે. તેમણે ટીકાની શરૂઆતમાં શ્રીકૃષ્ણ અને શિવની સ્તુતિ કરી છે. તેમણે ભટ્ટિકાવ્યના વ્યાકરણને લગતા કાંડો, સૌપદ્મ વ્યાકરણ અનુસાર સમજાવ્યા છે. તેમણે દંડી (૮મી સદી), 'કાવ્યપ્રકાશ' (૧૧મી સદી), ક્ષીરસ્વામી (૧૧મી સદી) અને 'દુર્ઘટવૃત્તિ' (૧૨મી સદી)નો ઉલ્લેખ કર્યો છે, તેથી ઈ.સ.ની બારમી સદી પછી તેમને મૂકી શકાય.[૪]

### ૩. કેશવશર્મા-કૃત 'ભટ્ટિકાવ્યટીકા'

કેશવશર્માએ લખેલી આ ટીકા દસમા સર્ગ સુધીની જ છે. ગોપીચન્દ્રે-

## ૭ પુંડરીકાક્ષ-કૃત 'કલાપદીપિકા'

શ્રીમતના પુત્ર પુંડરીકાક્ષ વિદ્યાસાગરે કાતંત્ર વ્યાકરણને અનુસરીને આ ટીકા લખી છે તેની હસ્તપ્રત શકસંવત ૧૬૫૦ (ઈ સ ૧૭૨૮-૨૯)ની છે આ ઉપરાત તેમણે શ્રીપતિદત્તની 'કાતંત્રપરિભાષા' નામની કૃતિ પર ટીકા પણ લખી છે[13]

## ૮ પેરુભટ્ટ-કૃત 'ભટ્ટિકાવ્યટીકા

સ પા નારંગે (પૃ ૨૮) જણાવ્યા પ્રમાણે 'કિરાતાર્જુનીય, શિશુપાલવધ' નૈષધીયચરિત વગેરે મહાકાવ્યો પર ટીકા લખનાર પેરુભટ્ટે ભટ્ટિકાવ્ય પર પણ ટીકા લખી છે કૃષ્ણમાચારીઅર (પૃ ૧૮૩) તેને પ્રસિદ્ધ વ્યાખ્યાકાર મલ્લિનાથના પૌત્ર તરીકે ઓળખાવે છે તેમની આ ટીકા અધૂરી છે અને તેલુગુલિપિમા લખાયેલી છે આ લિપિ આંધ્ર વગેરે દક્ષિણના પ્રદેશોમા પ્રચલિત હતી, તે પરથી એમ પણ અનુમાન કરી શકાય કે ઈ સ ની ૧૫મી સદી સુધીમા (મલ્લિનાથ બાદ એકાદ સદી પછી એટલે કે ૧૫મી સદીથી મોડા ન મુકાય) ભટ્ટિની લોકપ્રિયતા આંધ્ર સુધી પહોચી ચૂકી હતી

## ૯. પુરુષોત્તમ-કૃત 'ભાષાવૃત્તિ

પુરુષોત્તમ નામના બંગાળના પ્રસિદ્ધ વૈયાકરણે 'પાણિ પર રચેલી આ વૃત્તિ છે ક પ્રા ત્રિવેદીએ ભટ્ટિ પરની તેર ટીકાઓમા પુરુષોત્તમની આ વૃત્તિનો ઉલ્લેખ કર્યો છે,[14] ત તેમણે ક્યા આધારે કર્યો છે તેનો ખ્યાલ આવતો નથી તેમના આ ઉલ્લેખમા રહેલ તથ્ય તપાસવા માટે 'ભાષાવૃત્તિ'નો ઝીણવટથી અભ્યાસ કરતા જણાયુ છે કે ભલે પુરુષોત્તમે ભટ્ટિ પર ટીકા લખવાના ઉદ્દેશથી આ વૃત્તિ રચી નથી, છતા તેમા ભટ્ટિકાવ્યનુ નામ દઈને આપેલા દસ ઉ રેખો[15] ઉપરાત પણ ૧૯૦ કરતાયે વધારે અવતરણો નામ આપ્યા વગર ભટ્ટિમાથી આપેલા છે આટલા બધા ઉદાહરણ તેમણે આમા ભટ્ટિમાથી આપ્યા ...વા છતા હજી સુધી કોઈના ધ્યાનમા આ બાબત આવી લાગતી નથી

વળી 'ભાષાવૃત્તિ'મા બીજા કોઈ પણ ગ્રંથના આટલા બધા અવતરણ મળતા નથી, તે બાબત નોંધપાત્ર છે આ વૃત્તિમા ભટ્ટિકાવ્યના અમુક શ્લોકોના અંશો જ માત્ર ટાકવામા આવ્યા છે, તેની 'દુર્ઘટવૃત્તિ'ની જેમ સવિસ્તર ચર્ચા ભાગ્યે જ કરવામા આવી છે તેથી કદાચ વૈયાકરણોના ધ્યાન બહાર આ બાબત રહી હોવાનો સંભવ છે આ વૃત્તિની ચર્ચા બીજા સંદર્ભમા અન્યત્ર પણ થઈ છે તેથી અહી એટલુ

કેવી રીતે રક્ષ્યો હતો તે વાત તેઓ શ્લો. ૮ ૮ પરની સમજૂતીમાં જણાવે છે તેમ જરૂર લાગે ત્યાં, શ્લો ૧૨ ૩૦ માં આવતા 'स्थावराहक्लृह' જેવા અર્થશાસ્ત્રના પારિભાષિક શબ્દો કે 'नग्नमुषित' (૫ ૮૦) જેવા રૂઢ પ્રયોગોની સમજૂતી પણ આપે છે તેઓ 'દંડકારણ્ય' (૪ ૧) નામ કેવી રીતે પડ્યું તે સમજાવે છે વનવાસમાં ગયેલા રામને તેડવા, ભરત વનમાં ગયા, તેની પાછળ રહેલું માનસશાસ્ત્રીયકારણ પણ દર્શાવે છે (૩ ૩૯), કે એમના એકલાના કહેવાથી રામ પાછા ન આવે તો લોકમાં મૃષાપ્રવાદ થાય

જયમંગલ આ ટીકામાં શ્લોકોમાં મળતા પાઠભેદ પણ નોંધે છે, જેમકે શ્લો ૧ ૧૧, શ્લો ૫ ૭, શ્લો ૫ ૧૦૭ વગેરેમાં પાઠભેદ દર્શાવીને તેની ચર્ચા પણ કરે છે તેથી ભટ્ટિકાવ્યના શ્લોકોની પાઠશુદ્ધિમાં પણ એ ઉપયોગી નીવડે તેમ છે ભમના ટીકાકાર જયમંગલ ભટ્ટિની જેમ જ ઘણાં બધાં શાસ્ત્રોના જાણકાર લાગે છે દા ત, શ્લો ૮ ૪૭ માંના અમુક શબ્દોને નૃત્યશાસ્ત્રની દૃષ્ટિએ સમજાવે છે અલંકારોને ઉદાહૃત કરતા દસમા સર્ગના પોતે ઓળખાવેલા પ્રત્યેક અલંકારની ખૂબ જ વિગતવાર ચર્ચા કરીને, ક્યારેક તે બાબતમાં પ્રકાશ પણ પાડે છે, જેમકે, શ્લો ૧૦ ૯૯ માં 'વાર્તા' અલંકાર દર્શાવતા વાર્તાના વિશિષ્ટા અને નિર્વિશિષ્ટા એમ બે પ્રકાર જણાવીને સ્વભાવોક્તિને તેના એક પ્રકાર તરીકે સમજાવે છે

આમ, આ જયમંગલ ટીકા ભટ્ટિકાવ્ય માટે ખૂબજ મહત્ત્વની છે ભટ્ટિકાવ્ય પરના વ્યાકરણના પ્રયોગોની બાબતમાં તેમણે દર્શાવેલો મત શરણદેવ જેવા પ્રસિદ્ધ વૈયાકરણ પણ પ્રમાણભૂત ગણીને ટાંકે છે, તે નોંધપાત્ર છે તેમણે આ ટીકા સિવાય બીજી કોઈ ટીકા કે કૃતિ રચ્યાનું આપણી જાણમાં નથી કોઈ જયમંગલે 'ભાગવત પુરાણ' પર ટીકા લખ્યાનું ઓફ્રેટે નોંધ્યું છે,[11] પણ તે જયમંગલ આ ટીકાકારથી જુદા લાગે છે

## ૬. નારાયણ વિદ્યાવિનોદ-કૃત 'ભટ્ટિબોધિની'

'ભટ્ટિબોધિની' નામની ટીકા લખનાર આ નારાયણ રામચન્દ્રના પરમ ભક્ત હતા અને પૂર્વગામના રહેવાસી હતા તેમના પિતાનું નામ બાણેશ્વર અને ભાઈનું નામ જટાધર હતું તેઓ આ કાવ્યને પાણિનીય વ્યાકરણ પર પરા પ્રમાણે સમજાવે છે અને વચ્ચે વચ્ચે બંગાળમાં પ્રચલિત 'સંક્ષિપ્તસાર' વ્યાકરણને પણ ટાંકે છે તેમણે આમાં 'કાશિકા'ના વ્યાખ્યાકાર જિનેન્દ્રબુદ્ધિનો નિર્દેશ કર્યો છે તેથી તેમને વહેલામાં વહેલા ઈસની ચૌદમી સદીમાં મૂકી શકાય[12]

વધારે ઉચિત છે, તેનો નિર્દેશ કરે છે કાવ્યમાં અમુક સ્થળે જે શ્લોકો પ્રક્ષિપ્ત જણાય છે, તેમને દર્શાવવાનું પણ તે ચૂકતા નથી શ્લો ૬ ૪૩) કેટલાક શ્લોકોમાં તે ભટ્ટિ વડે પ્રયોજાયેલા વિશેષણોની સાર્થકતા પણ સ્પષ્ટ કરી જણાવે છે (શ્લો ૬ ૧૦૧) આ ટીકાની પ્રસ્તાવનામાં ભરતમલ્લિકે પોતે જણાવ્યું છે તેમ તેઓ બોપદેવના 'કવિકલ્પદ્રુમ' નામના ધાતુપાઠ અનુસાર ધાતુઓના રૂપોને દર્શાવે છે તેઓ અમુક શ્લોકોમાં, ભટ્ટિનો છ દોષ દેખાય, ત્યાં તેનો બચાવ કરતા 'સક' વગેરેમાંથી અવતરણો ટાંકે છે (શ્લો ૧૦ ૩૭) આ બધા કરતા પણ વ્યાકરણને ઉદાહૃત કરતા આ કાવ્યના વ્યાકરણદષ્ટિએ વિવાદાસ્પદ પ્રયોગોના ભરત મલ્લિકે જે વિસ્તૃત છણાવટ કરી છે, તેને લીધે તેમની ટીકાની ઉપયોગિતા ખાસ કરીને 'મુગ્ધબોધ' વ્યાકરણના અભ્યાસીઓ માટે વધી જાય છે

## ૧૨ મલ્લિનાથ-કૃત 'સર્વપથીના

પંચમહાકાવ્યોના પ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથે, આ મહાકાવ્ય પર ટીકા લખીને, કાવ્યનું ગૌરવ વધારી દીધું તેમણે આ કાવ્યની ટીકા શરૂ કરતા પહેલા લખેલી વ્યાખ્યાનપીઠિકામાં દર્શાવ્યા પ્રમાણે ટીકાના નામને બરાબર સાર્થક કરતા હોય તેમ, ભટ્ટિકાવ્યના બધા જ પાસાંઓની ચર્ચા આ ટીકામાં કરી છે

> व्याकरणस्य सर्वपथीनाख्या सर्वा व्याप्नोति यत्पथ ।
> गुणालङ्कारशब्दार्थध्वनिभावरसादिकान् ॥[१०]

ભટ્ટિકાવ્યએ વ્યાકરણના પ્રયોગોને ઉદાહૃત કરતો ગ્રંથ હોઈ આ ટીકામાં તેમણે તે પ્રયોગોને સમજાવવા પર વધારે ભાર આપ્યો છે વ્યાકરણદષ્ટિએ વિવાદાસ્પદ પ્રયોગોની તેઓ ઊંડી છણાવટ કરે છે, અને પ્રત્યેક શ્લોકમાં લાગુ પડતા સૂત્રોને પણ દર્શાવે છે જ્યારે બીજા ટીકાકારો ક્રમમાં સિવાયના સર્ગોમાં અનંકારો ઓળખાવવાની ભાગ્યે જ તસ્દી લે છે, ત્યારે મલ્લિનાથ દરેક સર્ગમાં આવતા અલંકારો ઓળખાવી 'પ્રકરણ'માંથી તે તે અલંકારની વ્યાખ્યા પણ આપે છે તે જ રીતે પ્રત્યેક સર્ગમાં તેમજ તેને અંતે પ્રયોજાતા છંદો તેઓ ઓળખાવે છે શબ્દોના પોતે દર્શાવેલા અર્થોના સમર્થનમાં 'અમરકોશ,' 'યાદવ કોશ' વગેરેમાંથી અવતરણો ટાંકે છે તેઓ ઠેકઠેકાણે 'મનુસ્મૃતિ', 'યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ', પુરાણો વગેરેનો ઉલ્લેખ કરે છે ભટ્ટિકાવ્યમાંની કોઈ ઝીણી વિગત પણ તેમના ધ્યાન બહાર જતી નથી, તેનો ખ્યાલ 'न्यग्रोधपरिमण्डला' (૫.૧૮) શબ્દની તેમણે કરેલી ચર્ચા પરથી ખ્યાલ આવે છે

નોંધવું પૂરતું છે કે, ગુજરાતમાં થયેલા આ ભટ્ટિએ ઈ.સ.ની ૧૧મી સદી સુધીમાં જ બંગાળ જેટલા દૂરના પ્રદેશમાં પણ એક આદરપાત્ર વૈયાકરણ તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી.

## ૧૦ 'દુર્ઘટવૃત્તિ' પહેલાંની એક 'ભટ્ટિટીકા'

શરણદેવે લખેલી 'દુર્ઘટવૃત્તિ'માં પણ એક 'ભટ્ટિટીકા'નો નિર્દેશ છે.[૧૬] તેઓ જયમંગલની ટીકાનો ઉલ્લેખ 'જયમંગલા' તરીકે જ કરે છે, તેથી આ ટીકા બીજા કોઈએ લખેલી હોવી જોઈએ. તેનો સમય 'દુ.વૃ.' પહેલાંનો એટલે કે ઈ.સ.ની બારમી સદી પહેલાંનો હોવો જોઈએ. 'માધવીય ધાતુવૃત્તિ' (પૃ. ૭૩)માં પણ એક ભટ્ટિટીકાનો ઉલ્લેખ મળે છે, જેનો સમાવેશ ઓફ્રેટે તેમના કેટલોગ (પૃ. ૩૯૫)માં ભ.કા. પરની ટીકાઓમાં કર્યો છે. કદાચ 'દુ.વૃ., માં અને 'માધવીય ધાતુવૃત્તિ'માં નિર્દિષ્ટ આ વૃત્તિ એક પણ હોય.

## ૧૧. ભરતમલ્લિક-કૃત 'મુગ્ધબોધિની' ટીકા

ગૌરાંગમલ્લિકના પુત્ર ભરતમલ્લિક બંગાળના હુગલી જિલ્લાના રહેવાસી હતા. શરૂઆતમાં તેઓ શિવને નમસ્કાર કરે છે. ભરતમલ્લિક વ્યાકરણ, છંદઃશાસ્ત્ર અને સાહિત્યશાસ્ત્રમાં પારંગત હતા એમ લાગે છે. તેમણે 'ઉપસર્ગવૃત્તિ', 'એકવર્ણાર્થસંગ્રહ' 'કારકોલ્લાસ' અને 'ગણપાઠ' વગેરે વ્યાકરણના ગ્રંથો પર તેમજ 'અમરકોશ', પંચમહાકાવ્યો, 'મેઘદૂત' વગેરે પર ટીકાગ્રંથો લખ્યા છે. તેઓ ૧૮મી સદીની આસપાસ થઈ ગયા લાગે છે.

ભટ્ટિકાવ્યને મુગ્ધબોધ વ્યાકરણ અનુસાર સમજાવતી બે ચાર ટીકાઓ લખાઈ લાગે છે, પણ તેમાંની આ એક જ પ્રકાશિત થઈ છે. વળી, જયમંગલ અને મલ્લિનાથ બંનેની ટીકાઓના પ્રમાણમાં આ ટીકા અર્વાચીન હોઈ, સંસ્કૃતના વિદ્વાનોનું ધ્યાન એના તરફ ઓછું ગયું લાગે છે, પણ ટીકા તરીકેની ગુણવત્તાની દૃષ્ટિએ તે સહેજે ઊતરતી નથી.

ભરતમલ્લિક પ્રસ્તાવનામાં તેમજ ટીકામાં વચ્ચે વચ્ચે પુરુષોત્તમનો,(શ્લો.૨.૪૪) બોપદેવનો (શ્લો.૬.૧૩૩), ક્રમદીશ્વરનો (શ્લો. ૮.૩૩), 'ઉણાદિવૃત્તિ'કાર ઉજ્જવલદત્તનો (શ્લો. ૬.૪૧), અને વિદ્યાસાગરનો (શ્લો. ૮.૧૨૧) ઉલ્લેખ કરે છે. તેઓ મુગ્ધબોધ વ્યાકરણનાં સૂત્રો ટાંકીને પ્રત્યેક શ્લોકમાંનો દરેક શબ્દ તેની પ્રક્રિયા સાથે સમજાવે છે. આ ઉપરાંત ભરતમલ્લિક શ્લોકોમાં મળતા પાઠભેદ પણ દર્શાવે છે (શ્લોક ૨.૬, ૯.૯૭) અને કયો પાઠ અર્થ, છંદ વગેરેની દૃષ્ટિએ

વધારે ઉચિત છે, તેનો નિર્દેશ કરે છે કાવ્યમાં અમુક સ્થળે જે શ્લોકો પ્રક્ષિપ્ત જણાય છે, તેમને દર્શાવવાનું પણ તે ચૂકતા નથી (શ્લો ૯૪૩) કેટલાક શ્લોકોમાં તે ભટ્ટિ વડે પ્રયોજાયેલા વિશેષણોની સાર્થકતા પણ સ્પષ્ટ કરી જણાવે છે (શ્લો ૯૧૦૧) આ ટીકાની પ્રસ્તાવનામાં ભરતમલ્લિકે પોતે જણાવ્યું છે તેમ તેઓ બોપદેવના 'કવિકલ્પદ્રુમ' નામના ધાતુપાઠ અનુસાર ધાતુઓના રૂપોને દર્શાવે છે તેઓ અમુક શ્લોકોમાં, ભટ્ટિનો જે દોષ દેખાય, ત્યાં તેનો બચાવ કરતા 'સક' વગેરેમાંથી અવતરણો ટાંકે છે (શ્લો ૧૦૩૭) આ બધા કરતા પણ વ્યાકરણને ઉદાહૃત કરતા આ કાવ્યના વ્યાકરણદૃષ્ટિએ વિવાદાસ્પદ પ્રયોગોની ભરતમલ્લિકે જે વિસ્તૃત છણાવટ કરી છે, તેને લીધે તેમની ટીકાની ઉપયોગિતા ખાસ કરીને 'મુગ્ધબોધ' વ્યાકરણના અભ્યાસીઓ માટે વધી જાય છે

## ૧૨ મલ્લિનાથ-કૃત 'સર્વપથીના'

પંચમહાકાવ્યોના પ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથે, આ મહાકાવ્ય પર ટીકા રચીને, કાવ્યનું ગૌરવ વધારી દીધું છે તેમણે આ કાવ્યની ટીકા શરૂ કરતા પહેલા રચેલી વ્યાખ્યાનપીઠિકામાં દર્શાવ્યા પ્રમાણે ટીકાના નામને બરાબર સાર્થક કરતા હોય તેમ, ભટ્ટિકાવ્યના બધા જ પાસાઓની ચર્ચા આ ટીકામાં કરી છે

> व्याख्या सर्वपथीनाख्या सर्वा व्याप्नोति यत्पथ ।
> गुणालङ्कारशब्दार्थध्वनिभावरसादिकान् ॥[१७]

ભટ્ટિકાવ્ય એ વ્યાકરણના પ્રયોગોને ઉદાહૃત કરતો ગ્રંથ હોઈ, આ ટીકામાં તેમણે તે પ્રયોગોને સમજાવવા પર વધારે ભાર આપ્યો છે વ્યાકરણદૃષ્ટિએ વિવાદાસ્પદ પ્રયોગોની તેઓ ઊંડી ચર્ચા કરે છે, અને પ્રત્યેક શ્લોકમાં લાગુ પડતા સૂત્રોને પણ દર્શાવે છે જ્યારે બીજા ટીકાકારો દશમા સિવાયના સર્ગોમાં અલંકારો ઓળખાવવાની બાબતે જ તસ્દી લે છે, ત્યારે મલ્લિનાથ દરેક સર્ગમાં આવતા અલંકારો ઓળખાવી 'પ્રકીર્ણ'માંથી તે તે અલંકારની વ્યાખ્યા પણ આપે છે તે જ રીતે પ્રત્યેક સર્ગમાં તેમજ તેને અંતે પ્રયોજાતા છંદો તેઓ ઓળખાવે છે શબ્દોના પોતે દર્શાવેલા અર્થોના સમર્થનમાં 'અમરકોશ,' 'યાદવ કોશ' વગેરેમાંથી અવતરણો ટાંકે છે તેઓ ઠેકઠેકાણે 'મનુસ્મૃતિ', 'યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ', પુરાણો વગેરેનો ઉલ્લેખ કરે છે ભટ્ટિકાવ્યમાંની નાની મોટી વિગત પણ તેમના ધ્યાન બહાર રહેતી નથી, તેનો ખ્યાલ 'ચમાણ્યપરિમણ્ડલ' (૫ ૧૮) શબ્દની તેમણે કરેલી ચર્ચા પરથી ખ્યાલ આવે છે

અધિકારકાંડમાં ઉદાહૃત થયેલા અધિકારો બાબતમાં તેમની અને જય મંગલ વચ્ચે ખાસ મોટો તફાવત જણાતો નથી. દસમા સર્ગના અલંકારોની ઓળખ તેઓ વિદ્યાનાથના 'પ્રરુ' પ્રમાણે આપે છે, અને જયમંગલે દર્શાવેલી અલંકારોની ઓળખ સાથે મલ્લિનાથ ઘણા ઠેકાણે સંમત થતા નથી. જયમંગલથી આ બાબતમાં જુદા પડતા, ક્યારેક તે તેમની સખત શબ્દોમાં ટીકા કરે છે (૧૦.૨૪) આ જ રીતે વ્યાકરણના પ્રયોગોની સમજૂતીની બાબતમાં પણ તે જયમંગલ પર આકરો પ્રહાર કરે છે (૭ ૮૨) આ ઉપરાત નીચેના શ્લોકોમાં મલ્લિનાથ જયમંગલનું નામ આપીને તેમણે આપેલી સમજૂતીનો નિર્દેશ કરે છે; ૩.૧, ૫ ૬૮, ૯ ૪૨ અને ૨૧.૩., જ્યારે નીચે દર્શાવેલા શ્લોકોમાં તે નામ આપ્યા વગર જ જયમંગલનો નિર્દેશ કરે છે, ૧.૨૬, ૩ ૨૭, ૩ ૬૪, ૪.૨૧, ૫ ૭૭, ૫ ૩૨, ૬ ૮૭, ૭ ૩૫ તેમની 'કુમારસંભવ', અને 'રઘુવંશ' બંને પરની ટીકાઓ તેમજ 'કિરાત' પરની 'ઘંટાપથ' ટીકા પછી આ ટીકા લખાઈ લાગે છે, કારણકે તેમણે ભટ્ટિ પરની ટીકામાં 'રઘુવંશ' પરની સંજીવનીનો તેમજ 'કુમારસંભવ' પરની સંજીવની ટીકાનો અને ઘંટાપથનો ઉલ્લેખ શ્લો ૧ ૨૫, શ્લો. ૫ ૬૩ અને શ્લો ૧ ૨૬માં મા અનુક્રમે કર્યો છે. ભટ્ટિકાવ્ય પર ટીકા લખીને પોતે ધન્ય થઈ ગયા, એવું તેમણે વ્યાખ્યાનપીઠિકામાં જણાવ્યું છે, તે તેમનો ભટ્ટિકાવ્ય પ્રત્યેનો અત્યંત આદર દાખવે છે

મલ્લિનાથ ઈસની આશરે ચૌદમી સદીમાં થઈ ગયા છે તેઓ આંધ્ર પ્રદેશના મેડક જિલ્લાના કોનાચનમ ગામના રહેવાસી હતા. મલ્લિનાથ વ્યાકરણ, મીમાંસા અને ન્યાયશાસ્ત્રમાં ખૂબ પારંગત હતા, તેથી તેઓ 'પદવાક્યપ્રમાણ પારાવારપારીણ' તરીકે ઓળખાતા હતા. તેમણે ૭ મહાકાવ્યો પરની ટીકા ઉપરાંત 'એકાવલી', 'પ્રશસ્તપાદભાષ્ય,' ન્યાય' 'તાર્કિકરક્ષા' વગેરે પર પણ ટીકાગ્રંથો લખ્યા છે. આ ઉપરાંત તેમણે 'વૈશ્યવંશસુધાકર,' 'રઘુવીરચરિત' જેવા મૌલિક ગ્રંથો પણ રચ્યા છે[૧૮]

ભટ્ટિકાવ્ય માટે મલ્લિનાથની આ 'સર્વપથીના' ટીકાનું મહત્ત્વ જેટલું આંકીએ તેટલું ઓછું છે.

## ૧૩ રાઘવ-કૃત 'ભટ્ટિકાવ્યટીકા'

મિથિલાના હસ્તપ્રતોના સૂચિપત્રમાં દર્શાવ્યા પ્રમાણે, નેપાળના રાજા રણેન્દ્રના દરબારમાં રહેતા રાઘવ નામના એક ટીકાકારે શકસંવત ૧૭૦૧ (ઈ સ ૧૭૮૮)મા આ ટીકા લખી હતી[૧૯]

## ૧૪ રામાનંદ-કૃત 'મુગ્ધબોધ'

શ્રી ક પ્રા ત્રિવેદીએ, રામાનંદ નામના વિદ્વાને લખેલી આ 'મુગ્ધબોધ' નામની ટીકાનો ઉલ્લેખ કર્યો છે, આ ટીકા મુગ્ધબોધ' વ્યાકરણને આધારે ભટ્ટિકાવ્યને સમજાવતી હોવી જોઈએ[૨૦]

## ૧૫ રામચંદ્ર વાચસ્પતિ-કૃત 'સુબોધિની'

ચંડિમ અને શિવના પરમભક્ત રામચંદ્રે આ ટીકા ભટ્ટિકાવ્ય પરની બધી ટીકાઓ વાંચીને લખી છે[૨૧]

## ૧૬ રામચંદ્ર-કૃત 'વ્યાખ્યાનન્દ'

બંગાળના વારેન્દ્ર કુટુંબના રામચંદ્રે આ ટીકા લખી છે તેમની આ ટીકા માત્ર ૭મા સર્ગ સુધીની જ છે અને તેમણે શરૂઆતમા નયનાનંદ ચક્રવર્તીને અંજલિ આપી છે તેમણે વિદ્યાર્થીઓને સૌપદ્મ વ્યાકરણ શીખવવા માટે આ ટીકા લખી છે શ્રી એગનીગે એમના સૂચિપત્રમા આપણને એમના વિશે આટલી માહિતી આપી છે[૨૨]

## ૧૭ વિદ્યાવિનોદ-કૃત 'ભટ્ટિચન્દ્રિકા'

વિદ્યાવિનોદ નામના આ વૈયાકરણે 'ભટ્ટિચન્દ્રિકા' નામની ટીકા લખી છે[૨૩] તેમણે ભટ્ટિકાવ્યના કર્તા તરીકે ભટ્ટિને બદલે ભર્તૃહરિનુ નામ આપ્યુ છે, તેઓ રામસીતાના ભક્ત હતા અને તેમણે 'ગણપ્રકાશ', 'વાક્યરદીપિકા', 'શબ્દાર્થસંદીપિકા' અને 'અમરકોશ' પરની એક ટીકા પણ લખી છે તેમણે આ ટીકામા ઈસ્વીની નવમી કે દસમી સદીમા થઈ ગયેલા જયમંગલ અને અગિયારમી સદીમા થઈ ગયેલા ક્ષીરસ્વામીનો ઉલ્લેખ કર્યો છે, તેથી તે ઈસની બારમી સદી પછી થઈ ગયા લાગે છે[૨૪]

## ૧૮ વિદ્યાસાગર-કૃત 'કલાપદીપિકા'

આ વિદ્યાસાગરનો ઉલ્લેખ ભરતમલ્લિકે તેમની ભટ્ટિકાવ્ય પરની ટીકામા (ક્રમ ૧૦૭૮) કર્યો છે તેથી તેમનો સમય ઈસની સત્તરમી સદી પૂર્વેનો હોવો જોઈએ તેમણે કાતંત્ર વ્યાકરણ અનુસાર આ ટીકા રચી છે[૨૫]

## ૧૯ 'વ્યાખ્યાસાર' ટીકા (અજ્ઞાતકર્તૃક)

વ્યાખ્યાસાર નામની ભટ્ટિકાવ્ય પરની ટીકા મદ્રાસના ત્રિવાન્દ્રિક કેટેલોગમા નોંધાયેલી છે, પણ તેના કર્તાનુ નામ તેમા મળતુ નથી તેમજ તે કઈ પદ્ધતિને અનુસરતા હતા, તેનો પણ ખ્યાલ આવતો નથી[૨૬]

## ૨૦. શ્રીધર-કૃત 'ભટ્ટિકાવ્યટીકા'

તેલુગુમાં લખાયેલી આ ટીકાના કર્તા શ્રીધર છે. તેમણે 'નૈષધીયચરિત' પર પણ ટીકા લખી છે, તેઓ અનેક શાસ્ત્રોમાં પારંગત હતા, તેથી તેમને 'વિદ્યાનિધિ' અને 'વિદ્યાશ્રીધર' જેવાં બિરુદો મળેલાં હતાં.[૨૭]

## ૨૧. શ્રીનાથ-કૃત 'ભટ્ટિરૂપપ્રકાશ'

આ શ્રીનાથ શ્રીકરાચાર્યના પુત્ર હતા. તેમણે ભટ્ટિકાવ્ય ઉપરાંત 'નૈષધીયચરિત' અને 'રઘુવંશ' પર પણ ટીકા લખી છે. તેમની બહુશ્રુતતાને કારણે તેઓ સર્વજ્ઞ પણ ગણાતા હતા. તેઓ ઈ.સ.ની ૧૪મી સદીની આસપાસ થઈ ગયા હોવાનું લાગે છે.[૨૮]

## ૨૨. શ્રીનિવાસ-કૃત 'શ્રૈનિવાસી'

કાતંત્ર વ્યાકરણને અનુસરીને તેમણે આ ટીકા લખી છે. આ ટીકા ભટ્ટિકાવ્યના સર્ગ ૪થી ૨૨ સુધીના સર્ગ પર છે. તેમણે આ ટીકાની પુષ્પિકામાં પોતે ધરસિંહદેવના શાસનકાળમાં થઈ ગયા હોવાનું જણાવ્યું છે. 'નૈષધીયચરિત'ના ટીકાકાર શ્રીનિવાસ અને આ શ્રીનિવાસ બંનેને એક જ ગણીએ તો તેમનો સમય ઈ.સ.ની સત્તરમી સદી સુધીમાં મૂકી શકાય.[૨૯]

## ૨૩. હરિહરાચાર્ય-કૃત 'ભટ્ટિબોધિની'

મદ્રાસના એક સૂચિપત્રમાં દર્શાવ્યા પ્રમાણે હરિહરાચાર્ય નામના વિદ્વાને પણ 'ભટ્ટિબોધિની' નામની ટીકા ભટ્ટિકાવ્ય પર લખી છે.[૩૦]

ભટ્ટિકાવ્ય પર રચાયેલી ટીકાઓની સંખ્યા જોતાં ખ્યાલ આવે છે કે પંચ સંસ્કૃત મહાકાવ્યોને બાદ કરતાં, બીજા કોઈ મહાકાવ્ય પર આટલી બધી ટીકાઓ ભાગ્યે જ લખાઈ છે. આ બધી ટીકાઓમાંથી, 'જયમંગલા', મલ્લિનાથ-કૃત 'સર્વપથીના' અને ભરતમલ્લિકરચિત 'મુગ્ધબોધિની' એ ત્રણજ ટીકાઓ ઘણુંખરું પ્રકાશિત થઈ છે એ બાબત માન્યામાં ન આવે એવી છે, છતાંયે હકીકત છે.

પંચ મહાકાવ્યોમાંના પ્રત્યેક પર પણ મલ્લિનાથ પહેલાં અને પછી ઘણી ટીકાઓ લખાઈ હોવા છતાં, તેમાંની મલ્લિનાથની ટીકા જ વધારે પ્રચલિત થઈ છે, જ્યારે ભટ્ટિકાવ્યની બાબતમાં એથી ઊલટું બન્યું છે. જયમંગલા અને મલ્લિનાથ બંનેની ટીકાઓ ભ.કા.ના વ્યાકરણશાસ્ત્ર સહિતનાં બધાં પાસાંઓની પૂરેપૂરી ચર્ચા કરે છે અને બંને પોતપોતાની રીતે ભટ્ટિકાવ્યની દૃષ્ટિએ સરખી મહત્ત્વની છે, છતાં મોટાભાગના સંપાદકોએ જયમંગલા ટીકા પર જ પસંદગી

ઉતારીને, તેને પ્રકાશિત કરી છે, જ્યારે મલ્લિનાથની સપૂર્ણ ટીકાનુ પ્રકાશન ઈ.સ. ૧૮૯૮મા શ્રી ક. પ્રા ત્રિવેદીએ કર્યું છે, ત પછી કોઈએ કર્યું નથી, તેથી અભ્યાસીઓને તે ટીકા હાલ ઉપયોગ ન થઈ શકે તેવી જીર્ણ દશામા ઉપલબ્ધ થાય છે.

ભટ્ટિકાવ્ય પરની આ પ્રકાશિત અને અપ્રકાશિત ટીકાઓ ભારતના જુદા જુદા પ્રદેશોમા અને જુદી જુદી લિપિઓમા લખાઈ છે, તે પરથી કહી શકાય કે આ મહાકાવ્ય ભારતના લગભગ બધા પ્રદેશોના વિદ્વાનોની ચાહના મેળવી શક્યુ હતુ.

## આ બીજા શાસ્ત્રકાવ્યો

મહાકવિ ભટ્ટિએ રચેના આ વિલક્ષણ કાવ્યથી પ્રભાવિત થઈને, એમના પછી થયેલા અનેક સસ્કૃત કવિઓએ પણ શાસ્ત્રને ઉદાહૃત કરતા કાવ્યો—શાસ્ત્રકાવ્યો રચ્યા.

અનુકાલીન કવિઓએ પણ ભટ્ટિની માફક વ્યાકરણશાસ્ત્રને જ ઉદાહૃત કરવા માટે પસદ કર્યું. એકાદ અપવાદને બાદ કરતા ભાગ્યે જ ભટ્ટિ સિવાયના કોઈ ભારતીય કવિએ કાવ્યશાસ્ત્રના કે બીજા કોઈ શાસ્ત્રના સિદ્ધાતો કાવ્યમા ગૂથવાનો પ્રયાસ કર્યો છે, તેનુ કારણ એ હોઈ શકે કે વ્યાકરણ એ ભાષાનુ અવિભાજ્ય અગ છે, તેથી કાવ્યમા વ્યાકરણ ઉદાહૃત કરવુ પ્રમાણમા સહેજ સરળ પડે, જ્યારે શાસ્ત્રો ઉદાહૃત કરવા જતા કથાવસ્તુમા ગભીર અવરોધ આવવાનો સભવ છે

જૈન કવિ હેમચદ્રાચાર્ય અને જનપ્રભસૂરિને બાદ કરતા, મોટાભાગના સસ્કૃત કવિઓએ પાણિનીય વ્યાકરણ પર પરાના નિયમોને જ કાવ્યમા ઉદાહૃત કર્યા છે, જે પરથી ખ્યાલ આવે છે કે તે પરપરા જ ભારતના બધા પ્રદેશોમા વધારે પ્રચલિત હતી.

આપણને આશ્ચર્ય લાગે, પણ એ હકીકત છે કે ઇન્ડોનેશિયાના એક કવિએ ભટ્ટિકાવ્યનુ કથાનક સ્વીકારીને એક મહાકાવ્ય રચ્યુ, એટલુ જ નહી, પણ તેમા ભટ્ટિની જેમજ અલકારોના ઉદાહરણો આપીને, ભટ્ટિ પ્રત્યે આદર વ્યક્ત કર્યો છે

અહી ભટ્ટિકાવ્ય જેવા વ્યાકરણને ઉદાહૃત કરનાર શાસ્ત્રકાવ્યોનો સક્ષિપ્ત પરિચય આપ્યો છે

## रावणार्जुनीयम्

આશરે ઈ.સ.ની સાતમી સદીમાં થઈ ગયેલા ભટ્ટ ભીમે (ભૌમકે) ૨૭ સર્ગનું 'રાવણાર્જુનીય' અથવા 'અર્જુનરાવણીય' નામે ઓળખાતું મહાકાવ્ય રચ્યું છે. આ મહાકાવ્યમાં ૧૬૩૭ જેટલા શ્લોકો છે, તેથી કદમાં તે લગભગ ભટ્ટિકાવ્ય જેટલું છે તેમ કહી શકાય.

આ મહાકાવ્યમાં કાર્તવીર્યાર્જુન અને રાવણનું યુદ્ધ એ મુખ્ય વિષય છે, તે નિમિત્તે આખી અષ્ટાધ્યાયીનાં સૂત્રોને ક્રમવાર ઉદાહૃત કરવામાં આવ્યાં છે આ મહાકાવ્યની પદ્ધતિ એવી છે કે પ્રથમ અષ્ટાધ્યાયીમાં પ્રસ્તુત સૂત્રો આપી, પછી તેની નીચે કાવ્યનો શ્લોક આપી, તેમાં તે સૂત્રોનાં ઉદાહરણ આપવાં, જેમકે; मन्यकर्मण्यनादरे विभाषाऽप्राणिषु । (૨.૩.૧૭) સૂત્ર આપીને તેના ઉદાહરણરૂપે નીચેનો શ્લોક આપ્યો છે:

ध्वान्तं तृणं व्योमनि मन्यमानं चन्द्रं समासाद्य जनं प्रियं च ।
शङ्केऽस्यमन्यन्त विवृद्धतापा वियोगदुःखानि तृणानि नार्यः ॥ (૯.૨૨)

આ મહાકાવ્યમાં કાવ્યનું કલેવર તો નામનું છે અને કથાવસ્તુ તો તો વ્યાકરણનાં ઉદાહરણો આડે લગભગ ઢંકાઈ જાય છે, એમ કહીએ તો ચાલે. આ મહાકાવ્ય કેટલેક સ્થળે ત્રુટિત સર્ગવાળું છે, જેમકે છટ્ઠા અધ્યાયના પ્રથમ પાદને ઉદાહૃત કરતા ૪૮ શ્લોકોના બનેલા ૨૦મા સર્ગમાં છેલ્લા ૧૬ શ્લોકો તો ઉપલબ્ધ થતા જ નથી.

આ મહાકાવ્યમાં વ્યાકરણશાસ્ત્ર એટલે સુધી પ્રાધાન્ય ભોગવે છે કે દરેક સર્ગની પુષ્પિકામાં પણ કથાવસ્તુના નિર્દેશને બદલે અષ્ટાધ્યાયીના અધ્યાય અને પાદનો જ નિર્દેશ કરવામાં આવ્યો હોય છે, જેમકે,

इति श्री रावणार्जुनीये महाकाव्ये अनभिहितपादे षष्ठः सर्गः ।

આ કાવ્યનો ઉલ્લેખ ક્ષેમેન્દ્રે તેમના 'સુવૃત્તતિલક'માં (૩.૪) કાવ્યશાસ્ત્રના નમૂના તરીકે કર્યો છે. આ મહાકાવ્યની કેટલીક પંક્તિઓ પુરુષોત્તમદેવની 'ભાષાવૃત્તિ'માં 'इति व्योपः' કહીને ટાંકેલી મળે છે.[1] 'व्योषम्' શબ્દનો અર્થ, મરી, પીપર અને સૂંઠનું મિશ્રણ એવો થાય છે, જેને 'ત્રિકટુ' તરીકે પણ ઓળખવામાં આવે છે. આ કાવ્ય ત્રિકટુની જેમ અનાસ્વાદ્ય હોવાને લીધે, આને 'વ્યોષકાવ્ય' કહેતા હશે, એવું અનુમાન એક વિદ્વાને કર્યું છે.[2] આ કાવ્ય ભટ્ટિકાવ્ય જેટલું ટીકાકારોમાં લોકપ્રિય બન્યું નથી.

## कविरहस्यम्

ઈ સ ની દસમી સદીની આસપાસમા થઈ ગયેલા હલાયુધ નામના કવિએ 'કવિરહસ્ય' નામનુ કાવ્ય રચ્યુ છે રવિધર્મા નામના આ કાવ્યના ટીકાકારે, 'કવિગુહ્ય' અને 'અપશબ્દાભાસ,' એવા કાવ્યના બીજા બે નામોનો ઉલ્લેખ કર્યો છે [3]

આ હલાયુધ તિલકમજરીના કર્તા ધનપાલના મિત્ર હતા તેમણે પોતે કાવ્યની પ્રસ્તાવનામા જણાવ્યા પ્રમાણે, કાવ્યનો નાયક દક્ષિણનો રાજા કૃષ્ણરાજ હતો [4] આ રાજા કદાચ ઈ સ ૭૬૦–૭૮૦મા થઈ ગયેલો રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણરાજ હોવાનો સભવ છે, શ્રી કૃષ્ણમાચારીયરે નોધ્યા પ્રમાણે શ્રી ભાડારકર 'કવિરહસ્ય'ના કર્તા હલાયુધ અને 'હલાયુધકોશ'ના કર્તા હલાયુધને એક ગણે છે, પણ શ્રી વેબર ઓશમર હલાયુધને ઈ સ ની ૧૧મી સદીમા મૂકે છે

આ કાવ્યનો મુખ્યવિષય એ કૃષ્ણરાજના ગુણોની સ્તુતિ છે એ સ્તુતિને નિમિત્તે તેમણે ધાતુઓના વર્તમાનકાળના રૂપોને ઉદાહૃત કર્યા છે આ કૃતિના મગલાચરણમા, તેમણે ઈષ્ટદેવ કૃષ્ણની સ્તુતિ કરીને, તે પછીના શ્લોકમા પોતાના ગ્રથનો ઉદ્દેશ નીચે પ્રમાણે જણાવ્યો છે

> लोकेषु शास्त्रेषु च ते प्रसिद्धा काव्येषु ये सत्कविभि प्रयुक्ता ।
> उद्घृत्य ताश्चित्तविनोदनीयशब्दानह धातुभिरुद्धरामि ॥ (શ્લો ૨)

તેમણે પોતાને માટે धातुपारायणाम्भोधिपारोत्तीर्णधी (શ્લો ૪) અને 'सदभिधाननिधान (શ્લો ૨૭૪) એવા વિશેષણ પ્રયોજ્યા છે

તેમણે ૨૭૩ શ્લોકોમા ૩૦૪ ધાતુઓને નીચે પ્રમાણે ઉદાહૃત કર્યા છે પહેલા ૨૪૫ શ્લોકોમા તેમણે એક એક શ્લોકમા એક એક ધાતુ ઉદાહૃત કર્યો છે જે ધાતુ એક કરતા વધારે ગણનો હોય, જે ધાતુ એક કરતા વધારે અર્થમા પ્રયોજાતો હોય તે ધાતુઓના બધા રૂપો પણ એમણે દર્શાવ્યા છે જ્યા શક્ય હોય ત્યા તે ધાતુઓના કર્મણિ અને પ્રેરક રૂપો પણ આપ્યા છે આ કૃતિમા મોટાભાગના શ્લોકો અનુષ્ટુપમા આપ્યા છે, પણ જ્યારે કોઈ ધાતુના વધારે રૂપો ઉદાહૃત કરવાના હોય ત્યારે બીજા વૃત્તો પણ પ્રયોજ્યા છે શરૂઆતના શ્લોકોમા, શાર્દૂલવિક્રીડિત અને સ્રગ્ધરા જેવા લાબા છદો પણ પ્રયોજાયા છે

આ કૃતિમા તેમણે મુખ્યત્વે સસ્કૃત ભાષા અને સાહિત્યમા પ્રસિદ્ધ અને

વધારે પ્રયોજાતા ધાતુઓ જ પસંદ કર્યા છે, તેથી કૃષ્ણમાચારિયરે આ કૃતિને કવિઓ માટે માર્ગદર્શિકા જેવી કહી છે.

આ કૃતિમાં ધાતુઓના રૂપો કઈ રીતે ઉદાહૃત થયા છે, તેનો ખ્યાલ આપવા નીચેના શ્લોકો પૂરતા થશે :

तृष्णा न पुष्णाति यशांसि पुष्यति प्रचारणैर्विप्रमनांसि पोषति ।
भृत्यांश्च यः पोषयती हितैर्धनैः प्रतिक्षणं पूपति यस्य विक्रमः ॥
(શ્લો. ૨૧)

बोधते धर्मविद्या य क्षत्रविद्या च बोधति ।
नित्यमध्यात्मयुक्तात्मा ब्रह्मविद्या च बुध्यते ॥ (શ્લો. ૫૩)

**द्व्याश्रयकाव्यम्**

ઈ.સ. ૧૦૮૯થી ઈ.સ. ૧૧૭૦માં થઈ ગયેલા કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે 'દ્વ્યાશ્રય' નામના ૨૮ સર્ગના મહાકાવ્યના પ્રથમ વીસ સર્ગમાં ચૌલુક્યવંશનો ઇતિહાસ આપવાની સાથે સાથે પોતે રચેલા 'સિદ્ધહૈમશબ્દાનુશાસન'ના ૧થી ૭ અધ્યાયના સૂત્રો જે સંસ્કૃત ભાષાને લગતા છે, તેમને ઉદાહૃત કર્યાં છે. આ કાવ્યના પ્રથમ વીસ સર્ગનો ભાગ સંસ્કૃત 'દ્વ્યાશ્રયકાવ્ય' તરીકે ઓળખાય છે[5]. તેનું બીજું નામ 'ચૌલુક્યવંશોત્કીર્તન' તેના વિષયને સૂચવે છે. આ કાવ્યની શરૂઆત ચૌલુક્યવંશના સ્થાપક મૂળરાજના વર્ણનથી થાય છે અને તેના અંતમાં કુમારપાળની સામાજિક અને ધાર્મિક સિદ્ધિઓનું વર્ણન આવે છે. ૨૦ સર્ગના આ સંસ્કૃત મહાકાવ્યમાં, બધી ઋતુઓનું, નિશા, સૂર્યોદય અને સૂર્યાસ્તનું, અણહિલવાડ નગરનું, મયણલ્લના સાથે કર્ણના વિવાહનું, તેને થયેલા પુત્રપ્રાપ્તિનું, પુત્ર જયસિંહે રાક્ષસાધિપ બર્બર સામે મેળવેલા વિજયનું, જયસિંહની સોમનાથની યાત્રા વગેરેનું વર્ણન છે. આ કાવ્યમાં મુખ્ય રસ વીર છે. ૨૪૮૮ શ્લોકપ્રમાણ એવા આ મહાકાવ્યના ૨૦ સર્ગોમાંથી મોટામાં મોટો પ્રથમ સર્ગ છે જેમાં ૨૦૧ શ્લોકો છે અને નાનામાં નાનો સર્ગ ૧૮મો છે જેમાં ૭૪ શ્લોકો છે. આ કાવ્યમાં કુલ તેમણે ૨૯ જેટલા છંદો પ્રયોજ્યા છે જેમાં ઉપજાતિ અને ઇન્દ્રવજ્રાનો વધારે ઉપયોગ થયો છે.

હેમચંદ્રે આ કાવ્યમાં વ્યાકરણને સળંગ ઉદાહૃત કર્યું છે, તથી તેમણે સિદ્ધહૈમવ્યાકરણના વૈદિક પ્રક્રિયા અને સ્વરભારને લગતા સૂત્રો પણ ઉદાહૃત કર્યાં છે, એટલું જ નહીં, પણ વ્યાકરણના સૂત્રો પરના વિવાદાસ્પદ મુદ્દાઓને,

નિષધસૂત્રોને તેમજ પ્રત્યુદાહરણોને પણ તેમણે દર્શાવ્યા છે અનેકાર્થક ધાતુઓને હેમચન્દ્રે તેમના બધા જ અર્થોમા આ કૃતિમા દર્શાવ્યા છે

છંદશાસ્ત્ર અને વ્યાકરણશાસ્ત્ર ઉપર હેમચન્દ્રનો અસાધારણ કાબુ હોવાને લીધે તે કાવ્ય, વ્યાકરણ અને ઇતિહાસ ત્રણેને પ્રમાણમા સારી રીતે સાંકળી શક્યા છે, પણ વ્યાકરણ ઉદાહૃત કરવા પર વધારે ભાર મૂકાયો હોવાથી કાવ્યની આસ્વાદ્યતા ક્યારેક ઘટી જતી લાગે છે આ કૃતિ ઐતિહાસિક વૃત્તાન્તને કથાવસ્તુ તરીકે નિરૂપતી હોવાથી તેનુ શાસ્ત્રકાવ્ય તરીકે તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ એમ બેવડુ મૂલ્ય છે તેની સૌનીનો સહેજ ખ્યાલ આવે તે માટે તેનો શ્લોક નીચે આપ્યો છે

तत्तद्दिन कर्तृभिरात्मभर्तु समेत्य वर्द्धयुंवभिक्षणाद्वा ।
दुष्टैरथार्तिमट स वप्रोऽध्यारोह्य भीतै रणसूर्यवाचात् ॥ (१४ ३७)

આ શ્લોકમા તદ્ધિત પ્રત્યયો ઉદાહૃત થયા છે એમા સિદ્ધહેમવ્યાકરણના ચોથા અધ્યાયના પ્રથમ પાદના તદ્ધિત અંગેના ૧–૧૧ સૂત્રો ઉદાહૃત થયા છે

આ દ્વ્યાશ્રયકાવ્યના અંતિમ આઠ સર્ગ, સિદ્ધહેમવ્યાકરણના છેલ્લા આઠમા અધ્યાયમા આપેલા પ્રાકૃત ભાષાના વ્યાકરણના નિયમોને ઉદાહૃત કરે છે આ કાવ્ય પ્રાકૃત દ્વ્યાશ્રયકાવ્ય અથવા 'કુમારવાલચરિય (કુમારપાલચરિત) તરીકે ઓળખાય છે, કારણ કે તે સાથે સાથે કુમારપાલના ચરિતને પણ વર્ણવે છે ૧૫૦૦ શ્લોકપ્રમાણ આ પ્રાકૃત કાવ્યના પ્રથમ બે સર્ગો અણહિલપુર નગરની સમૃદ્ધિના, રાજાએ બધાવેલા જિનમંદિરોના, તેમજ રાજાની ઉદારતા અને ભક્તિના વર્ણનમા રોકાયા છે ત્રીજા સર્ગથી માંડીને પાંચમા સર્ગ સુધીના રાજાના ઉદ્યાનગમન નિમિત્તે વિવિધ ઋતુઓનુ તાદૃશ નિરૂપણ થયુ છે છઠ્ઠા સર્ગનો આરંભ ચન્દ્રોદયના વિસ્તૃત વર્ણનથી થાય છે અને અંત કુમારપાલે કરેલા મલ્લિકાર્જુનના પરાજય અને વધથી આવે છે સાતમા સર્ગમા કુમારપાલ દ્વારા થયેલા પરમાર્થચિંતનનુ નિરૂપણ છે અને છેલ્લા આઠમા સર્ગમા શ્રુતદેવીએ કુમારને આપેલો ઉપદેશ વર્ણવાયો છે

'કુમારપાલચરિત'ના [નીચેના] શ્લોકમા 'સિદ્ધ શબ્દાનુશાસન'ના આઠમા અધ્યાયના ત્રીજા પાદના ૧૨૮, ૧૨૯ અને ૧૩૦ એ ત્રણ સૂત્રો ઉદાહૃત થયા છે

च हम्मि एत्थ पल्लवारिम्मि विमट्टपाम्ममा[ला]ओ ।
दाहिविग नयण [] हार न तित्ती नित [ता] ॥ (५ ।७)

श्रेणिकचरितम्

સં. ૧૩૫૬ (ઈ.સ ૧૩૦૦)મા જિનપ્રભસૂરિ વડે રચાયેલુ 'શ્રેણિકચરિત' નામનુ આ મહાકાવ્ય 'दुर्गवृत्तिद्वचाश्रय महाकाव्य' તરીકે પણ ઓળખાય છે, કારણ કે એમા 'શ્રેણિકચરિત'ની સાથે સાથે કાતન્ત્ર વ્યાકરણ પરના દુર્ગસિંહ-રચિત વૃત્તિ પ્રમાણેના પ્રયોગોને પણ દર્શાવવામા આવ્યા છે.[૬] ૧૮ સર્ગના આ મહાકાવ્યમા ૨૨૯૭ શ્લોકો છે

આ કાવ્યમા શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના અનન્ય ઉપાસક નરેશ્વર શ્રેણિકનુ જીવનચરિત નિરૂપવામા આવ્યુ છે. આ કાવ્યની કથાવસ્તુનો સાર નીચે પ્રમાણે છે : પ્રથમ ૭ સર્ગમા રાજગૃહનગર, શ્રેણિક રાજા, તેમની રાણીઓ અને રાજકુમાર અભયનુ તથા મહાવીરના આગમનનું તેમજ સમવસરણમા અર્ચના-વંદનાનુ તથા તેમની દેશનાનુ વર્ણન છે સાતમાથી દસમા સર્ગમા, કોઈ કોઢગ્રસ્ત દેવના મહાવીર તથા શ્રેણિક સાથેના મિલનનુ તથા તે દેવના પૂર્વભવનુ વર્ણન છે અગિયારમા સર્ગમા તે દેવે શ્રેણિકના સમ્યક્ત્વની પરીક્ષા કરી, પ્રસન્ન થઈને એક અમૂલ્ય હાર દાનમા આપ્યો તેની વાત છે. પછીના સાત સર્ગોમા તે હારના ખોવાઈ જવાની તથા તત્પરતાથી તેની કરેલી શોધનુ વર્ણન છે. અભયકુમાર એ હાર શોધી લાવે છે અને પિતાને સાપે છે, તે સાથે કથાનક સમાપ્ત થાય છે

આ કાવ્યમા વ્યાકરણના પ્રયોગો આપવા તરફ કવિનો વિશેષ ઝોક હોવા છતા, ધાર્મિક આગ્રહની પ્રબળતાને લીધે તેમણે ધાર્મિક નિયમો અને સિદ્ધાંતોનુ વિવેચન પણ ઘણુ આપ્યુ છે આ અઢાર સર્ગોમા તેમણે વ્યાકરણ 'દુર્ગવૃત્તિ'ના ક્રમ પ્રમાણે ઉદાહૃત કર્યું છે પ્રથમ સર્ગમા સંધિઓ અને કેટલાક સર્વનામોમા રૂપો, બીજા સર્ગમા નામોના રૂપો, ત્રીજા સર્ગમા કારકના પ્રયોગો, ચોથા સર્ગમા સમાસ, પાચમા સર્ગમા તદ્ધિત, છઠ્ઠાથી અગિયારમા સર્ગમા ક્રિયાપદોના વર્તમાન-કાળ, ભૂતકાળ વગેરે કાળના રૂપો અને બારથી અઢાર સર્ગ સુધીના કૃદન્તના રૂપો દર્શાવ્યા છે

શ્રેણિકના ચરિતને નિરૂપતા આ કાવ્યનો મુખ્યરસ શાંતરસ છે અને શૃંગાર, કરુણ, રૌદ્ર વગેરે રસો ગૌણ છે આ કાવ્યમા વ્યાકરણના પ્રયોગો ઉદાહૃત થયા હોવાથી ભાષા જરા ભારેખમ બની ગઈ છે કેટલેક સ્થળે અપ્રચલિત અથવા અલ્પ પ્રચલિત શબ્દોનો ઉપયોગ થયો છે. આમા અર્થાલંકારોમા ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા ઘણીવાર પ્રયોજાયા છે આ કાવ્યના પાચમા સિવાયના બધા સર્ગોની રચના અનુષ્ટુપ છંદમા કરવામા આવી છે, પણ દરેક સર્ગને અંતે છંદ બદલાય છે,

જ્યારે પાચમા સર્ગમા ૭ છંદોવૈવિધ્ય જોવા મળે છે વૈશ્વદેવી, નિવાસ, વેગવતી જેવા અપ્રચલિત છંદો પણ કવિએ પ્રયોજ્યા છે નામધાતુના રૂપે ને ઉદાહૃત કરતો આ કાવ્યનો એક શ્લોક નીચે પ્રમાણે છે

तत्र ये कलहायन्त वैरायन्ते च मत्सरात् ।
शब्दायन्ते सशोक ते सुखायन्ते न जातुचित् ॥ (६ ७६)

જેમ ભટ્ટિકાવ્ય પાણિનીય વ્યાકરણના સૂત્રોને તથા 'દ્વયાશ્રયકાવ્ય' 'સિદ્ધ હૈમશબ્દાનુશાસન'ના સૂત્રોને, તેમ આ 'શ્રેણિકચરિત' કાતન્ત્રવ્યાકરણના સૂત્રો પરની દુર્ગવૃત્તિને ઉદાહૃત કરતા મહાકાવ્ય તરીકે નોંધપાત્ર છે

## (ઊ વાસુદેવવિજયમ્

ઈસ ૧૪૭૩ના અરસામા, મલબારમા થઈ ગયેલા વૈયાકરણ વાસુદેવે 'વાસુદેવવિજય' નામનુ ત્રણ સર્ગોનુ ૨૨૩ શ્લોકપ્રમાણ કાવ્ય લખ્યુ છે તેઓ 'અભિનવમારુત નાટકના કર્તા ઉદ્દંડનાથના મિત્ર હતા તેમનો આશ્રયદાતા કર્ણાટકનો પ્રસિદ્ધ રાજા માનવિક્રમ ઝામોરિન હતો

આ કાવ્ય પર તેમણે પોતે 'ચન્દ્રિકા' નામની વ્યાખ્યા લખી છે તે ટીકાના પ્રારભમા તેમણે કરેલા નિર્દેશ પ્રમાણે તેમની યોજના પાણિનીય અષ્ટાધ્યાયીના બે બે અધ્યાયોનો એક, એમ કુલ ચાર ભાગ પાડી, તે ચાર ભાગમા આખી અષ્ટાધ્યાયી ઉદાહૃત કરવાની હતી ગમે તે કારણે તેઓ આ યોજના અમલમા મૂકી શક્યા લાગતા નથી અને યોજના અધૂરી પણ રહી છે આ કાવ્યમા જે સૂત્રો પાણિનીય અષ્ટાધ્યાયીના ક્રમ પ્રમાણે ઉદાહૃત થયા હોત તો ત્રણ સર્ગમા ૪ અધ્યાય આવરી લેવાયા હોત પણ એવુ બન્યુ લાગતુ નથી

આ કાવ્ય અધૂરુ રહ્યુ, તેથી આ કાવ્ય તેના શીર્ષક પ્રમાણે વાસુદેવવિજય સુધીના પ્રસગ વર્ણવવાને બદલે વાસુદેવના જન્મ સુધી પહોચે છે આ કાવ્યના પ્રથમ સર્ગમા કૃષ્ણના જન્મ પહેલાના પ્રસગો વર્ણવ્યા છે, જેમકે કસના ત્રાસથી કટાળી, દેવો પહેલા બ્રહ્મા પાસે અને પછી હરિ પાસે ગયા હરિએ પૃથ્વી પર જન્મ લેવાનુ વચન આપી તેમને આશ્વાસન આપ્યુ, વસુદેવ-દેવકીને ત્યા પોતે જન્મ લેવાનુ ... ત્યારબાદ વસુદેવના દેવકી સાથેના લગ્ન વગેરે પ્રસગો વર્ણવાયા છે

બીજા સર્ગમા, કસને નારદમુનિ ચેતવી જાય છે કે દેવકીનો આઠમો પુત્ર તને મારશે, તેથી કસ તે બનેને કારાવાસમા રાખે છે, ઉગ્રસેનને કેદ કરે છે, બાળકોને રજાડે છે, તે બધા પ્રસગો વર્ણવાય છે કસે વસુદેવ-દેવકીના સાત

સંતાનો મારી નાંખ્યાં, અને આઠમું સંતાન જન્મે કે તરત તેને મારી નાખવું એવી સાવધાની રાખી. ત્રીજા સર્ગમા, કૃષ્ણનો જન્મ થયો, દેવકી–વસુદેવે તેમની સ્તુતિ કરી, અને પછી કૃષ્ણે સમજાવ્યા મુજબ વસુદેવ યમુના નદી ઓળગી, યશોદા પાસે કૃષ્ણને મૂકી આવ્યા ને યશોદાની પુત્રી લાવી દેવકી પાસે મૂકી કંસે, જ્યા તે કન્યાને પછાડી, કે તરત તે આકાશગામ જતા બોલી કે હે કંસ, તારો નાશ કરનાર જન્મી ચૂક્યો છે, તેથી કંસ ગભરાઈ જાય છે આમ, કૃષ્ણજન્મ અને તે પછીના બનાવો આમા વર્ણવાયા છે.

આ કાવ્ય પરની સ્વોપજ્ઞ ટીકામા, કર્તાએ પોતે 'પાઅ'ના કયા સૂત્રો કયા શબ્દ દ્વારા ઉદાહૃત થયા છે, તે દર્શાવ્યુ છે. આમા પણ 'પાઅ'ના સૂત્રો ભટ્ટિકાવ્યનો ગાફક કથાવસ્તુની અનુકૂળતા પ્રમાણે ઉદાહૃત થયા લાગે છે, આ કાવ્ય વાચતા, તેના વ્યાકરણના ઉદાહરણો કથાપ્રવાહમા ખાસ અવરોધરૂપ થતાં નથી, એ બાબતની પ્રતીતિ નીચેના તેના એક શ્લોક પરથી થશે :

आढ्यभविष्णु प्रमदेनगच्छन्पथा प्रियम्भावुकता गतेन ।
स नन्दगोष्ठाय ददर्श मार्गे दीव्यन्तमूर्मीन्यमूनाह्रदाहम् ॥ (३.८)

## (આ) धातुकाव्यम्

આ કાવ્યની શરૂઆતમા જણાવ્યુ છે તેમ, વાસુદેવકવિએ અધૂરા રાખેલા 'વાસુદેવવિજય' કાવ્યને નારાયણ કવિએ 'ધાતુકાવ્યનુ' નામ આપી પૂરુ કર્યું છે આ કાવ્યમા ધાતુઓના રૂપોને દર્શાવવામા આ યા છે, તેથી તે 'ધાતુકાવ્ય' તરીકે જાણીતુ થયુ છે, પણ પુષ્પિકામા તો તેનુ નામ 'વાસુદેવવિજય' એનુ જ આપ્યુ છે આ નારાયણ કવિ કદાચ વાસુદેવનો ભાણેજ હશે એમ શ્રી કૃષ્ણ માચારીયર માને છે

ત્રણ સર્ગના આ કાવ્યમા કુલ ૨૪૭ શ્લોકો મળે છે, તેમા ૧૯૮૩ ધાતુઓને ઉદાહૃત કરવામા આવ્યા છે કવિએ સ્વોપજ્ઞ ટીકામા, જે તે શ્લોકમા ઉદાહૃત થતા ધાતુઓ દર્શાવ્યા છે. આની પ્રસ્તાવનામા કર્તાએ સ્પષ્ટતા કરી છે કે 'ધાતુવૃત્તિ'ના કર્તા માધવે સ્વીકારેલા ભીમસેનના ધાતુપાઠ પ્રમાણે અહીં ધાતુઓ આપવામા આવ્યા છે.

આ કાવ્યના પ્રથમ સર્ગમા અક્રૂર કૃષ્ણને મથુરા લઈ જવા ગોકુળમા આવે છે તે બાબતનુ વર્ણન છે અને તેમા ભ્વાદિગણના મૂથા શરૂ કરી ગ્રત સુધીના ૭૪૦ ધાતુઓ ઉદાહૃત થયા છે બીજા સર્ગમા, અક્રૂર કૃષ્ણને મથુરા

સર્ગ દુર્ગપ્રસાદયતિએ રચેલા છે અને તે ત્રિવિક્રમના પ્રાકૃત વ્યાકરણનાં ઉદાહરણ દર્શાવવા લખેલા છે.

આ ઉપરાંત વર્ધમાનસૂરિએ રચેલા 'ગણરત્નમહોદધિ'માં એક આવા દ્વયાશ્રય કાવ્યમાંથી ઘણાં ઉદાહરણો આપવામાં આવ્યાં છે.[૧૪] તે માલવના પરમાર રાજા સંબંધી કોઈ કાવ્ય લાગે છે, પણ તે કયું કાવ્ય હશે એ ખ્યાલ આવતો નથી.

## चरित्ररामायण (કાવી જાનકી)

બાલિદ્વીપના કવિ જાનકીએ રચેલા 'ચરિત્રરામાયણ' નામની એક કૃતિનો, સીલ્વન લેવીએ સંપાદન કરેલ बालिद्वीपग्रन्थाः નામના પુસ્તકમાં સમાવેશ કર્યો છે. કૃતિના મંગલ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે કવિએ રામ, લક્ષ્મણ તથા સીતાને પગે લાગીને, માતૃકાઅક્ષરના ક્રમે, અનુષ્ટુપ છંદમાં રચાયેલા ૫૦ શ્લોકોમાં રામાયણનું કથન કર્યું છે. આ ચરિત્રરામાયણમાં 'રામાયણ'ના પ્રથમ ૭ કાંડોની કથાનો પૂરેપૂરો સાર આવી જાય છે. તેમાં ઉત્તરકાંડની કથાનો નિર્દેશ નથી. કાવ્યના સમયનો નિર્દેશ સીલ્વન લેવીએ કર્યો જણાતો નથી. વર્ણમાલાને ક્રમે રચાઈ હોવાથી, આ કૃતિમાં કેટલીક વિચિત્ર ઉપમાઓ પણ મળે છે જેમકે अकारवदनो भूत्वा हनूमान्... (શ્લોક ૨૭), કે तकारसदृशं धनुः... (શ્લો. ૨૮), उकारसदृशौ कृत्वा ललाटे भृकुटिं... (શ્લો. ૩૨) અને नकारसदृशैः पद्मैः (શ્લોક ૩૨) વગેરે. શ્રી સીલ્વન લેવી આ કૃતિની પ્રસ્તાવનામાં લખે છે કે રામાયણનો આ સંક્ષેપ સંસ્કૃત વ્યાકરણના નિયમોને ઉદાહૃત કરવા રચાયો હોય તેવું લાગે છે.[૧૫]

કામિલબુલ્કે માને છે કે આ રચના પર ભ.કા.નો સ્પષ્ટ પ્રભાવ જણાય છે.[૧૬] આ કૃતિની શૈલીની સરળતાનો ખ્યાલ તેના નીચેના શ્લોક પરથી આવશે :

> वरारोहा तदा दृष्ट्वा रामश्चिन्तासमन्वितः ।
> अग्नौ विशुद्धिमादाय पुष्पकेन ययौ ततः ॥ (શ્લો. ૪૯)

આ કૃતિ પૂરી થયા પછી, ઉપરોક્ત ગ્રંથમાં ફરી 'ચરિત્રરામાયણ' એ શીર્ષક નીચે કોઈ સંસ્કૃત ગદ્યકાવ્યના કેટલાક ફકરાઓની અને 'ચરિત્રરામાયણ'ના છેલ્લા ૧૮ શ્લોકોની સમજૂતી મળે છે. તેમાં મુખ્યત્વે સમાસ છૂટા પાડવામાં આવ્યા છે.

આ શાસ્ત્રકાવ્યો ઉપરાંત જેમને દ્વિસંધાનકાવ્યો તરીકે ઓળખવામાં આવે છે, તેવા શ્લેષમૂલક કાવ્યો પણ ભ કા પરથી પ્રેરણા લઈને રચાયા હોવાનો સંભવ નકારી ન શકાય ભોજે 'શૃ પ્ર'ના ૧૧મા પ્રકાશમાં (પૃ ૪૭૮) જણાવ્યા પ્રમાણે દંડીએ રામાયણ અને મહાભારત બંનેની કથાને સાથે આવરતું 'દ્વિસંધાન-કાવ્ય' રચ્યું છે આ પહેલા આવું કોઈ કાવ્ય રચાયું હોવાનો ઉલ્લેખ હાલ આપણને મળતો નથી આ કાવ્યોમાં એક પદ કે અનેક પદો દ્વિઅર્થી કે વિશેષ અર્થી હોય તેના શ્લેષની સહાયથી બે કે તેથી વધારે નાયકોની કથા વર્ણવાઈ છે આ પ્રકારની મહત્ત્વની કૃતિઓનો પણ અહીં ટૂંકમાં પરિચય આપવાનું ઉચિત લાગ્યું છે

જૈન કવિ ધનંજયે (૧૦મી સદી) રામાયણ અને મહાભારત બંનેને આવરતું ૧૮ સર્ગનું 'દ્વિસંધાનકાવ્ય' રચ્યું[૧૭] વિદ્યામાધવે (૧૨મી સદી) 'પાર્વતી-રુક્મિણીય' નામનું કાવ્ય રચ્યું. આશરે ઈસની ૧૬મી સદીમાં થયેલા ચિદંબરે 'રાઘવ-યાદવ—પાંડવીય' નામનું મહાકાવ્ય રચ્યું,[૧૮] જેમાં રામાયણ, ભાગવત અને મહાભારત ત્રણેની કથાઓ એકસાથે કહેવાઈ છે સોમેશ્વરે (૧૯મી સદી) 'રાઘવ પાંડવીય' નામનું ૧૫ સર્ગનું મહાકાવ્ય રચ્યું છે,[૧૯] જ્યારે વેંકટાધ્વરીએ (૧૭મી સદી) 'યાદવરાઘવીય' નામનું વિલોમકાવ્ય રચ્યું[૨૦], જેમાં સીધા ક્રમથી રામનું ને ઊલટા ક્રમથી કૃષ્ણનું ચરિત વંચાય છે ઘનશ્યામ નામના પ્રસિદ્ધ કવિએ 'આખોધાકર' નામના વિશિષ્ટ શીર્ષક ધરાવતા કાવ્યમાં કૃષ્ણ, નલ અને હરિશ્ચંદ્ર—ત્રણે નાયકોની કથાને એક સાથે વર્ણવી છે ઈસની ૧૮મી સદીમાં થયેલા હર-દત્તસૂરિએ 'રાઘવનૈષધીય' નામનું કાવ્ય રચ્યું અનંતસૂરિએ 'હરિશ્ચંદ્રોદય' નામના ૨૦ સર્ગના કાવ્યમાં પૌરાણિક રાજા હરિશ્ચંદ્ર અને પોતાના આશ્રયદાતા હરિશ્ચંદ્ર બંનેનું ચરિત સાથે વર્ણવ્યું છે[૨૧]

જૈન કવિઓ પણ આવા દ્વિસંધાનકાવ્યો રચીને, બે કે તેથી વધારે તીર્થંકરોનું ચરિત એકસાથે નિરૂપવામાં પાછા પડયા નથી સૂરાચાર્યે (૧૧મી સદી) 'નાભેયનેમિદ્વિસંધાન' (નેમિનાથચરિત) કાવ્ય રચી એક સાથે ઋષભદેવ અને નેમિનાથ બંનેના ચરિતને આવરી લીધા, જ્યારે હેમચંદ્રસૂરિએ (૧૨મી સદી) 'નાભેયનેમિ' નામનું મહાકાવ્ય રચ્યું છે[૨૨] ઈસની ૧૭મી સદીમાં થયેલા મેઘવિજયસૂરિએ તો એક 'સપ્તસંધાન કાવ્ય' રચ્યું છે,[૨૩] જેમાં એક સાથે ઋષભદેવ, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ મહાવીર, રામ અને કૃષ્ણ—એમ સાત નાયકોની કથા એક સાથે વર્ણવાય છે

આમ, મહાકવિ ભટ્ટિને અનુસરીને, અનેક અનુકાલીન કવિઓએ શાસ્ત્રને ઉદાહૃત કરતા શાસ્ત્રકાવ્યો તેમજ બે કથાઓને શ્લેષ દ્વારા એક સાથે વર્ણવતાં દ્વિસંધાન કાવ્યો રચ્યાં

## ૭ ભટ્ટિકાવ્યનો ઉલ્લેખ કરતા ગ્રંથો

### ૧ વ્યાકરણના ગ્રંથો

ભટ્ટિકાવ્ય રચાયા પછી, વ્યાકરણને ઉદાહૃત કરતા કાવ્ય તરીકે તે એટલું જાણીતું થયું કે પાણિનીય વ્યાકરણ પરંપરાને અનુસરતા મોટાભાગના વૈયાકરણો ઉપરાંત, કાતંત્ર, મુગ્ધબોધ વગેરે વ્યાકરણની પરંપરાને અનુસરતા વૈયાકરણો પણ તેમના પ્રયોગોની આદરપૂર્વક નોંધ લે છે

વ્યાકરણના અભ્યાસીઓને ઉપયોગી નીવડે એ દૃષ્ટિથી, સંસ્કૃત વ્યાકરણના જે ગ્રંથો ઉપલબ્ધ થયા, તેમાં મળતા ભટ્ટિના પ્રયોગોની યાદી તૈયાર કરતાં ધ્યાન આવ્યો કે આવા પ્રયોગોની સંખ્યા નાનીસૂની નથી દા.ત., 'દુર્ઘ' જેવા એક જ ગ્રંથમાં ભટ્ટિના ૭૦ પ્રયોગોની વિગતવાર ચર્ચા મળે છે આ ઉપરાંત, 'ભાષ વૃત્તિ', 'માધવીયા ધાતુવૃત્તિ', 'ટીકાસર્વસ્વ', 'શબ્દકૌસ્તુભ' વગેરે ગ્રંથોમાં પણ ભટ્ટિના પ્રયોગો સારી એવી સંખ્યામાં મળી આવે છે આ બધા પ્રયોગોની ચર્ચા આ ગ્રંથમાં સમાવવી અશક્ય હોઈ, તે પ્રયોગો જે જે ગ્રંથોમાં મળે છે, તેમનો ટૂંક પરિચય, તે તે ગ્રંથમાં મળતા પ્રયોગોની સંખ્યા અને આ પ્રયોગોનું તેમનામાં સ્થાન—અહીં આટલું દર્શાવીને સંતોષ માન્યો છે

ભાગવૃત્તિ (આ ૮મી સદી)

પાણિનીય અષ્ટાધ્યાયી પરની વૃત્તિઓમાં 'કાશિકા' જેવી જ બીજી આ 'ભાગવૃત્તિ' પ્રાચીન વૈયાકરણોમાં જાણીતી હતી તેમ લાગે છે, કારણ કે પુરુષોત્તમે 'ભાષાવૃત્તિ'ના અંતે (પૃ ૫૮૨) જણાવ્યું છે કે જેને 'કાશિકા' અને 'ભાગવૃત્તિ'ના સિદ્ધાંતો જાણવાની ઇચ્છા હોય તેણે અમારી 'ભાષાવૃત્તિ' અવલોકવી

આ વૃત્તિની કોઈ હસ્તપ્રત અત્યારે ઉપલબ્ધ નથી પણ ઈ સ ની ૧૦મી સદી પછી રચાયેલા અનેક ગ્રંથોમાં, ખાસ કરીને હરદત્તની 'પદમંજરી'માં, સીરદેવની 'પરિભાષાવૃત્તિ'માં અને પુરુષોત્તમની 'ભાષ વૃત્તિ' અને 'પરિભાષાવૃત્તિ'માં તેમજ શરણદેવની 'દુર્ઘ'માં 'ભાગવૃત્તિ'ના ઉલ્લેખો પ્રાપ્ત થાય છે, તે બધા ઉલ્લેખોનું સંકલન કરીને પં યુધિષ્ઠિર મીમાંસકે ભાગવૃત્તિ-સંકલન નામની

પુસ્તિમાં બહાર પાડી છે, તે પરથી ખ્યાલ આવે છે કે ભાષાવૃત્તિના કર્તાએ પણ ભટ્ટિના આઠ જેટલા પ્રયોગોની ચર્ચા કરી છે[1]

**कातन्त्रपरिभाषावृत्ति** (૯મી કે ૧૦મી સદી)

કાતન્ત્ર વ્યાકરણસંપ્રદાયમાં માત્ર બે જ પરિભાષાવૃત્તિ મળે છે, જેમાં એક ભાવશર્માની છે અને બીજી વૃત્તિ દુર્ગસિંહની છે દુર્ગસિંહની આ વૃત્તિની શૈલી વામન અને જયાદિત્ય રચિત 'કાશિકાવૃત્તિ'ની શૈલીને મળતી આવે છે તેઓ દરેક પરિભાષાની ટૂંકી સમજૂતી આપે છે અને પછી તેના સમર્થનમાં થોડા ઉદાહરણો આપે છે[2] તેમણે આ વૃત્તિમાં બીજાઓના જે અભિપ્રાય ટાંક્યા છે, તે પરથી ખ્યાલ આવે છે કે તેમણે બીજા વ્યાકરણ સંપ્રદાયોનો ઊંડો અભ્યાસ કર્યો છે શિષ્ટ સંસ્કૃત સાહિત્યની કૃતિઓમાંથી તેમણે માત્ર એક જ અવતરણ આપ્યું છે (પૃ ૫૪) અને તે ભટ્ટિકાવ્ય'માંથી લીધુ છે

**लिङ्गानुशासनम्** (૯મી કે ૧૦મી સદી)

દુર્ગસિંહે રચેલા આ લિંગાનુશાસન'માં ૭૮ શ્લોકો છે, તેમાં પણ ભટ્ટિકાવ્યનું એક અવતરણ (પૃ ૩૭) મળે છે

**क्षीरतरङ्गिणी** (૧૦મી સદી)

ક્ષીરસ્વામીએ રચેલી આ 'ક્ષીરતરંગિણી' પાણિનીય ધાતુપાઠની સૌથી વધારે જાણીતી અને વિસ્તૃત વૃત્તિ છે તેમણે પોતે આ વૃત્તિના આરંભમાં કહ્યું છે કે પોતે ધાતુસૂત્રોને સમજાવ્યા છે, એટલું જ નહીં પણ 'અષ્ટાધ્યાયી'માં ધાતુસંબંધી જે વિશેષ પ્રયોગો દર્શાવેલા છે, તેમની પણ સ્પષ્ટતા કરી છે ધાતુપારાયણના લેખકોએ આપેલા પ્રયોગો પણ તેમણે સ્વીકાર્યા છે[3] 'ક્ષીરતરંગિણી'માં ક્ષીરસ્વામીએ જે અનેક ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે, તેમાં 'ભટ્ટિકાવ્ય'નો પણ સમાવેશ થાય છે 'ભટ્ટિકાવ્યના નવ પ્રયોગોનો એમણે ઉલ્લેખ કર્યો છે[4]

**अमरकोशोद्घाटन** (૧૦મી સદી)

ક્ષીરસ્વામીએ 'અમરકોશ' પર રચેલી આ વ્યાખ્યાનું નામ अमरकोशोद्घाटन છે તેમાં પણ તેમણે (પૃ ૧૦) ભટ્ટિકાવ્યના એક પ્રયોગની ચર્ચા કરી છે

**पदमञ्जरी** (૧૨મી સદીની શરૂઆત)

હરદત્તે રચેલી 'પદમંજરી' નામની આ વ્યાખ્યા 'કાશિકા' પરની વ્યાખ્યાઓમાં ખૂબ મહત્ત્વનું સ્થાન ભોગવે છે તેમના આ ગ્રંથે જ પાછળના વૈયાકરણોને

ટીકાઓ, અને ટીકાઓ પર ટીકાઓ લખવાની પ્રેરણા આપી છે, જેને લીધે 'પ્રૌઢમનોરમા' અને 'શબ્દેન્દુશેખર' જેવા વાદગ્રંથો રચાયા, તેમની વ્યાખ્યાન પદ્ધતિ પાંડિત્યપૂર્ણ છે. મહાભાષ્યના વચનોનુ તેઓ ઉદ્ધરણ કરે છે, તેથી ભાષ્યના પાઠની શુદ્ધિમા પણ આ ગ્રંથની ઉપયોગિતા પુરવાર થાય છે આ 'પદમંજરી'માં જે બે ત્રણ મહાકાવ્યોના પ્રયોગોની ચર્ચા કરવામા આવી છે, તેમાનુ એક ભટ્ટિકાવ્ય છે આમા ભટ્ટિકાવ્યના ૯ પ્રયોગોની ચર્ચા કરવામા આવી છે[૫]

## ભાષાવૃત્તિ (૧૨મી સદી)

બંગાળના પુરુષોત્તમ નામના આ પ્રસિદ્ધ વૈયાકરણે 'ભાષાવૃત્તિ'ની રચના કરી છે આ ઉપરાંત તેમણે 'લઘુપરિભાષાવૃત્તિ', 'જ્ઞાપકસમુચ્ચય', 'પ્રકાંડરોધ' વગેરે ઘણા ગ્રંથો રચ્યા છે

તેમની પદ્ધતિ સાવ જ સંક્ષિપ્તમા વ્યાખ્યા આપવાની લાગે છે. પ્રત્યેક સૂત્રને ટૂંકમા સમજાવીને જરૂરી એવા બેત્રણ ઉદાહરણો જ તેઓ આપે છે. સૂત્રોના વ્યાખ્યાનના સમર્થનમા તેઓ શિષ્ટ સંસ્કૃત સાહિત્યની 'કુમારસંભવ', 'રઘુવંશ', 'માઘકાવ્ય', 'વેણીસંહાર', 'કિરાતાર્જુનીય', ભટ્ટિકાવ્ય વગેરે કૃતિઓના ઉદાહરણો આપે છે આ વૃત્તિમા તેમણે સૂત્રોની સમજૂતિમા ઓછામા ઓછા ૧૭૫ જેટલા ઉદાહરણો ભટ્ટિકાવ્યમાંથી આપ્યા છે[૬] આમાંથી દસ ઉદાહરણો જ ભટ્ટિનુ નામ દઈને આપ્યા છે,[૭] જ્યારે બાકીના નામ વગર જ આપ્યા છે આ વૃત્તિમા વિવાદાસ્પદ પ્રયોગોની ચર્ચા પણ ભાગ્યે જ કરવામા આવે છે

પુરુષોત્તમે પોતે પ્રારંભમા જણાવ્યા પ્રમાણે આ વૃત્તિ 'અષ્ટાધ્યાયી' પર લખાઈ છે, પણ ઉદાહરણો તરીકે ભટ્ટિકાવ્યના પ્રયોગો ખૂબ જ ટાંક્યા છે, તેથી જ કદાચ શ્રી કં પ્રા ત્રિવેદીએ તેનો સમાવેશ ભટ્ટિકાવ્યની ટીકાઓમા કર્યો હશે એમ લાગે છે.[૮]

## લઘુપરિભાષાવૃત્તિ - (૧૨મી સદી)

પુરુષોત્તમે લખેલો આ 'પરિભાષાવૃત્તિ' નામનો ગ્રંથ ભાષાવૃત્તિ કરતા વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ વધારે મહત્ત્વનો ગ્રંથ છે, અને પાણિનીય વ્યાકરણ સંપ્રદાય પરના ગ્રંથોમા તેનુ સ્થાન મહત્ત્વનુ છે તે દરેક પરિભાષાની આવશ્યકતા સમજાવી, તેના માટે ઉદાહરણો અને જ્ઞાપક આપીને તેનો અર્થ સ્પષ્ટ કરે છે આ વૃત્તિ પરિભાષાઓના ક્રમની બાબતમા વ્યાડિને અનુસરે છે, અને નાગેશના

'પરિભાષેન્દુશેખર' પર આ પરિભાષાવૃત્તિની ઘણી અસર છે. પુરુષોત્તમે આ વૃત્તિમાં ભટ્ટિના બે પ્રયોગોની ઊંડી ચર્ચા કરી છે.[૯]

**ધાતુપ્રદીપ:** (બારમી સદીનો પૂર્વાર્ધ)

મૈત્રેયરક્ષિત નામના પ્રસિદ્ધ પૌરસ્ત્ય વૈયાકરણે આ 'ધાતુપ્રદીપ' નામની ધાતુપાઠ ઉપરની વૃત્તિ રચી છે. તે ઉપરાંત તેમણે 'કાશિકાવિવરણપંજિકા' પરના વ્યાખ્યાન રૂપે 'તન્ત્રપ્રદીપ' નામનો ગ્રંથ પણ રચ્યો છે. પરંતુ અત્યારે તે હસ્તપ્રત રૂપે જ પ્રાપ્ત થાય છે. આ ગ્રંથમાં વ્યાકરણને લગતી અનેક સૂક્ષ્મ બાબતોની તેમણે ચર્ચા કરી છે તેમાં પણ ભટ્ટિના પ્રયોગોની ચર્ચા મળે છે એવું 'ધાતુપ્રદીપ'-ના સંપાદક શ્રીશચન્દ્રચક્રવર્તિ ભટ્ટાચાર્યે, ઉપોદ્ઘાતમાં નોંધ્યું છે.

'ધાતુપ્રદીપ'માં મૈત્રેયરક્ષિત બધા ધાતુઓના ક્રમશઃ અર્થ આપીને, તેનાં તૃતીય પુરુષનાં રૂપો પણ રજૂ કરે છે. મૈત્રેયરક્ષિત 'ધાતુપ્રદીપ'માં ભાષ્ય, ધાતુપારાયણ, 'અમરકોશ', 'કાશિકા', 'ન્યાસ', કાતન્ત્ર, વગેરે વ્યાકરણગ્રંથોનો તેમજ 'માઘકાવ્ય' અને 'ભટ્ટિકાવ્ય' એ બે મહાકાવ્યોનો ઉલ્લેખ કરે છે. 'ધાતુપ્રદીપ'માં તેમણે 'ભટ્ટિકાવ્ય'ના આઠેક પ્રયોગોની ચર્ચા કરી છે.[૧૦]

**દુર્ઘટવૃત્તિ.** (ઈ.સ. ૧૧૧૨)

શરણદેવરચિત આ 'દુર્ઘટવૃત્તિ', દુર્ઘટ એટલે કે અષ્ટાધ્યાયીના નિયમો પ્રમાણે જે રૂપોની સિદ્ધિ મુશ્કેલ હોય, તેવાં રૂપોને ચર્ચે છે. આ વૃત્તિમાં પાણિનિનાં બધા સૂત્રો પર ચર્ચા કરવામાં આવી નથી, પણ અમુક જ સૂત્રોને પસંદ કરીને, તેમના પર વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. 'અષ્ટાધ્યાયી' પરની ઉપલબ્ધ વૃત્તિઓમાં 'કાશિકા' પછી આ વૃત્તિનું મહત્ત્વનું સ્થાન છે.

તેમણે આ વૃત્તિમાં 'ન્યાસ', 'અનુન્યાસ', 'ઉણાદિવૃત્તિ', 'જ્ઞાપકસમુચ્ચય', 'ત્રિકાંડશેષ', 'ધાતુપ્રદીપ' વગેરે વ્યાકરણ ગ્રંથોમાંથી તેમજ મેઘદૂત, 'રઘુવંશ', 'કાદંબરી', 'કિરાતાર્જુનીય' તેમજ ભટ્ટિકાવ્ય વગેરે ગ્રંથોના પ્રયોગોની આ કૃતિમાં વિસ્તૃત છણાવટ કરી છે. આ વૃત્તિમાં ઉપરોક્ત કૃતિઓના જે જે પ્રયોગો વ્યાકરણની દૃષ્ટિએ દેખીતી નજરે, અશુદ્ધ જેવા જણાય છે, તેમાંના કેટલાકને, વ્યાકરણશાસ્ત્રમાં જાણીતી એવી અનેક યુક્તિઓના આધારે શુદ્ધ ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

'દુ.વૃ.'માં ભટ્ટિકાવ્યના ૭૦ જેટલા પ્રયોગોની ચર્ચા કરવામાં આવી છે.[૧૧] શરણદેવે પોતે 'દુ.વૃ.'મા બીજા કોઈ કવિના આટલા બધા પ્રયોગોની ચર્ચા કરી

નથી. આમ કરીને તેમણે ભટ્ટિના વ્યાકરણવિષયક જ્ઞાન માટે ઊંચો મત દર્શાવ્યો છે. બીજી બાજુ, બીજા કોઈ વૈયાકરણે પણ ભટ્ટિના આટલા બધા પ્રયોગોની ચર્ચા પોતાની કૃતિમા કરી નથી આમ, બને દષ્ટિએ 'દુ.વૃ' ભટ્ટિકાવ્ય માટે ખાસ અગત્યની છે.

આ પ્રયોગોની ચર્ચા કરતા તેમણે ભટ્ટિકાના જે અવતરણો ટાંક્યા છે, તે ભટ્ટિકાવ્યની પ્રાચીન પાઠ પરપરાને રજૂ કરતા હોઈ, કાવ્યના પાઠની શુદ્ધિ કરવામા પણ આ વૃત્તિની ઉપયોગિતા ઓછી નથી. શરણદેવ ભટ્ટિકાવ્યના પ્રયોગો અગેના 'ભાગવૃત્તિ'કાર જેવા બીજા વૈયાકરણોના મતની પણ ચર્ચા કરે છે તેઓ ભટ્ટિ ઉપરાત ટીકાકાર જયમગલના મતને પણ પ્રમાણભૂત ગણીને ટાકે છે

'અષ્ટાધ્યાયી' પરની આ વૃત્તિમાં ભટ્ટિના પ્રયોગોને જે મહત્ત્વ મળ્યુ છે, તેનાથી ભટ્ટિકાવ્યની પ્રતિષ્ઠા ઘણી વધી છે

## 'उणादिसूत्रवृत्ति' (ઈસ ૧૧૫૮ આસપાસ)

'ઉણાદિસૂત્ર' પાચ પાદમા અને દસ પાદમા એમ બે પ્રકારે પ્રાપ્ત થાય છે ઉજ્જ્વલદત્તે પાચ પાદવાળો ઉણાદિગ્રથ સ્વીકાર્યો છે અને તેના પર વિસ્તૃત વૃત્તિ લખી છે. આ વૃત્તિનુ ઉણાદિસૂત્ર પરની વૃત્તિઓમા મહત્ત્વનુ સ્થાન છે. વળી, તેમણે આ વૃત્તિની પ્રસ્તાવનામા લખ્યુ છે કે 'ન્યાસ', 'અનુન્યાસ', 'ભાગવૃત્તિ' તેમજ રક્ષિત વગેરેના સમીક્ષા કરીને મે આ મારી કૃતિ રચી છે આ વૃત્તિમા ભટ્ટિકાવ્યના ઓછામા ઓછા સોળ પ્રયોગોની ચર્ચા મળે છે.[૧૨]

## वृहत्परिभाषावृत्ति (૧૨મા સદી)

પુરુષોત્તમ પછી થોડા વર્ષો બાદ બગાળમા થઈ ગયેલા સીરદેવ નામના પ્રસિદ્ધ વૈયાકરણે આ વૃત્તિ રચી છે તેમણે પરિભાષાઓને મહાભાષ્યના ક્રમ પ્રમાણે ગોઠવી છે આ કૃતિની વિશિષ્ટતા એ છે કે 'કારિકા', 'ન્યાસ', 'અનુન્યાસ,' 'ભાગવૃત્તિ,' 'તન્ત્રપ્રદીપ' અને બીજા અનેક ગ્રથો, જેમાના કેટલાક હાલ અનુપલબ્ધ છે, તેમાથી પ્રચુર પ્રમાણમા અવતરણો આપ્યા છે સીરદેવના 'પરિભાષાવૃત્તિ' બીજી વૃત્તિઓના પ્રમાણમા સમજવામા અઘરી છે, કારણકે એમા તેમણે વ્યાકરણ વિષયક બાબતોના ઊડી છણાવટ કરી છે નાગેશે ૧૮મી સદીમા 'પરિભાષેન્દુશેખર' લખ્યુ, ત્યાસુધી આ ગ્રથનુ મહત્ત્વ ઘણુ વધારે હતુ. સીરદેવના આ કૃતિમા ભટ્ટિકાવ્યમાથી પણ તેર અવતરણ મળે છે[૧૩]

## ટીકાસર્વસ્વવ્યાખ્યા (૧૧મી કે ૧૨મી સદી)

ઈ.સ.ની આશરે બારમી સદીમાં થઈ ગયેલા સર્વાનંદ નામના વૈયાકરણે 'અમરકોશ' પર 'ટીકાસર્વસ્વ' નામની વ્યાખ્યા લખી છે. તેમણે આ વ્યાખ્યામાં 'અમરકોશ'ના બધા શબ્દોનું વ્યાકરણ દૃષ્ટિએ વ્યાખ્યાન કર્યું છે. આ ટીકામાં ભટ્ટિના ઓછામાં ઓછા ૨૩ પ્રયોગોનો ઉલ્લેખ છે,[૧૪] તેમાંના આઠેક, 'ભાવાસમાવેશ'ને ઉદાહૃત કરતા ભટ્ટિકાવ્યના તેરમા સર્ગમાંથી લીધેલા છે.

## ગણરત્નમહોદધિઃ (ઈ.સ. ૧૧૪૦)

વર્ધમાનસૂરિએ ઈ.સ.ની ૧૨મી સદીમાં 'ગણરત્નમહોદધિ' નામનો આ ગ્રંથ રચેલો છે. તેઓ સંસ્કૃત વ્યાકરણના કયા સંપ્રદાયને અનુસરે છે તે ખ્યાલ નથી આવતો, પણ ગણપાઠ અંગેના સંપૂર્ણ વાઙ્મયમાં વર્ધમાને રચેલો આ એક માત્ર એવો ગ્રંથ છે કે જેની મદદથી ગણપાઠના સંબંધમાં આપણે કંઈક જાણી શકીએ છીએ. તેમણે પોતાની વ્યાખ્યામાં, પ્રાચીન વૈયાકરણોના ગણપાઠવિષયક બધા મતોનો વિસ્તારથી નિર્દેશ કર્યો છે, તેથી તે દૃષ્ટિએ પણ આ ગ્રંથ અગત્યનો છે.

તેમણે પાણિનીય ગણપાઠના લગભગ બધા ગણોનો સમાવેશ પોતાના ગ્રંથમાં કર્યો છે, બીજા વૈયાકરણો જેવા કે વામન, ભોજ અને હેમચંદ્ર વગેરેના ગણોને પણ આમા સ્થાન આપ્યુ છે. તેમાં તેમણે ભટ્ટિકાવ્યના તેર જેટલા પ્રયોગોની જુદા જુદા ગણોના સંદર્ભમા ચર્ચા કરી છે.[૧૫]

## માધવીયા ધાતુવૃત્તિઃ (૧૪મી સદી)

સાયણરચિત 'માધવીયા ધાતુવૃત્તિ' પણ ધાતુપાઠ પરના વૃત્તિગ્રંથોમાં મહત્ત્વનુ સ્થાન ધરાવે છે. 'કાશિકા' પરથી પ્રેરણા લઈ આપણે આ 'ધાતુવૃત્તિ' રચી છે. તેમણે ધાતુપાઠમાથી દરેક ધાતુના એક કે અનેક અર્થો જે હોય તે સમજાવ્યા છે. તે ધાત્વર્થના વૈકલ્પિક પાઠ પણ આપે છે. સાયણ ક્રિયાપદનાં વિવિધ રૂપોને આપીને, તેના સંદર્ભમા અનેક પૂર્વલેખકોના અભિપ્રાયો તેમ જ ગ્રંથોના નામો સાથે રજૂ કરે છે. તે આ વૃત્તિમા કેટલાક અનન્ય વૈયાકરણોના મત પણ આપે છે, તેથી પણ તેના ઉપયોગિતા વધી જાય છે.

સાયણ, પાણિનીય પરંપરાના ગ્રંથો ઉપરાંત કાતન્ત્ર વ્યાકરણ પરંપરાના, ચાન્દ્ર વ્યાકરણ પરંપરાના ગ્રંથોમા તેમજ શાકટાયન વ્યાકરણમા મળતા મતોનો પણ નિર્દેશ કરે છે. આમાં શિષ્ટ સંસ્કૃત સાહિત્યના જે બે-ચાર જ ગ્રંથોનો

ઉલ્લેખ છે, તેમાનુ ભટ્ટિકાવ્ય એક છે ભટ્ટિકાવ્યના લગભગ ૨૭ પ્રયોગોની વિગતવાર ચર્ચા આ વૃત્તિમા મળે છે[૧૬]

**पुरुषकारवार्तिकम्** (૧૩મી કે ૧૪મી સદી)

ઈ સ ના આશરે અગિયારમી સદીના પૂર્વાર્ધમા થઈ ગયેલા કોઈ દેવ નામના વિદ્વાને 'દૈવ' નામનો એક ગ્રથ રચ્યો છે તેમા તેમણે પાણિનીય ધાતુ પાઠમા એકથી વધારે વાર આપવામા આવેલા સરૂપ ધાતુઓના પાઠનુ ફળ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે 'કૃષ્ણકર્ણામૃત' સ્તોત્રના લેખક કૃષ્ણલીલાશુકે 'દૈવ' પર 'પુરુષકાર' નામનુ વાર્તિક રચ્યુ છે, તેમા ભટ્ટિના ચાર પ્રયોગનો ઉલ્લેખ છે[૧૭]

**प्रसादटीका** (૧૫મા સૈકાનો અતભાગ)

રામચદ્ર શેષરચિત 'પ્રક્રિયાકૌમુદી' નામના જાણીતા પ્રક્રિયા ગ્રથ પર વિઠ્ઠલાચાર્યે આ 'પ્રસાદ' નામની ટીકા લખી છે રામચદ્રે 'પ્રક્રિયાકૌમુદી'મા ગણપાઠ, ઉણાદિ, સ્વરપ્રક્રિયા વગેરેને લગતા જે સૂત્રો રજૂ નહોતા કર્યા તેને વિઠ્ઠલે રજૂ કર્યા છે તેમણે વ્યાકરણના અનેક ગ્રથો જેવા કે 'કાશિકા', 'ન્યાસ,' 'વ્યાકરણ મહાભાષ્ય', 'વાક્યપદીય' વગેરેનો તેમજ ભોજ ભીમસેન વરરુચિ, બોપદેવ વગેરે ગ્રથકારોનો ઉલ્લેખ કર્યો છે[૧૮] તેમા ભટ્ટિકાવ્યનો પણ સમાવેશ તેમણે કર્યો છે અને તેના એક પ્રયોગની ચર્ચા 'પ્રસાદ' ટીકામા (ભા ૨, પૃ ૬૧૭) કરી છે

**प्रक्रियासर्वस्व** (ઈ સ ૧૫૬૦-૧૬૬૬)

'ધાતુકાવ્ય' નામે એક શાસ્ત્રકાવ્યના કર્તા નારાયણ ભટ્ટ 'પ્રક્રિયાસર્વસ્વ' નામના આ પ્રસિદ્ધ ગ્રથના કર્તા છે રામચદ્રની 'પ્રક્રિયાકૌમુદી'ના નમૂના પર આ ગ્રથ રચાયો છે, એમા પ્રક્રિયાનુ સપૂર્ણ સ્વરૂપ જણાવવામા આવ્યુ છે, તેથી આનુ નામ 'પ્રક્રિયાસર્વસ્વ' રાખવામા આવ્યુ છે 'પ્રક્રિયાકૌમુદી' અને 'સિદ્ધાતકૌમુદી' કરતા આ ગ્રથની વિશિષ્ટતા એ છે કે તેમા પાણિનિના બધા જ સૂત્રોનુ ઉદ્ધરણ થયુ છે આ ગ્રથ ચાર ભાગમા પ્રકાશિત થયો છે તેના પ્રથમ બે ભાગ જે હાલ ઉપલબ્ધ થાય છે, તેમા ભટ્ટિના કુલ ૯ પ્રયોગો મળે છે[૧૯]

**सिद्धान्तकौमुदी** (૧૭મી સદીનો પૂર્વાર્ધ)

'સિદ્ધાતકૌમુદી' નામનો ભટ્ટોજી દીક્ષિતનો આ ગ્રથ વિદ્વજ્જનોમા તેમજ વ્યાકરણના અભ્યાસીઓમા વધારે પ્રિય બન્યો છે તેમણે પાણિનિના બધાજ સૂત્રોનો આમા અવતાર કર્યો છે, એટલુ જ નહી પણ એ સૂત્રોને તેમણે પ્રકરણવાર

ગોઠવીને આપ્યા છે, જેમકે સંજ્ઞાપ્રકરણ, પરિભાષાપ્રકરણ, સંધિપ્રકરણ, સમાસ પ્રકરણ વગેરે. 'સિદ્ધાંતકૌમુદી' રચવામાં ભટ્ટોજીનું ધ્યેય પાણિનિના સૂત્રોને પૂરેપૂરા ઉપયોગમાં લેવાનું લાગે છે, તેથી તે સૂત્રોના વ્યાખ્યાનમાં ભટ્ટોજીએ પુષ્કળ ઉદાહરણો આપવાનું ધ્યેય રાખ્યું છે 'સિદ્ધાંતકૌમુદી' રચાઈ ત્યારથી આજદિન સુધી અધ્યયન-અધ્યાપન માટેના સંસ્કૃત વ્યાકરણના ખૂબ જાણીતા ગ્રંથ તરીકે એની ખ્યાતિ છે આમાં પણ ભટ્ટોજીએ ભટ્ટિકાવ્યના ૮ જેટલા પ્રયોગોની ચર્ચા આપી છે[૨૦]

**પ્રૌઢમનોરમા (૧૭મી સદીનો પૂર્વાર્ધ)**

'પ્રૌઢમનોરમા' નામનો આ ગ્રંથ ભટ્ટોજી દીક્ષિતે 'સિદ્ધાંતકૌમુદી' પર ટીકારૂપે રચેલો છે, પણ તે સ્વતંત્ર ગ્રંથ જેટલો મહત્ત્વનો છે. આ ગ્રંથમાં એક તરફ ભાષ્યસિદ્ધાંત અને કૈયટના અભિપ્રાયોનું અનુવ્યાખ્યાન કરવાનો, તો બીજી તરફ 'પ્રક્રિયાકૌમુદી' અને 'પ્રક્રિયાપ્રકાશ'નું ખંડન કરવાનો ઉદ્દેશ છે આ ગ્રંથમાંની ઉણાદિ સૂત્રો વિશેની ભટ્ટોજી દીક્ષિતે કરેલી ચર્ચા ઘણી ઉપયોગી છે[૨૧] આ ગ્રંથ 'શબ્દકૌસ્તુભ' પછી રચાયો છે તે ભાષ્યવાર્તિકોનું સમર્થન ખૂબ પરિશ્રમપૂર્વક કરે છે તેમાં ભટ્ટિ, માઘ અને શ્રીહર્ષના મહાકાવ્યોમાંથી શ્લોકો રજૂ કર્યા છે આ ગ્રંથમાં ભટ્ટિકાવ્યના લગભગ ૫૬૨ પ્રયોગોની ચર્ચા મળે છે[૨૨]

**શબ્દકૌસ્તુભ (૧૭મી સદીનો પૂર્વાર્ધ)**

ભટ્ટોજી દીક્ષિતે રચેલા આ 'શબ્દકૌસ્તુભ' નામના ગ્રંથમાં તેમની વિદ્વદ્ભોગ્ય પ્રતિભા પૂરેપૂરી પ્રકાશી છે તેમણે પોતે જણાવ્યું છે તેમ મહાભાષ્યે પ્રેમોદિના સિદ્ધાંતોરૂપી મહાસાગરમાંથી આ શબ્દકૌસ્તુભ રૂપી મણિને પ્રાપ્ત કરવામાં આવ્યો છે. આ ગ્રંથમાં પાણિનીય અષ્ટાધ્યાયીના ક્રમે સૂત્રોનું વ્યાખ્યાન કરવામાં આવ્યું છે

આ ગ્રંથમાં મહાભાષ્યના સિદ્ધાંતોના વ્યાખ્યાન ઉપરાંત ભટ્ટોજી દીક્ષિતના સમય સુધી વિકસેલ અને ભર્તૃહરિ વગેરે સિદ્ધાંત સ્થાપકોએ વિસ્તારેલ ભાષ્ય સિદ્ધાંતનું પરિશીલન પણ મળે છે, તેથી એનું મહત્ત્વ વધારે છે અષ્ટાધ્યાયીના ચાર અધ્યાય સુધીના સૂત્રો ઉપર જ આમાં ટીકા મળે છે તેમણે મહાભાષ્યના સિદ્ધાંતોના સમર્થનમાં ભટ્ટિના કેટલાક પ્રયોગોને ઉદાહરણ તરીકે આપ્યા છે આ ગ્રંથમાં ભટ્ટિના લગભગ ૩૭ જેટલા પ્રયોગોની ચર્ચા મળે છે[૨૩]

**બાલમનોરમા** (૧૭મી સદીનો અંતભાગ)

'સિદ્ધાંતકૌમુદી' પર સત્તરમી સદીના અંતભાગમાં થયેલા તાન્જોરના આધુનિક વૈયાકરણ વાસુદેવ દીક્ષિતે 'બાલમનોરમા' નામની આ ટીકા લખી છે 'સિદ્ધાંત કૌમુદી'ને સરળતાથી સમજવામાં આ ટીકા ખૂબ મદદરૂપ થાય તેમ છે ભટ્ટોજી દીક્ષિતના સંદર્ભવચનોને 'બાલમનોરમા' સરસ રીતે સમજાવે છે તેમાં પણ ભટ્ટિના પાચેક પ્રયોગોનો ઉલ્લેખ મળે છે[24]

**પરિભાષેન્દુશેખર** (ઈ સ ૧૬૫૦થી ૧૭૩૦)

નાગેશભટ્ટે 'પરિભાષેન્દુશેખર' રચ્યા પછી, પરિભાષા અંગેના બધા ગ્રંથ પાર્શ્વભૂમિમાં પડી ગયા અને પરિભાષાના અધ્યયન અને અધ્યાપન માટે આ એક જ ગ્રંથ પ્રચલિત થયો છે તેના પછી પરિભાષાઓ પર એક પણ નોંધ પાત્ર ગ્રંથ રચાયો નથી, જે રચાયા છે તે મોટેભાગે તેના પરની ટીકારૂપે જ રચાયા છે તેમણે પોતાના પૂર્વે રચાયેલા બધા જ વ્યાકરણશાસ્ત્રના ગ્રંથોનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો છે અને તેમના એ જ્ઞાનનો નિચોડ આ ગ્રંથમાં મળે છે[25] તેમણે આ ગ્રંથ (પૃ ૩૮૧)માં પણ ભટ્ટિના એક પ્રયોગની ચર્ચા કરી છે

**ધાતુદીપિકાવ્યાખ્યા** (૧૮મી કે ૧૯મી સદી)

મુગ્ધબોધ વ્યાકરણના કર્તા બોપદેવે (૧૪મી સદી) 'કવિકલ્પદ્રુમ' નામનો ધાતુપાઠને લગતો ગ્રંથ લખ્યો છે તેના પર દુર્ગાદાસ વિદ્યાવાગીશે 'ધાતુદીપિકા' નામની વ્યાખ્યા લખી છે ધાતુઓના વિવિધ અર્થ આપીને તેના સમર્થનરૂપે મહાકાવ્યો વગેરેમાંથી ઉદાહરણ આપતા આ ટીકાગ્રંથમાં પણ ભટ્ટિના ઓછામાં ઓછા પચાસ પ્રયોગોનો ઉલ્લેખ મળે છે[26]

આ ઉપરાંત ફ્રેંચ વિદ્વાન શ્રી રેનુએ ફ્રેંચભાષામાં સંપાદન કરેલી 'દુર્ઘ' ના પ્રસ્તાવનાખંડમાં જણાવ્યા પ્રમાણે,[27] તેમજ શ્રી વીન્ટરનીટ્ઝે એમના ઇતિહાસમાં જણાવ્યા પ્રમાણે ક્રમદીશ્વરના 'સંક્ષિપ્તસાર' વ્યાકરણમાં ભટ્ટિના પ્રયોગોનો વારંવાર નિર્દેશ થયો છે[28] યુધિષ્ઠિર મીમાંસકે નોંધ્યું છે, તેમ શ્વેતવનવાસી નામના 'પંચપાદી ઉણાદિવૃત્તિ'કારે પણ ભટ્ટિના બે પ્રયોગો (શ્લો ૧૧ અને શ્લો ૩૩)ની ચર્ચા અનુક્રમે 'ઉણાદિવૃત્તિ'ના સૂત્ર ૨૮૦ અને સૂત્ર ૪૧૧ પર વ્યાખ્યાન કરતા કરી છે શ્રી મીમાંસકે એ પણ નોંધ્યું છે કે હરિનામામૃત' વ્યાકરણના ૧૪૬૩મા સૂત્રમાં ભટ્ટિના શ્લો ૭૩ માના એક પ્રયોગની ચર્ચા થઈ છે[29]

## ૨. અલંકારશાસ્ત્રના ગ્રંથો

ભોજ(૧૧મી સદી)ના 'સરસ્વતીકંઠાભરણ'ના પ્રથમ પરિચ્છેદમાં (૧.૪૭) 'વ્યર્થ' નામના દોષના ઉદાહરણ તરીકે ભટ્ટિકાવ્યનો શ્લોક ૪.૪ આપવામાં આવ્યો છે, જ્યારે તેના બીજા પરિચ્છેદમાં યમકનાં ઉદાહરણો તરીકે ભટ્ટિકાવ્યના દસમા સર્ગમાંથી પાંચ શ્લોકો (૬, ૯, ૧૧, ૧૫, ૧૭) આપવામાં આવ્યા છે.

ભોજે તેમના બીજા ગ્રંથ 'શૃંગારપ્રકાશ'ના તૃતીય પ્રકાશમાં (પૃ. ૧૦૪) ભટ્ટિકાવ્ય'ના શ્લો. ૧૩.૨૭ને 'એકાન્તરાખ્યાત'ના અને શ્લો. ૧૩.૨૮ને 'નિરં-તરાખ્યાત'ના ઉદાહરણ તરીકે આપ્યા છે. તેના નવમ પ્રકાશમાં (પૃ. ૩૧૯) મહાકવિઓ કે નાટકકારો મહાકાવ્ય કે નાટક લખતાં, પ્રાસંગિક રીતે ઘણીવાર કોઈને કોઈ શાસ્ત્રને ઉદાહૃત કરતા હોય છે, તેનું ઉદાહરણ આપતાં ભોજે કહ્યું છે કે કવિ ભટ્ટિ ભટ્ટિકાવ્યમાં રામકથાને વર્ણવતાં શબ્દાનુશાસનને ઉદાહૃત કરે છે. 'શૃં.પ્ર.'ના એકાદશ પ્રકાશમાં (પૃ. ૪૭૦) કાવ્યશાસ્ત્રના ઉદાહરણ તરીકે 'મુદ્રારાક્ષસ'ની સાથે ભટ્ટિકાવ્યનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે જ પ્રકાશમાં (પૃ. ૪૭૩) નીતિશાસ્ત્રોમાં વર્ણવેલા 'પંચાંગમન્ત્ર'ને દર્શાવતાં ૨.કાવ્યોમાં ભટ્ટિકાવ્યનો ઉલ્લેખ છે. આ જ ગ્રંથના અઢારમા પ્રકાશમાં (પૃ. ૭૨૨) ધીરોદ્ધત નાયકના લક્ષણોના સંદર્ભમાં ભ.કા.નો શ્લો. ૧૪.૧ આપવામાં આવ્યો છે.

મમ્મટે (૧૧મી સદી) 'કાવ્યપ્રકાશ'ના સાતમા પ્રકાશમાં (પૃ. ૨૯૭) વાક્ય-ગત શ્રુતિકટુ દોષના ઉદાહરણ તરીકે ભ.કા.ના શ્લો. ૧.૨ ને આપ્યો છે, જ્યારે દસમા ઉલ્લાસમાં (પૃ. ૭૩૧) એકાવલી અંલકારના ઉદાહરણ તરીકે ભ.કા.નો શ્લોક ૨.૧૯ આપ્યો છે. રુય્યક (૧૨માં સદી)ના 'અ.સ.માં (પૃ. ૧૪૧) પણ એકાવલી અલંકારના દૃષ્ટાંત તરીકે ભ.કા.નો ઉપરોક્ત શ્લોક આપવામાં આવ્યો છે. મંખકના ગ્રંથ 'સાહિત્યમીમાંસા'માં (પૃ. ૫૦) 'શૃં.પ્ર.'ની જેમ જ 'એકા-ન્તરાખ્યાત' અને 'નિરન્તરાખ્યાત'ના ઉદાહરણ તરીકે ભ.કા.ના શ્લો.૧૩.૨૭-૨૮ આપવામાં આવ્યા છે, અને કાવ્યમાં આવતા અસાધુ પ્રયોગોના ઉદાહરણ તરીકે આ જ ગ્રંથમાં (પૃ. ૧૫૮) ભ.કા.નો શ્લો. ૬.૨ આપવામાં આવ્યો છે. હેમચંદ્ર (૧૨મી સદી)ના 'કા.અનુ.'માં અતિશયોક્તિ અલંકારના ઉદાહરણ તરીકે (પૃ. ૩૪૯) ભ.કા.ના શ્લો. ૨.૧૯ અને ઉત્પ્રેક્ષાના ઉદાહરણ (પૃ. ૩૬૯) તરીકે શ્લો. ૨.૪૭ આપ્યો છે.

વિશ્વનાથે (૧૪મી સદી) તેમના 'સા.દ.'માં (પૃ.૫૯૯) એકાવલી અલંકારના ઉદાહરણ તરીકે ભ.કા.નો શ્લો. ૨.૧૯ આપ્યો છે. મોટાભાગના આલંકારિકો ભટ્ટિનું નામ લીધા વગર જ તેમના શ્લોકો અલંકારોના દૃષ્ટાંતો તરીકે ટાંકે છે.

## ૩. સુભાષિતસંગ્રહો

નીચેના સુભાષિતસંગ્રહોમાં પણ ભટ્ટિકાવ્યના શ્લોકો મળે છે. જલ્હણ (૧૩મી સદી) સંગૃહીત 'સૂક્તિમુક્તાવલી'માં ભટ્ટિકાવ્યનો એક શ્લોક (૧૧.૧) મળે છે,[30] જ્યારે શાર્ઙ્ગધર (૧૩મી સદી) વડે સંગૃહીત 'શાર્ઙ્ગધરપદ્ધતિ' નામના સુભાષિતસંગ્રહમાં ભટ્ટિકાવ્યના બે શ્લોક (૨.૯, ૨.૧૯) મળે છે.[31] વલ્લભદેવ સંગૃહીત પ્રસિદ્ધ સુભાષિતસંગ્રહ 'સુભાષિતાવલિ'માં ભટ્ટિકાવ્યના પાંચ શ્લોક (૨.૫, ૨.૬, ૨.૯, ૨.૧૯, ૧૧.૨૧) મળે છે.[32]

## ૪ છંદશાસ્ત્રના ગ્રંથો

ક્ષેમેન્દ્ર (૧૧મી સદી)રચિત 'સુવૃત્તતિલક', એ છંદશાસ્ત્ર પરની કૃતિ છે તેના ત્રીજા વિન્યાસમાં (૩.૪) 'ભટ્ટિકાવ્ય'નો 'ભૌમકકાવ્ય'ની સાથે કાવ્યશાસ્ત્ર તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે

છંદશાસ્ત્રના પ્રસિદ્ધ ગ્રંથ ગંગાદાસ રચિત 'છંદોમંજરી'માં રુચિરા, અશ્વ લલિત, તનુમધ્યા, નન્દન અને આર્યાગીતિ—એ પાંચ છંદના ઉદાહરણ તરીકે અનુક્રમે ભ. કા. ના શ્લો. ૧.૧, શ્લો ૮.૧૩૧, શ્લો. ૧૦.૧૨, શ્લો ૧૦.૨૭ અને શ્લો ૧૩.૧ આપવામાં આવ્યા છે[33]

## ૫ પ્રબંધગ્રંથ

આશરે ઈસની ૧૩મી સદીમાં થઈ ગયેલા બલ્લાલે એમની કૃતિ 'ભોજ પ્રબંધ' (પૃ ૮૨) માં પણ એક સ્થળે ભટ્ટિનો ઉલ્લેખ કર્યો છે

આ બધા ગ્રંથોમાં મળતા ઉલ્લેખો પર નજર નાખતાં એમ વસ્તુ સ્પષ્ટ ઉપજે છે કે વ્યાકરણવિષયક વિવિધ ગ્રંથોમાં ભટ્ટિના ઉલ્લેખ પ્રમાણમાં વધારે મળે છે.

ભટ્ટિકાવ્યના અલંકારોને ઉદાહૃત કરતા દસમા સર્ગના કેટલાક શ્લોકોનો ઉલ્લેખ, અલંકારશાસ્ત્રના અમુક ગ્રંથોમાં, યમક, એકાવલી, અતિશયોક્તિ ને ઉત્પ્રેક્ષા જેવા થોડાક જ અલંકારોના ઉદાહરણો તરીકે થયો છે. ભાવિકત્વ અને માધુર્યને ઉદાહૃત કરવાના ભટ્ટિના નવા પ્રયોગની કોઈએ ભાગ્યે જ નોંધ લીધી જણાય છે, તો તેરમા સર્ગમાં પ્રયોજાયેલા ભાષાસમાવેશના ઘણા પ્રયોગોને 'અમરકોશ'ના વૃત્તિકાર સર્વાનંદે વ્યાકરણદૃષ્ટિથી પ્રમાણભૂત ગણીને ટાંક્યા છે. ભટ્ટિકાવ્યના એક બે શ્લોકોને અલંકારશાસ્ત્રીઓએ દોષના ઉદાહરણ તરીકે પણ આપ્યા છે. આ ગ્રંથોમાં, ભટ્ટિકાવ્યનો કાવ્યશાસ્ત્ર તરીકે તેમજ કાવ્યમાં આનુષંગિક રીતે વ્યાકરણને ઉદાહૃત કરતા મહાકાવ્ય તરીકે પણ ઉલ્લેખ મળે છે

સુભાષિતસંગ્રહોમાં, ભટ્ટિકાવ્યના બીજા સર્ગમાંના શરદવર્ણનના કેટલાક શ્લોકો અને અગિયારમા સર્ગમાંના ગણિકાઓની પ્રણયક્રીડાના વર્ણનમાંનો એક શ્લોક સંગ્રહાયો છે, તો છંદશાસ્ત્રના ગ્રંથોમાં, સંસ્કૃતમાં ઓછા પ્રયોજાયેલા કેટલાક છંદોના ઉદાહરણો ભ.માંથી અપાયાં છે.

## ઈ અર્વાચીન વિદ્વાનોના અભિપ્રાયો

ભટ્ટિકાવ્યના સંપાદકોએ તથા અન્ય અર્વાચીન વિવેચકોએ ભટ્ટિકાવ્યનો અભ્યાસ કરી, મહાકાવ્ય તરીકે તેમજ શાસ્ત્રકાવ્ય તરીકે તેનું મૂલ્યાંકન કરતાં જે નોંધપાત્ર અભિપ્રાય આપ્યા છે તે, કાલક્રમાનુસાર અહીં આપ્યા છે

શ્રી એચ ટી કોલબ્રુકે એમના 'Miscellaneous Essays,' Vol II, 1873 માંના સંસ્કૃત અને પ્રાકૃત કાવ્ય ઉપરના એક નિબંધમાં ભટ્ટિકાવ્ય વિશે નીચે પ્રમાણે અભિપ્રાય વ્યક્ત કર્યો છે[૧] "આ શીર્ષક (ભટ્ટિકાવ્ય) ધરાવતું કાવ્ય રામના પરાક્રમો વિશે છે તે ૨૨ સર્ગોનું બનેલું છે વ્યાકરણના નિયમોને વ્યાવહારિક રીતે ઉદાહૃત કરવાના ઉદ્દેશથી રચાયેલું હોવાથી આ કાવ્ય શૈલીની એવી એક વિદ્વત્તાપૂર્ણ છટા દર્શાવે છે, કે જેમાં વિલક્ષણ રૂપાખ્યાનવાળા શબ્દો વારંવાર આવે છે તેની શૈલી દુર્બોધ પણ નથી કે કઢંગી પણ નથી સંસ્કૃત સાહિત્યની શિષ્ટ કૃતિઓમાં આ કૃતિની ગણના થાય છે '

મોરેશ્વર રામચંદ્ર કાળે, જેમણે ભટ્ટિકાવ્યના પ્રથમ પાંચ સર્ગોનું અંગ્રેજી ભાષાંતર સાથે ઈ.સ. ૧૮૯૭માં સંપાદન કર્યું, તેમણે તે પુસ્તકની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છે[૨]

'આ (મહાકાવ્યના) નબળો ભાગ ભટ્ટિકાવ્યને લાગુ પાડતા પહેલાં, કવિતાના માધ્યમ દ્વારા વ્યાકરણ શીખવવાનો ઉદ્દેશ રાખીને, ભટ્ટિ કવિ તરીકે પોતાના માર્ગમાં જે અપાર મુશ્કેલીઓ ખડકી હતી, તેનો ધ્યાન આપણે મનમાં રાખવો જોઈએ, અને મહાકાવ્યનો સમગ્રપણે વિચાર કરતાં આપણે કહેવું જોઈએ કે કવિએ કાવ્ય અને વ્યાકરણને અતિશયોક્તિ વિના સાધવાનું અશક્ય જેવું કામ જે માથે લીધું હતું, તેને તે મદદના પાર પાડી શક્યા છે આ દૃષ્ટિએ ભટ્ટિકાવ્ય એ સંસ્કૃત સાહિત્યની તવારીખમાં એક સાચા વિક્રમને મળેલા અનેરા વિજયનું ચિહ્ન ગણી રહેશે. માનવમનના અંતરપ્રવાહોને સ્પર્શવાની શક્તિ એક અનોખી આકર્ષક હતી, જે તેમણે રામકથાનું કેટલું ક્ષેત્ર પોતાના સ્વરૂપમાં મૂકતા છંદોથી સ્પષ્ટ જણાય [illegible] ગમે તેમ, એક વૈયાકરણ તરીકે હંમેશ માટે સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં એકાકી તારા તરીકે એને પ્રમાણના સ્થાને'

શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ ભટ્ટિકાવ્યની સંશોધિત આવૃત્તિનું ઈ.સ. ૧૮૯૮માં બે ભાગમાં સંપાદન કર્યું. તેની અંગ્રેજી પ્રસ્તાવનામાં તેમણે નીચે પ્રમાણે પોતાનો મત વ્યક્ત કર્યો છે.[3]

'ભટ્ટિકાવ્ય ખૂબ ખ્યાતિ ધરાવતી કૃતિ છે. વ્યાકરણના મુદ્દાઓની બાબતમાં તેને પ્રમાણભૂત ગણવામાં આવે છે. તેના પરના પ્રાચીન ટીકાકારો જણાવે છે, તેમ એ મહાકાવ્ય છે. વ્યાકરણના નિયમો ઉદાહૃત કરવાના ખાસ ઉદ્દેશ સાથે રચાયેલું હોવાથી, આ કાવ્ય સૌંદર્યની બાબતમાં બીજાં પ્રસિદ્ધ મહાકાવ્યોની તોલે આવે, એવી આશા રાખી શકાય નહીં, છતાં કર્તાને ન્યાય કરવા ખાતર કહેવું જોઈએ કે આ કૃતિ કોઈ રીતે નીરસ કે શુષ્ક નથી, અને એમાં એવા ઘણા શ્લોકો છે કે જેમની કોઈ પણ મહાકાવ્યના ઉત્કૃષ્ટ શ્લોકોની સાથે સરખામણી કરી શકાય.'

શ્રી વિનાયક નારાયણ શાસ્ત્રીએ, ઈ.સ. ૧૯૦૬માં સંપાદિત કરેલા ભટ્ટિકાવ્યની પ્રસ્તાવનામાં તેનું મૂલ્યાંકન નીચેના સંસ્કૃત શ્લોકમાં કર્યું છે.[4]

व्याकृत्या कोशछन्दोभ्यामलङ्कृत्या रसेन च ।
पञ्चकेनान्वितं काव्यं भट्टिकाव्यं विराजते ॥

(વ્યાકરણ, કોશ, છંદ, અલંકાર અને રસ—એ પાંચ વડે યુક્ત એવું આ ભટ્ટિકાવ્ય શોભે છે.)

ઈ.સ. ૧૯૨૮માં અંગ્રેજીમાં પ્રકાશિત થયેલા 'સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ' (History of Sanskrit Literature)ના લેખક શ્રી એ. બી. કીથ ભટ્ટિકાવ્ય વિશે આમ લખે છે.[5] 'આનંદ અને ફાયદો, એ બંનેનો સમન્વય કોઈ રીતે ખરાબ યોજના તો નથી જ અને હિંદના લોકો તો આનાકાની વિના ભટ્ટિકાવ્યને મહાકાવ્યને સ્થાને બેસાડે છે, પણ કોઈ પણ સાચી અભિરુચિ ધરાવનાર વ્યક્તિ તેને આ સ્થાનને લાયક ગણી શકે કે કેમ તે શંકાસ્પદ છે. સાચી વાત એ છે કે પોતે સ્વીકારેલા વિઘ્નરૂપ ભયાનક સ્વરૂપ તેમજ અતિ અલ્પાંશે કથાનક—બંનેનો વિચાર કરતાં કહી શકાય કે ભટ્ટિ કેટલાક સુંદર અને મજાના શ્લોકો આપે છે અને એની ઉત્કૃષ્ટ કક્ષાએ તો ભટ્ટિ હૃદયંગમ અને અસરકારક શ્લોકો રચી નાખે છે.'

શ્રી કૃષ્ણમાચારીયર ઈ.સ. ૧૯૩૭માં બહાર પડેલા, એમના શિષ્ટ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ (History of Classical Sanskrit Literature)માં

ભટ્ટિકાવ્ય વિશે લખે છે' કે, 'ભટ્ટિકાવ્ય એ અતિશય ખ્યાતિ ધરાવતી કૃતિ છે. પ્રકીર્ણ, અધિકાર, પ્રસન્ન અને તિઙન્ત–એમ ચાર કાંડમાં આ કૃતિ વ્યાકરણના નિયમો, અનંકારો અને અલંકારશાસ્ત્રના કેટલાક મુદ્દાઓને ઉદાહૃત કરે છે, પણ (આમાં) ઘણીવાર આપણે ખરેખર ઉત્કૃષ્ટ કાવ્યતત્ત્વ ધરાવતા શ્લોકો જોઈએ છીએ'

શ્રી સુનદાસગુપ્તા અને સુકુદે ઈસ ૧૯૪૭માં પ્રકાશિત થયેલા એમના 'સસ્કૃત સાહિત્યના ઇતિહાસ' (History of Sanskrit Literature) માં ભટ્ટિકાવ્ય વિશે નીચે પ્રમાણે લખે છે ૭ 'કવિ ભટ્ટિના ગુણપક્ષે એ કહેવું જોઈએ કે એમનું કથાનક લાગા અંતરાયોથી અવરોધાયા વિના મુક્તપણે આગળ વધે છે એમની શૈલી વ્યાકરણશાસ્ત્રના જ્ઞાનથી જરા અક્કડ અને ભારેખમ હોવા છતાં ગૂંચવનારી રચના અને કૃત્રિમ સમાસોની જટિલતાથી મુક્ત છે વળી, શબ્દ અને અર્થની અનિવાર્ય રમત હોવા છતાં એમના વિચારોમાં દુર્બોધતા નથી અને એમની પદ્યશૈલીમાં સરળતા વિવિધતા અને જીવંતપણું છે પોતાના સમકાલીન કવિઓ કરતાં ભટ્ટિની મૌલિક કવિત્વશક્તિ ઓછી છે આ કૃતિ કલાકૌશલ્યનો મોટો વિજય દર્શાવે છે, અને પઠનના તેના નમૂનાઓ કરતાં વધારે વ્યવસ્થિત રીતે રચાયેલી છ ભટ્ટિની વિદ્વત્તાએ વિદ્વાનોને પ્રસન્ન કર્યા છે તે બરાબર છે, પણ પોતે જ લાદેલા આ કૃત્રિમતાના રાપને લીધે, એમની કવિત્વશક્તિની મચા ખૂબીઓ મારી જાય છે. એમની કૃતિના નબળા અંશોની ઘણા ઓછા લોકો નોંધ લે છે, પણ એના ઉત્કૃષ્ટ અંશોને પણ તેમના કમનસીબ દૃષ્ટિકોણને લીધે ખૂન અન્યાય થાય છે'

ઈસ ૧૯૬૨માં બહાર પડેલા સસ્કૃત સાહિત્યના નવા ઇતિહાસ (New History of Sanskrit Literature) ના લેખક શ્રી કૃષ્ણચૈતન્ય ભટ્ટિકાવ્ય વિશે નીચે પ્રમાણે અભિપ્રાય આપે છે'

'ભટ્ટિ, વિદ્વત્તાનો કવિપ્રતિભા પર સચમનો વિજય દર્શાવે છે.. આ કાવ્યનું અમધાગણ પાસું એ છે કે આ મહાકાવ્ય વ્યાકરણ અને અલંકારશાસ્ત્રના નિયમો ઉદાહૃત કરવાના ચોક્કસ ઉદ્દેશપૂર્વક રચાયું છે માણિક્ય સવેદનશીલતાને આથી મદત્વાકદા ન રુને, પણ ભટ્ટિને પોતાની કૃતિથી સતોષ છે તેમણે પોતાના શ્લોકોમાં આ કાવ્યને વૈયાકરણો માટે 'દીપરૂપ' અને બાણીનાઓ માટે 'આંધળાના હાથમાં આરસી' જેવું કહ્યું છે આ વ્યાખ્યાગમ્ય છે, તેથી બુદ્ધિશાળીઓ માટે ઉત્સવરૂપ અને બાળીનાઓ માટે દુર્ગમ પડે એવું છે, એમ પણ તેમણે કહ્યું છે તેમ છતાં પણ જ્યારે આપણે જોઈએ છીએ કે ઉદાસીન વાચોને વ્યાકરણ શીખવા શીખવવાના પણ એ કેટલાક સુદર

કાવ્યમય શ્લોક રચી નાખે છે, ત્યારે આપણે આ લેખકની પ્રશંસા કર્યા વગર રહી શકતા નથી

શ્રી કુન્હન રાજાએ 'સંસ્કૃત સાહિત્યનું સર્વેક્ષણ' (Survey of Sanskrit Literature, 1962) નામના ઇતિહાસમાં ભટ્ટિકાવ્ય વિશેનો પોતાનો મત દર્શાવતા કહ્યું છે, 'પોતાના માર્ગમાં એમણે પોતે જ ઊભા કરેલા અવરોધો વિચાર કરતા આપણે કબૂલ કરવું જોઈએ કે પોતાના અવરોધોને તે ખૂબ સફળતાપૂર્વક વટાવી શક્યા છે એમની ભાષામાં અને વિષયની રજૂઆતમાં ચારુતા રહેલું છે આ ભવ્ય મહાકાવ્યની સરાહના લાયક છે આમાં વિદ્વત્તા અને હોશિયારીનો ભવ્યમળો સાથે સમન્વય થયો છે ભટ્ટિ માનવભાવોને સંવેદનશીલતાથી આલેખનાર પ્રતિભાસંપન્ન મહાકવિ છે, તે કરતાં બહુશ્રુત વિદ્વાન અને શાસ્ત્રના કસબના જાણકાર વધારે છે'

શ્રી બલદેવ ઉપાધ્યાયે હિંદીમાં લખેલા સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ (संस्कृत साहित्यका इतिहास, १९६५)માં કહ્યું છે[10] કે 'ભટ્ટિમાં ઘણા ઊંચા પ્રકારની કવિત્વશક્તિ હતી, તેનું પ્રમાણ ભટ્ટિકાવ્યના કેટલાક પાત્રોની ઉક્તિઓમાંથી મળી રહે છે પ્રાકૃતિક દશ્યોનું રમણીય વર્ણન કરવામાં કવિની ભટ્ટિની શક્તિ ખાસ ખીલી ઊઠે છે બારમા (અગિયારમા) સર્ગમાં પ્રાતઃકાળનું કમનીય વર્ણન મળે છે સારાંશ એ છે કે કવિતાના વિષયમાં ભટ્ટિકાવ્ય ન્યૂન કક્ષાનું લાગતું નથી કવિ ભટ્ટિ પોતાના પ્રયાસમાં પ્રશંસનીય રીતે સફળ થયા છે'

વાચસ્પતિ ગૈરોલા હિંદીમાં લખેલા 'સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ (संस्कृत साहित्य का इतिहास', १९६७)માં કહે છે[11] કે, 'ભટ્ટિ મૂળમાં વૈયાકરણ અને અલંકારશાસ્ત્રી છે, જે વ્યુત્પિત્સુ (વિદ્વાન થવા ઇચ્છતા) સુકુમાર બુદ્ધિવાળા રાજકુમારો અને ભાવિ મહાકાવ્યમાર્ગના પથિકો માટે વ્યાકરણ અને અલંકારશાસ્ત્રના સિદ્ધાંતોને કાવ્યને બહાને નિબદ્ધ કરે છે ભટ્ટિ વ્યાકરણશાસ્ત્રનો ઉપદેશ કરનાર કવિ છે ભારવિમાં કાલિદાસોત્તર મહાકાવ્યના પાંડિત્યપ્રદર્શનની પ્રવૃત્તિ અને કલાત્મક સૌષ્ઠવનો એક પક્ષ દેખાય છે તો ભટ્ટિમાં બીજો પક્ષ દેખાય છે

Bhattikāvya A Study, નામના ગ્રંથ (૧૯૬_)ના લેખક શ્રી સત્યપાલ નારંગ પ્રસ્તાવનામાં લખે છે[12] 'સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં, ભટ્ટિકાવ્ય સર્જનના અને ઉદ્દેશની દૃષ્ટિએ એક આગળ પડતું મહાકાવ્ય છે ભામહ અને દંડીએ મહાકાવ્યના લક્ષણો દર્શાવ્યા એ પહેલા રચાયેલું આ મહાકાવ્ય

પછીના કવિઓ માટે નમૂનારૂપ બની રહ્યું. આ કાવ્ય, મહાકાવ્યે બુદ્ધિમત્તા તરફનો જે વળાંક લીધો તેને દર્શાવે છે'.

ભટ્ટિકાવ્યનું અંગ્રેજી ભાષાંતર (૧૯૭૨) કરનાર ઇટાલિયન વિદ્વાન ડૉ. જી. જી. લીઓનાર્ડી તેમના પુસ્તક (Bhattikavyam–Translation and notes)ની પ્રસ્તાવનામાં લખે છે:[૧૩] 'દશરથના પુત્ર રામનો વૃત્તાન્ત વર્ણવવા-ની તથા વ્યાકરણ અને અલંકારશાસ્ત્ર (artificial stylistics)ના નિયમો ઉદાહૃત કરવાની દ્વિવિધ યોજના પાર પાડવાના ઉદ્દેશથી રચાયેલું આ કાવ્ય વૈયાકરણો માટે દીપતુલ્ય છે અને બીજાઓ માટે અંધના હાથમાં આરસો સમાન છે. આ કાવ્ય 'સર્વાનુમતે સંસ્કૃતની સૌથી અઘરી કાવ્યકૃતિઓમાંનું એક છે.'

શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવના ઈ.સ. ૧૯૪૨માં પ્રકટ થયેલા 'દિગ્દર્શન' નામના લેખસંગ્રહમાંના, 'ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય' લેખમાં 'ભટ્ટિકાવ્ય' વિશે તેમણે નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છે:[૧૪]

'ઇ.સ.ના સાતમા સૈકાથી આપણા ઇતિહાસની ભૂમિ વધારે દૃઢ થાય છે...પણ તે શતકને દીપાવનાર કૃતિ તો મહાકવિ ભટ્ટિનો છે. ગ્રન્થનો ઉદ્દેશ પાણિ-નિના સૂત્રોનાં ઉદાહરણો આપવાનો છે, પણ તે ઉદાહરણો રામાયણની કથામાં ગૂંથી કાવ્યના આનંદ સાથે વ્યાકરણનું શિક્ષણ જોડ્યું છે ગ્રન્થને અંતે કવિ કહે છે: દીપતુલ્યઃ પ્રબન્ધોઽયં ...॥ પરંતુ આમ વ્યાકરણશિક્ષાને પ્રધાન ઉદ્દેશ તરીકે બતાવી કવિ પોતે જ પોતાના કાવ્યને અન્યાય કરે છે, કારણ કે કેટલાક ભાગમાં કવિએ રસને બિલકુલ ક્ષતિ પહોંચાડયા વિના બહુ સહજ રીતે વ્યાકરણના ઉદા-હરણો ગોઠવી દીધા છે અને થોડાક સર્ગો રસ અને અલંકારના ઉદાહરણથી પણ મનોહર અને સુશોભિત કર્યા છે, તેમજ શરદ, ચન્દ્રોદય વગેરેના વર્ણનો તેમજ નીતિશાસ્ત્રના ઘણા સંવાદો પ્રથમ પંક્તિના સંસ્કૃત કવિઓમાં ભટ્ટિની ગણના કરાવે તેવા છે'

શ્રી રસિકલાલ છોટાલાલ પરીખે ઈ.સ. ૧૯૬૧માં કાશ્મીરમાં ભરાયેલા ઑલ ઇન્ડિયા ઓરિએન્ટલ કોન્ફરન્સના ૨૧મા અધિવેશન પ્રસંગે, વિભાગીય પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં ભટ્ટિકાવ્ય વિશે નીચેના ઉદ્ગાર કાઢ્યા છે.[૧૫]

'વલભીએ શિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં કરેલું નોંધપાત્ર પ્રદાન તે ભટ્ટિકાવ્ય છે. ભટ્ટિએ પોતે છેલ્લા શ્લોકમાં આ કાવ્ય વિશે જે 'દીપતુલ્ય પ્રબંધ' વગેરે કહ્યું, તેને લીધે તેમજ ક્ષેમેન્દ્રે 'સુવૃત્તતિલક'માં તેને કાવ્યશાસ્ત્ર કહ્યું, તેને લીધે ભટ્ટિકાવ્ય વિશે એક જાતનો પૂર્વગ્રહ બંધાઈ ગયો છે. જે લોકોએ આ કાવ્યનો

ઊંડો અભ્યાસ કરવાની મહેનત લીધી છે, તેમણે ભટ્ટિકાવ્યની મહાકાવ્ય તરીકેની ખૂબીઓને માન્ય કરી છે.

ભટ્ટિકાવ્ય વિશેના અર્વાચીન વિદ્વાનોએ દર્શાવેલા ઉપરોક્ત અભિપ્રાયોની સમીક્ષા કરતા જણાય છે કે તેમણે આ કૃતિના કાવ્યસ્વરૂપને ધ્યાનમાં રાખી, તેની ખૂબીઓ અને ખામીઓને દર્શાવી મહાકાવ્ય તરીકે તેને પ્રશસ્ય ગણી છે. લગભગ બધા વિદ્વાનોએ નોંધ્યું છે કે, ભટ્ટિનો કાવ્યમાં વ્યાકરણ રજૂ કરવાનો શોખ, તેના રસાસ્વાદમાં ખાસ નડતરરૂપ થતો નથી. તેમણે ભટ્ટિએ કરેલા આ નવા પ્રયોગની સદર્ષ નોંધ લઈને, પ્રથમ જ્ઞાત શાસ્ત્રકાવ્યના કર્તા તરીકે ભટ્ટિને બિરદાવ્યા છે.

## અ-પાદટીપો

૧. હ. ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત,' ભા. ૧, પૃ. ૧૦૮
૨. Haraprasad Shastri, *A Descriptive Catalogue of the Sanskrit Manuscripts*, Preface, pp. xxxviii ff
૩. C. D. Dalal, A Catalogue of Mss in Jesalmir Bhandara, No. 83, p. 9
૪. *Ibid*, No 83 (1), p. 10, K. P. Trivedi, *Intro*, Bhaṭṭikāvya, p. xxiii
૫. S. P. Narang, Bhaṭṭikāvya: A study, p. 25
૬. K. P. Trivedi, *op. cit.*, p. xxiii
૭. दुर्घटवृत्ति, पृ. १८, ३०, ३६, ४५, ५३
૮. P. V. Kane, *The History of Sanskrit Poetics*, p. 77
૯. ભો. જ. સાંડેસરા, 'મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ', પૃ. ૨૨૮
૧૦ જુઓ પાદટીપ ૭
૧૧. T. Aufrecht, *Catalogus Catalogorum*, p. 201
૧૨-૧૩ K. P. Trivedi, *op cit.*, pp. xiii–xiv, S. P. Narang, *op cit.* p. 27
૧૪. K. P. Trivedi, *op cit.*, p. xxiii
૧૫. भाषावृत्ति , पृ. ८८, १३६, १९१, २८६, २६७, ३६५, ५०३
૧૬. दुर्घटवृत्तिः, पृ. २१

૧૭. भट्टिकाव्यम् (म), व्याख्यानपीठिका, पृ xxxiii–xxxiv
૧૮. K. P. Trivedi, *op.cit.*, pp. xxiv–xxviii, P. Sriramachandrudu, *Introduction*, Ekāvali, pp. 10–81
૧૯. K. P. Jayaswal, *A Descriptive Catalogue of Mss. in Mithila*, vol. II, p. 102  ૨૦. K. P. Trivedi, *op.cit.*, p. xiii
૨૧–૨૩. S. P. Narang, *op.cit.*, p. 31
૨૪. Eggeling, Mss. in India Office Library, No. 920, v
૨૫. Aufrecht, Catalogus Catalogorum, p. 395
૨૬. S. P Shastri, A Triennial Catalogue of Mss, Vol. ix, R. no. 5710, p. 7661
૨૭. A. N. Jani, *A Critical Study of the Naiṣadhīyacarita*, p.71
૨૮–૨૯. S. P. Narang, *op.cit.*, p. 32
30 K P. Trivedi, *op.cit.*, p xiii

## આ-પાદટીપો

१ भाषावृत्ति, पृ. १४३, २६५, २६६, ४०६, ५०२
२. K. C. Chatterji, 'Vyosa,' Indian Historical Quarterly, Vol. VII, No 3, p. 628
3. M. Krishnamachariyar, *History of Classical Sanskrit Literature*, p. 793
४. *Ibid*, p. 252
५. दृव्याश्रयकाव्य, S P. Naranga, *Hemchandra's Dvyās'rayakāvya*; चौधरी गुलाबचन्द्र, जैन साहित्यका बृहद् इतिहास, भा. ६, पृ. ३९६–४०२
६. श्रेणिक चरित, सर्ग १–७, भावनगर, चौधरी गुलाबचन्द्र, उपर्युक्त, पृ. ५०५-५०८. दीक्षित श्यामशंकर, तेरहवी चौदहवी शताब्दीके जैन-संस्कृत महाकाव्य, पृ. १२०–१४३
७. M Krishnamachariyar, *op. cit.*, p. 252
८–१३. M. Krishnamachariyar, *op cit.*, pp. 145–146
१४. મો દ દેસાઈ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૨૫૫
१५. Levi Sylvain, बाल्द्वीपग्रन्था, पृ. ४९–९३, *Intro* pp. xxxi–xxxii

१६. कामिल बुल्के, रामकथा, पृ. २३३
१७. चौधरी गुलाबचन्द्र, उपर्युक्त, पृ. ५२८
१८–२१. M. Krishnamachariar, *op. cit.*, pp. 187–192
२२. નીલાંજના સુ શાહ, સંસ્કૃત સાહિત્ય, પૃ. ૬૯
२३. चौधरी गुलाबचन्द्र, उपर्युक्त, पृ. ५२८

## ઇ–પાદટીપો

१. भागवृत्तिसंकलनम्, पृ. ८, ६, १०, १५, १८, २८, २६
२. K. V. Abhyankar, *Intro.*, परिभाषासंग्रह, pp. 21–23
૩. જ. મો. શુક્લ, પાણિનીય સંસ્કૃત વ્યાકરણશાસ્ત્ર પર પરાનો ઇતિહાસ, પૃ. ૧૪૦
४. क्षीरतरंगिणी, पृ. ६६, ७६, २०७
५. पदमंजरी, भा. १, पृ. ३३६, ३६१, ३७१, ३८५, ४४६, ५००, ५८३, भा. २, पृ. ५१, ६०
६. भाषावृत्ति, पृ. १६, १८, ३३, ३४, ४३, ४८, ४६, ५०, ५९, ६८, ७२, ७५, ८३–८६, १०३–१०७, १०६, ११०, ११५, ११६, १२०, १२४–१२६, १३३–१३८, १४०–१४२, १५२, १५३, १५६, १६१, १६४–१६६, १६६, १७०, १७२, १७३, १७५–१७७, १६०, १६७, २०८, २१०, २२६, २३२, २४५, २५१, २७५, २८२–२८४, २८६, २६३, २६७, ३०१, ३०२, ३०६, ३२५, ३२६, ३३३–३३५, ३३७, ३४५, ३४६, ३६६, ३७५, ३७८, ३८४, ३८६, ३६५, ४०३–४०५, ४०८, ४०६, ४२८, ४२६, ४३३, ४३४, ४५२, ५००, ५०१, ५०३, ५०८, ५०६
७. एजन, पृ ६८, १३६, १५६, १६१, २८६, २६७, ३६५; ५०३
८. K. P. Trivedi, *Introduction*, Bhaṭṭikāvya, p xiii
९. परिभाषासंग्रह, (लघुपरिभाषावृत्ति), पृ १३४–१३५
१०. धातुप्रदीप, पृ. १०, १४, ३३, ४८, ८४, १०१, १३३, १६३
११. दुर्घटवृत्ति, पृ. १८, १६, २१, २३–२७, २६, ३०, ३३, ३५, ३६, ३८–४०, ४२–४४, ४७, ५३, ५५–५६, ६१, ६२, ६४, ६७, ६६, ८२, ७४, ७८, ७७, ७८, ८३, ८६, ८९–९६, १००, १०१, ११९,
१२. उणादिसूत्रवृत्ति, पृ २८, ३८–४०, ६४, ६८, ८४, ११९, १२६, १४१, १६७, १६८, १७३, १९२

